'સસ્તું' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય'

# સૂર્યકાન્ત

[ જ્ઞાનયોગ ]



પ્રયોજક :

સ્વ૦ માણિકયલાલ જમનાદાસ મહલારજી



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે૦ ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨



'સસ્તું' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય'

# સૂર્યકાન્ત

[ જ્ઞાનયોગ ]

★

પ્રયોજક :

સ્વ૦ માણિકચલાલ જમનાદાસ મહલારજી

★

ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે: ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨

★

બે રૂપિયા

# નિવેદન

સ્વ૦ માણિક્યલાલ જમનાદાસ મલ્હારજી એક મોટા સંત અને ભક્ત હતા. તેમણે ૩૫-૪૦ વર્ષ સુધી સંતસાધુઓ, પૌરાણિકો, યતિઓ, ભક્તો અને યોગીઓનો ઉપદેશ જ્યાં જ્યાં સાંભળ્યો ત્યાં ત્યાં નોંધી લીધો. આ રીતે તેમણે નોંધોની તૈયાર કરેલી ૨૦૦-૩૦૦ જેટલી નોંધપોથી ઉપરથી સંશોધન કરી આ પુસ્તક તૈયાર કરીને ૨૩ વર્ષ પહેલાં છપાવ્યું હતું. તેની આ ઘણા સુધારાવધારાવાળી નવી આવૃત્તિ 'વિવિધ ગ્રંથમાળા'ના છેલ્લા મણકારૂપે સાદર રજૂ કરતાં અમને આનંદ થાય છે.

અધ્યાત્મમાર્ગના સાધકને ડગલે ને પગલે પડતી મુશ્કેલીઓનું નિરૂપણ અને તેના ઉપાયો આમાં એવી સરળ અને સચોટ રીતે તેમણે આપ્યા છે, કે તે મુમુક્ષુજનોને એક યા બીજી રીતે ઉપયોગી થયા વિના રહેશે નહિ.

સામાન્ય મનુષ્યને અધ્યાત્મતત્ત્વો સરળતાથી સમજાવી શકાય એ માટે પરોપકારી સંત-મહાત્માઓ દાખલા-દૃષ્ટાંતોની મદદ લઈ ઉપદેશ આપે છે અને એ રીત સચોટ સાબિત થઈ હોવાથી એને જ તેઓ સારી પેઠે અનુસર્યા છે, એમ આ પુસ્તક વાંચતાં સહેજે સમજાય છે.

પોતાની હયાતીમાં જ આ પુસ્તકોનો મોટો ફેલાવો કરવાની સ્વ૦ માણિક્યલાલની હોંશ આર્થિક મુશ્કેલીને લીધે પૂરી થઈ નહોતી; પણ તેમણે એકઠો કરેલો અધ્યાત્મજ્ઞાનનો અનુપમ સંચય તેમના પુત્ર શ્રી. વાસુદેવે આ સંસ્થાને સોંપ્યો છે. તે પૈકીનું આ પુસ્તક અત્યારના મુશ્કેલ સંજોગોમાં પ્રસિદ્ધ થાય છે. તે સ્વર્ગસ્થના શુદ્ધ આત્મામાં રહેલી છેવટની ઊંચી અભિલાષાનું ફળ હોય એમ અમને લાગે છે.

સ્વ૦ માણિક્યલાલે આ ગ્રંથના આપેલા નિવેદનમાંથી કેટલોક ઉપયોગી ભાગ નીચે અવતરણમાં આપ્યો છે.

"...દેવી, સુજ્ઞ અધિકારી સત્ત્વસંપન્ન જનો પણ વિશ્વોદ્યાનમાં

હોય છે; પણ તેવા હજારોમાં કોઈ કોઈ જ હોય છે. મનુષ્યાણાં સહસ્રેષુ × × અને તેવા હંસરૂપ જનોને જ આ ગ્રંથરૂપ પાત્રાન્તર્ગત સુંદર દિવ્ય મુક્તા(મોતી)નો ચારો ઇષ્ટ હોય છે; તેથી સર્વને અથવા ઘણા સમૂહને એની કદર ન હોય અને તેથી ઉપેક્ષા કરે તેમાં આશ્ચર્ય નથી. લેખકે સ્વાર્થવૃત્તિને પગ તળે દાબીને ઈશ્વરીપ્રેરણાને અનુસરી તેવા હંસો માટે જે અમૂલ્ય દિવ્યમણિ માણિક્ય-મુક્તાદિ રત્નોનો ભંડાર પોતાની ૧૩ વર્ષની વયથી હાલ પર્યંતમાં સંગ્રહ કરી સાચવી રાખેલો તે લુટાવી દેવાની પ્રવૃત્તિ કરવા વૃત્તિમાં જે વેગ હતો જ તેને વિશેષ બળ આપ્યું.

"...શ્રી શંકર, શ્રી કૃષ્ણ, શ્રી રામ, વસિષ્ઠ, વ્યાસજી, શ્રી દત્ત, ભીષ્માદિ મહાપુરુષો તથા ગીતા, ઉપનિષદ, બ્રહ્મસૂત્ર વગેરે સચ્છાસ્ત્રો અને સત્પુરુષો, ભક્ત મહાત્મા-સંતો વગેરેએ જે ગર્જનાપૂર્વક કહેલ છે, તેની જ નકલ-તેનો જ પડઘો-પ્રતિબિંબરૂપે સેવક કહી રહ્યો છે. વેદશાસ્ત્રાદિ મહાસમુદ્રનું જળ, સંતમહાત્મારૂપ વાદળાં દ્વારા વરસી, તેમની અનુભવરૂપ મધુરતા (મીઠાશ)વાળી વાણીરૂપ પાણી, જિજ્ઞાસુ તૃષાતુરને શાંતિનું ભાન કરાવનારી જ હોય છે. તે મધુર સુંદર નિર્મળ જળ-રસથી પૂર્ણપાત્રરૂપ એ ગ્રંથ છે. જિજ્ઞાસુ વિવેકી જનો તો શ્રદ્ધા-પ્રેમપૂર્વક આકંઠ તૃપ્તિ થતાં સુધી એમાંથી પાન કરી કૃતકૃત્ય થશે જ એવી આશા છે."

આ પુસ્તક શરૂથી છેવટ સુધી ઘણી ચીવટથી સંસ્થાના શાસ્ત્રીજી પાસે જોવડાવ્યું છે અને તેમાં અગાઉ રહી ગયેલી ભાષાની અને બીજી કેટલીક ઊણપો દૂર કરવાના એમણે યથાશક્ય પ્રયત્નો કર્યા છે. વળી મૂળ શ્લોકોના અર્થ જે આગલી આવૃત્તિમાં નહિ અપાયેલા તે નવેસરથી આમાં આપ્યા છે.

આ રીતે આ આવૃત્તિ ઘણા સુધારાવધારા અને સંશોધન સાથેની પ્રસિદ્ધ થાય છે. આશા છે કે જિજ્ઞાસુ વાચક બંધુઓને તે પરમપદ પ્રાપ્ત કરવામાં પ્રેરણાદાયી ને માર્ગદર્શક થઈ પડશે.

મુંબઈ,
તા. ૧-૯-'૪૭

સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વતી
મનુ સૂબેદાર (પ્રમુખ)

# અનુક્રમ

# સૂર્યકાન્ત

## જ્ઞાનયોગ

જ્ઞાનયોગ શરૂ કરતાં અનન્ય ભાવે સચ્ચિદાનંદસ્વરૂપ શ્રી સદ્ગુરુ પરમાત્માને વારંવાર સવિનય સપ્રેમ પ્રણામ કરી, ગ્રંથકાર ગ્રંથ આરંભે છે. ગ્રંથની સમાપ્તિ નિર્વિઘ્ને થાય, તે માટે શિષ્ટ સંપ્રદાય પ્રમાણે ભગવત્કૃપા મેળવવા પ્રભુને નમસ્કાર કરવારૂપ મંગલ કરવું જોઈએ; તે પરંપરાને અનુસરી, શ્રીમન્મહાગણપતિ, મહેશ્વર, મહાવિષ્ણુ, ચિતિશક્તિરૂપા મહાકાલી, મહાલક્ષ્મી, મહાસરસ્વતી વગેરે અનંત અનેક દિવ્યશક્તિસ્વરૂપ; તથા ભગવાન સૂર્ય, હનુમાનજી, અનસૂયા–અત્રિથી જન્મેલા ભગવાન સદ્ગુરુ દત્તાત્રેય વગેરે અનેક દૈવી સ્વરૂપે પ્રકટ થઈ શોભતા, અનંત બ્રહ્માંડોના અધિષ્ઠાનરૂપ અને સર્વના અંતર્યામી સદ્ગુરુ પરમાત્મા જ છે; તે પ્રભુને કરેલા પ્રણામ સર્વ મંગલકર હોઈ શિષ્ટાચાર પ્રમાણે સફળ છે.

જ્ઞાનસૂર્યના ઉદયથી, અસ્ત થાય અજ્ઞાન;<br>
પરમ તત્ત્વ નિજ રૂપમાં, શમે જ્ઞાન પણ ભાન.<br>
ઉદય–અસ્તની કલ્પના, અધ્યારોપ–અપવાદ;<br>
ખોવાતાં સઘળું ગયું, કોણ કહે તે સ્વાદ?

અપરોક્ષ જ્ઞાનરૂપ સૂર્યનો ઉદય થતાં, પરોક્ષ જ્ઞાન દર્શાવતી શ્રુતિઓ (सत्यं ज्ञानमनंतं ब्रह्म, प्रज्ञानमानंदं ब्रह्म અર્થાત્ બ્રહ્મ એ

અનંત, સત્ય, જ્ઞાન, બુદ્ધિ અને આનંદરૂપ છે) વગેરે રૂપ પહેરેગીરો સૂઈ જાય છે; કામ-ક્રોધાદિ ચોરો છુપાઈ જાય છે; ઇંદ્રિયોરૂપ તારા ઝાંખા પડે છે; મનરૂપ ચંદ્ર નિસ્તેજ થાય છે અને પ્રત્યગ્‌ભિન્ન બ્રહ્મમાં હુંપણાની બુદ્ધિ સુસ્થિર થતાં અભય પ્રાપ્ત થાય છે; બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ માટે શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુ પાસે ફળ-પુષ્પાદિ ભેટ-સામગ્રી લઈ જઈ, સવિનય-સપ્રેમ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી શરણે જવું અને ત્યાં અમુક કાળ રહી ગુરુસેવાથી અંતઃકરણની શુદ્ધિ થતાં સદ્‌ગુરુની કૃપા થાય છે. સદ્‌ગુરુની કૃપા પ્રાપ્ત થતાં અજ્ઞાન-પડદો (અવિદ્યારૂપ આવરણ) દૂર થાય છે અને જ્ઞાનરૂપ આત્માનો અપરોક્ષ સાક્ષાત્કાર થવાથી શાશ્વત શાંતિ પ્રાપ્ત થાય છે; તેમ જ સર્વ કર્તવ્યકર્મ અટકી જાય છે (કર્તવ્ય કંઈ રહેતું નથી "सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥ હે અર્જુન! જ્ઞાન થતાં બધાં કર્મ સમાપ્ત થાય છે." ગીતા). વળી શ્રુતિ પણ તે જ કહે છે:—

**भिद्यते हृदयग्रंथिश्छिद्यंते सर्वसंशयाः ।**
**क्षीयंते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥**

અર્થાત્ તે પરમાત્માનો સાક્ષાત્કાર થતાં જ્ઞાનીનાં હૃદયની ગાંઠ તૂટે છે, સર્વ સંશયો કપાય છે અને કર્મો નાશ પામે છે.

કોઈ યોગભ્રષ્ટ પુણ્યાત્માને એકાગ્રતારૂપ તપથી પણ (ગુરુના ઉપદેશ વિના) આત્મસાક્ષાત્કાર થતાં જ્ઞાન થાય છે. નિવૃત્તિનાથ ને નરસિંહ મહેતા વગેરેને એ રીતે જ્ઞાન થયું હતું; પરંતુ એવા આ સમયમાં મળવા મુશ્કેલ છે.

એક ચારણને ત્યાં નવ ભેંસ અને એક પાડો હતાં. રાત્રે ચોર આવ્યા; તે બધાં ચોરી ગયા. ચારણે માનતા માની, કે મારી બધી ભેંસો અને પાડો જડશે, તો દેવીને પાડો ચડાવીશ. ચોરે પણ તેવી જ માનતા માની, કે જો પકડાઈશું નહિ અને

બધાં પચશે, તો દેવીને પાડો ચડાવીશું: એમ બંને રીતે પાડો તો મરવાનો જ. તે પ્રમાણે ભક્તિ કરો અથવા જ્ઞાન મેળવો. બંને પ્રકારે પાંચ ઇંદ્રિયો અને ચાર અંતઃકરણ રાખતાં અભિમાનરૂપ પાડો તો મરવાનો જ છે; અર્થાત્ ભક્તિ કે જ્ઞાન ગમે તે માર્ગે જાય પણ શરીરાદિ ઉપરનું અભિમાન જીવી શકે તેમ નથી. એ મિથ્યા અભિમાન જ બંધનનો હેતુ છે ને સત્ અભિમાન મુક્તિનો હેતુ છે; અને છેવટે દેહાદિ દ્વૈતનું ભાન ભુલાવી પોતે પણ નાશ પામે છે; તેથી એ અભિમાન જાય ત્યાં સુધી ब्रह्मैवाहम् (હું બ્રહ્મ જ છું), એવું ઇચ્છવાયોગ્ય છે. પગમાં કાંટો વાગ્યો હોય, તો તે કાઢવા માટે લીધેલો કાંટો પણ વાગેલો કાંટો નીકળી જાય તેની સાથે જ ફેંકી દેવાય છે. નિર્મળી ઘસી જળમાં નાખવાથી જળમાંનો મેલ બધો નીચે બેસાડી દઈ અંતે પોતે પણ તળિયે બેસે છે, માત્ર નિર્મળ જળ દેખાય છે; તેમ સત્ અભિમાનરૂપ सोऽहम्, शिवोऽहम्, ब्रह्मैवाहम्, ओमहम्, सच्चिदानंदोऽहम्, ભાવનાથી દેહોઽહં, જીવોઽહં, મનુષ્યોઽહં, અમુક નામ, ગોત્ર, કુલોત્પન્નોઽહં, વગેરે અસત્ અભિમાનરૂપ વિકાર દૂર થાય છે; અને છેવટે 'બધે સમાન, અખંડ, જ્ઞાનઘન, ચૈતન્યતત્ત્વ હું જ સ્વયંસિદ્ધ પૂર્ણ છું; અને દેહ, જગત વગેરેનું ભાન ભ્રાંતિથી થતું હોઈ મિથ્યા છે,' એવો પાકો નિશ્ચયપૂર્વકનો અનુભવ પ્રકટતાં તે ભાવના પણ શાંત થાય છે અને નિર્વિકલ્પ, સમ, શાંત, જ્ઞાનમય સુખસ્વરૂપે જ સ્થિતિ પ્રાપ્ત થાય છે. વળી કહ્યું છે, કે

**क्षणं ब्रह्माहमस्मीति यः कुर्यादात्मचिंतनम् ।**
**स महापातकं हन्ति तमः सूर्योदये यथा ॥**

અર્થાત્ જે મનુષ્ય ક્ષણવાર પણ 'હું બ્રહ્મ છું' આવું આત્મચિંતન કરે છે, તે સૂર્યોદય થતાં જેમ અંધારું નષ્ટ થાય છે, તેમ તે મોટાં પાપોનો નાશ કરે છે.

નિરાકારરૂપરહિત પરમાત્મામાંથી જ અથવા તેમાં જ અનેક પ્રકારનાં રૂપ જણાય છે; અને ફરી તે સાકાર સ્વરૂપો નિરાકારમાં જ સમાય છે. જેમ કપૂર અનેક ગોટી–ચોરસાં વગેરે રૂપે દેખાય છે; કપૂરનો ઘડો બનાવ્યો, તો તે ઘડારૂપે દેખાય છે; પણ તે બધા ઘાટ આકાશરૂપ જ છે. આકાર પ્રત્યક્ષ દેખાતા છતાં થોડા કાળમાં આકાશરૂપ જ થઈ રહે છે; પછી આકાર જણાતા નથી; તે જ રીતે બરફના ઘડા, પથરા, ગાંગડા વગેરેમાં સમજવાનું છે. વળી ખાંડનાં અનેક પ્રકારનાં રમકડાં વિષે પણ એમ જ સમજવું. બરફ જળરૂપ જ હતો, બરફરૂપે પણ જળ જ છે અને પીગળીને પણ જળ જ થાય છે; રમકડાં ખાંડરૂપે–રસરૂપ હતાં, રમકડાંરૂપે પણ મિષ્ટતારૂપ રસ જ છે અને અંતે પણ ખાંડરૂપ જ છે; તેમ "सर्वं खल्विदं ब्रह्म नेह नानास्ति किंचन–આ સર્વ બ્રહ્મ જ છે, અહીં અનેકરૂપ–દ્વૈતભ્રાંતિથી જે કંઈ દેખાય છે, તે કાંઈ જ નથી." એવા દૃઢ અપરોક્ષ જ્ઞાનરૂપ દિવ્ય દૃષ્ટિવાળાને તથા દેહદૃષ્ટિવાળા અજ્ઞાનીઓને પ્રારબ્ધ તો એકસરખું જ ભોગવવું જ પડે છે; પણ અજ્ઞાની રડીરડીને ભોગવે છે, ને જ્ઞાની આનંદથી અસંગ રહી ભોગવી છૂટે છે. જેમ કલેકટરે અથવા પોલીસે ડુમસ સુધી વેઠિયા પકડ્યા, તેમાં અજ્ઞાન વેઠિયા પેટ કૂટ્યા કરે છે–બડબડાટ કર્યા કરે છે, કે હજી ડુમસ ક્યારે આવશે; જ્યારે બીજો ધીરજવાળો કહે છે, કે હમણાં ડુમસ આવશે, એટલે પોટલું ફેંકી છૂટા થઈ ચાલ્યા જઈશું; તેથી તે ઉતાવળો ચાલે છે.

જે કર્તવ્ય હાથમાં લીધું હોય, તેની સફળતા સુધી અટકવું નહિ. મનુષ્યશરીર મોક્ષનું દ્વાર છે. અનેક યોનિઓમાં ભમીભમી વિષયરૂપ કાદવમાં ખૂબ રગડીરગડી પુણ્યના પ્રભાવે ઉત્તમ દેહ મળ્યો છે, તે માત્ર ભવબંધન તોડવાને, સંસારસમુદ્ર

તરવાને, પોતાના સત્ય સ્વરૂપમાં શમવાને તથા મુક્ત થવાને માટે જ છે; અર્થાત્ આ દેહમાં રહીને એ જ મુખ્ય કર્તવ્ય છે; છતાં તે કરીએ નહિ અને બાજી હારી જઈ પાછા ચાલ્યા જઈએ, તો ગાળ ખમવી પડે. શ્રુતિમાતા તેવા જીવોને आत्महा (આત્મઘાતી) કહે છે. વળી કહે છે, કે વિષયલાલસામાં લુબ્ધ થઈ વાડી–ગાડી–લાડી–પુત્ર–પૌત્ર–બાગ–ફાગના વૈભવોમાં અહંતા–મમતારૂપ દૃઢ પાશથી બંધાઈ રહી અજ્ઞાન વડે ઢંકાયેલી દૃષ્ટિથી આ સંસારમાં જ જે મોહ પામી રહ્યો છે, તે જન્મ–મરણથી છૂટી શકતો નથી; 'मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ॥ અર્થાત્ જે મનુષ્ય આ લોકમાં અનેક ભેદ જેવું જુએ છે, તે મરણ પછી મરણ પામ્યા જ કરે છે' (ઉપનિષદ્). સંસાર–વ્યવહારનો પ્રેમ અથવા સ્ત્રી–પુત્ર–પતિ–પત્ની–માતા–પિતા–મિત્ર વગેરે ઉપર જે પ્રેમ છે, તે પ્રભુ પરનો પ્રેમ શીખવા સારુ જ છે. જેમ રેમિ ઉપર પ્રથમ તારનું કામ શીખવા તેના પર હાથ ઠેરવાય છે; તે પર હાથ ઠરે, ત્યારે ખરા તાર પર હાથ ચાલી શકે છે–ત્યાં હાથ ઠરે છે, તેમ સાંસારિક પ્રેમ, તે પરમાત્મા પ્રત્યેના સાચા પ્રેમને શીખવનારો છે; પણ તેમાં જ અટકી રહી તેમાં જ હટાઈ રહેવા માટે નથી. શાસ્ત્રની મર્યાદા, ધર્મ–કર્મની શ્રેણી, વર્ણાશ્રમ–મર્યાદા અથવા ક્રમ–પદ્ધતિ જે બાંધી છે, તે પ્રવૃત્તિ કરાવી, તેમાંથી નિવૃત્તિમાં લઈ જઈ પોતાનું મૂળ સ્વરૂપ સમજાવી, ભવબંધથી મુક્ત કરવા માટે જ છે. બ્રહ્મચર્યાશ્રમમાં વિદ્યા મેળવી ગૃહસ્થ બની, પ્રજા ઉત્પન્ન કરી, તથા તેમાં યજ્ઞ, દાન, અતિથિસત્કાર, આશ્રિતોનું લાલન–પાલન, સંત–મહાત્માનો સત્કાર વગેરે કરી–પરવારી, વાનપ્રસ્થાશ્રમમાં એકાંત સેવવાનો હેતુ એ જ છે, કે તેમાં સ્થૂલ દેહના ભોગોનો ત્યાગ થાય છે. એકાંતવાસ કરે ત્યાં સાત્ત્વિક

અન્નભિક્ષા મળવાનો સંભવ હોય છે; પણ ભજિયાં, શ્રીખંડ, લાડુ, બિરંજ, રાયતાં, ચટણી-ચટાકા, પાપડ, વડી વગેરે મળવાનો સંભવ હોતો નથી. વળી સ્ત્રી-પુત્રાદિ તરફથી પણ સ્થૂલ દેહને જે ભોગો મળે છે, તે પણ ત્યાં હોતા નથી; અને અહર્નિશ અખંડ હરિચ્ચિંતનના અભ્યાસથી સૂક્ષ્મ દેહના ભોગ પણ છૂટી જાય છે; અર્થાત્ સંસારના બીજા વિચારો સ્ફુરવાને બદલે ભગવત્ચિંતન જ થતું રહે છે; પછી નિર્વિકલ્પાવસ્થા સેવવાથી કારણ દેહના ભોગ પણ છૂટી જાય છે; અર્થાત્ જેમાં માત્ર સંકલ્પરૂપે ભોગ હોય છે, તે સંપ્રજ્ઞાત-સમાધિ પ્રાપ્ત થાય છે અને છેવટે તે( સંકલ્પ )નો પણ ત્યાગ થતાં નિર્વિકલ્પ સમાધિ થાય છે.

આત્મારૂપ નદીથી બધાં તીર્થોની ઉત્પત્તિ છે; પાપોના નાશ માટે બધાં તીર્થોમાં સ્નાન કરે, તેથી સર્વ પાપનું મૂળ, જે અજ્ઞાન છે, તે નાશ પામતું નથી. જેમ વૃક્ષનું થડ-મૂળ રહેવા દઈ, પાન-ડાંખળી-શાખા વગેરેને જ કાપી નાખીએ, તો મૂળમાંથી પાછા અંકુરો ફૂટી ફેલાય છે, તેમ બીજાં બાહ્ય તીર્થોમાં સ્નાનાદિથી અનેક પાપો નાશ પામે છે; પણ થડરૂપ મૂળ (અજ્ઞાન) કાયમ રહેવાથી પાછા અંકુરો ફૂટવા સંભવ છે; માટે મૂળ ( અજ્ઞાન ) સહિત પાપરૂપ શાખા-પાન વગેરેને કાપી નાખીએ, તો આત્મનદી-આત્મતીર્થ જ બાકી રહે છે; તેથી તેમાં સ્નાન કરવું જોઈએ. તે આત્મનદીને બે કિનારા છે: વૈરાગ્ય અને જ્ઞાન. તે નદી આનંદરૂપ જળથી પૂર્ણ છે; સત્યાવહા એટલે સત્ય ભાષણરૂપ વેગથી વહી રહી છે; શમદમાદિ કમળોથી તે શોભે છે; યમ-નિયમાદિરૂપ મગરો-મચ્છો તેમાં રહે છે; અને મનરૂપી પુરુષ એ નદીમાં જો પડે છે, તો તેને મગરો ખેંચીને આનંદજળમાં ડુબાડી દે છે; સારસાદિ પક્ષી

સરખા પરમહંસો તેના તટ પર કલ્લોલ કરે છે. એવી એ નદીમાં સ્નાન કરવું જરૂરી છે; પણ તે શી રીતે થાય ? સંતોના સમાગમથી તે થાય છે. સત્સંગ સેવ્યાથી ઉપદેશ મળ્યા કરે છે, તેથી આત્મામાં તદાકાર થવાય છે; એ જ તેમાં સ્નાન છે.

ફલ–વિહંગમન્યાય–એટલે પક્ષીઓ વૃક્ષ ઉપરથી ફળ ખાય છે, તે સહેલાઈથી ઊડવાના તેઓના સ્વાભાવિક બળથી ખાય છે; તેમાં તેમને વધુ શ્રમ પડતો નથી; અને ફલ–પુરુષન્યાય એટલે મનુષ્યો, કીડી, મંકોડા વગેરે તો ઝાડ ઉપર ચઢે, પ્રયત્ન કરે, ત્યાં પહોંચે, ત્યારે ફળ લે છે અને ત્યારે જ ખાઈ શકે છે; તેમ અધિકાર પ્રમાણે પરમાત્મ–પ્રાપ્તિરૂપ ફળ મળે છે. ગંગા જેવી સરળ વહેતી નદી સમુદ્રને સીધી મળે છે, ત્યારે બીજી વાંકી–ચૂકી વહેતી નદીઓ, ગંગા જેવીને મળી, તે દ્વારા સમુદ્રને મળે છે; એ જ રીતે વેદાંતના વિચારોના અધ્યયનથી પરમાત્મસ્વરૂપ (ફળ) ની પ્રાપ્તિ સાક્ષાત્–સીધી થાય છે; જ્યારે બીજા કર્મમાર્ગ વગેરેનો આશ્રય કરનારાને અંતઃકરણની શુદ્ધિ દ્વારા તેની પ્રાપ્તિ થાય છે; આમાં કારણ શું છે ? ‘ रुचीनां वैचित्र्यात् ’ જુદાજુદા પ્રકારની રુચિઓ જ. તે રુચિઓ શાથી થાય છે ? કર્માનુસાર વાસનાથી. પશુપતિમત, સાંખ્ય, યોગ, ભક્તિ, વગેરેમાં કર્મ પ્રમાણે રુચિ થાય છે. વેદાંત એ સરળ માર્ગ છે; છતાં વાંકા માર્ગને સરળ માની લોકો તેનો આશ્રય કરે છે; તોપણ ‘ नृणाम् एको गम्यः ’–પુરુષોને પ્રાપ્ત કરવા યોગ્ય તો એક જ સ્થાન ( પરમાત્મા ) છે. જડ પદાર્થના સંબંધથી-દેહાધ્યાસને લીધે ભ્રમ થયો છે, તેથી આત્મસ્વરૂપ ભુલાયું છે; તેનું ફરી સ્મરણ કરવા સારુ સત્સંગ સેવી ભ્રાંતિરૂપ પડળ કાઢી નાખવાની જરૂર છે. જેઓ પૂર્વજન્મના યોગી–અભ્યાસી હોય છે, તેઓ પૂર્વે કહેલાં પક્ષીની પેઠે સહેલાઈથી આત્માનુભવ

રૂપ–ફળનો સ્વાદ લઈ શકે છે; પણ જેઓ તેવા નથી, તેમણે ક્રમપૂર્વક સાધનસંપન્ન બની, સદ્ગુરુને સેવી, સંત-મહાત્મા, સદ્ગુરુ અને પરમાત્માની કૃપા મેળવી, નિઃસંકલ્પ થવા પ્રયત્ન કરી પ્રણવની પ્રેમપૂર્વક નિત્ય ઉપાસના કરવી; અને પછી 'તત્ત્વમસિ' મહાવાકયનો એકાંતમાં વિચાર કરી 'सोऽहम् शिवोऽहं' એવો દૃઢ અપરોક્ષ અનુભવ થાય, ત્યાં સુધી અટકવું નહિ; એ જ મનુષ્યજન્મનું ખરું કર્તવ્ય છે.

કહ્યું છે, કે—

"निर्वित्तः सर्वतत्त्वज्ञः कामक्रोधविवर्जितः
ध्यानस्थस्तुल्यमृत्स्वर्णो मुनिरेव स उच्यते ॥

ધનરહિત, સર્વ તત્ત્વ જાણનાર, કામ–ક્રોધરહિત, ધ્યાનમાં મગ્ન તથા માટી અને સોનું સમાન ગણતો હોય, તે મુનિ કહેવાય છે." આવી સ્થિતિ થાય અને આનંદસ્વરૂપ આત્મતત્ત્વમાં વિશ્રાંતિ મળે, ત્યાં સુધી સતત પ્રયત્ન કરતા રહેવું, એ જ વાસ્તવિક કર્તવ્ય છે.

અદ્વૈત એ અસલ છે, દ્વૈત તેની નકલ છે. નકલ પરથી જ અસલ ઓળખાય છે; પછી નકલ નકામી પડે છે, ને છેવટે અસલ પણ કહેવાનું રહેતું નથી; કેમકે દ્વૈત એ અદ્વૈતનું કાર્ય છે. જેમ ચાંદી કારણ છે અને બેઆની, પાવલી, અડધા, રૂપિયા, તોડા, ફૂલતોડા, સાંકળાં વગેરે તેનાં કાર્ય છે. બેઆની, પાવલી વગેરે દ્વૈત છે, અને ચાંદી અદ્વૈત છે; અર્થાત્ દ્વૈત એ અદ્વૈત જ છે, બીજું કશું જ નથી.

સુવર્ણ અને ભૂષણ, એ દૃષ્ટાંતમાં ઘણા વાદ છેઃ વિવર્તવાદ= સુવર્ણ જ છે; છતાં તેમાં ભૂષણોની કલ્પના થાય છે; પણ તે સુવર્ણ જ છે. પરિણામવાદ=અલંકારાદિ સુવર્ણનું પરિણામ થયું છે, એમ કહેવું તે છે. અજાતવાદ=સુવર્ણમાં ભૂષણકલ્પના ઊડી જતાં

સુવર્ણદૃષ્ટિ જ કાયમ થાય છે અને તેથી ભૂષણોરૂપ આકાર કે વિકાર થયો જ નથી, એમ અનુભવાય તે અજાતવાદ છે. કારણથી કાર્ય ભિન્ન છે જ નહિ; પરિણામવાદ એ અધ્યારોપ છે અને વિવર્તવાદ એ અપવાદ છે. સુવર્ણ જાણ્યા પછી અલંકારાદિ આકાર જાણવાની જરૂર નથી, તેમ બ્રહ્મ જાણ્યા પછી આકાશાદિ જાણવાની જરૂર રહેતી નથી. એકના જ્ઞાનથી (જગતમાં) સર્વ જાણવામાં આવે છે; 'एकेन मृत्पिंडेन' એ શ્રુતિ પ્રમાણે એક માટીના પિંડનું જ્ઞાન થવાથી ઘડા, ગાગર, કોઠી, કોડિયાં વગેરેનું જ્ઞાન થાય છે; અર્થાત્ 'मृत्तिकेत्येव सत्यं' માટી જ સત્ય છે એમ સમજાય છે. ખરી રીતે કાર્ય-કારણનો જેમ ભેદ નથી, તેમ ભોગ્ય-ભોક્તા એવી અલગઅલગ વસ્તુ જ નથી. જેમ ઘટાકાશ તથા મહદાકાશનો અભેદ છે, તેમ જીવ તથા બ્રહ્મનો અભેદ છે. ઘટરૂપ ઉપાધિને ખસેડીએ તો મહદાકાશ જ છે. જીવ તથા ઈશ્વર એવો જે ભેદ છે, તે સર્વજ્ઞત્વ-અલ્પજ્ઞત્વ આદિ ઉપાધિથી કલ્પિત છે; ઘટ અને મઠરૂપ ઉપાધિ હોવાથી ઘટાકાશ તથા મઠાકાશ કહેવાય છે; પણ ઉપાધિને ખસેડી જોઈએ, તો એક જ આકાશ છે, તેમ અલ્પ અને સર્વ એવી જીવ-ઈશની ઉપાધિ ખસેડી જોતાં જ્ઞાની તો એકતા જ છે; અર્થાત્ કેવળ જ્ઞાન તથા કેવળ ચૈતન્યના અસ્તિત્વની દૃષ્ટિએ અભેદ એકરસ જ છે-એક જ વૃક્ષ છે; પણ તેની શાખા વગેરે ભેદ અનેક છે. સમુદ્ર એક જ છે, તેમાં ફીણ, તરંગ, પરપોટા, લહેર વગેરેથી કલ્પાતા ભેદ અનેક છે અને તે વ્યવહારદૃષ્ટિએ જ ભેદ કલ્પાય છે, પણ વાસ્તવિક દૃષ્ટિથી તો અભેદ એક જ સત્ય છે. કાર્ય પણ કારણની પેઠે સત્ય છે, એમ કહેવું વ્યવહારદૃષ્ટિએ ઠીક નથી; માટે જ શ્રુતિ 'मृत्तिकेत्येव सत्यं' એમ કહી કાર્યનું સત્યપણું નિષેધે છે અને કારણને જ સત્ય કહે છે. બ્રહ્મભાવ

દઢ થશે, ત્યારે જીવભાવ ઊડી જશે. જીવ અને બ્રહ્મ જ છે; (ઘટાકાશ એ મહાકાશ જ છે.) તેથી જ 'तत्त्वमसि' શ્રુતિ-મહાવાક્ય સ્પષ્ટ કહે છે, કે 'તે બ્રહ્મ તું છે.' પણ એ વાકય અમુક કોઈ અવસ્થા જણાવતું નથી. મરણઅવસ્થા જ્ઞાની અજ્ઞાની બન્નેને સમાન છે, પણ મિથ્યાત્મા (શરીર)માં અહંબુદ્ધિ હોવાને લીધે જ અજ્ઞાની ફરી જન્મે છે અને જ્ઞાનીને આત્મ-તત્ત્વમાં જ અહંબુદ્ધિ છે; તેથી તેનો ફરી જન્મ થતો નથી.

'मृत्यो: स मृत्युमाप्नोति य इह नानेव पश्यति જે આ આત્મતત્ત્વમાં અનેક ભેદ જેવું જુએ છે, તે મરણ પછી મરણ પામ્યા જ કરે છે.' સમ્યક્ જ્ઞાનથી જ મોક્ષ થાય છે. 'ऋते ज्ञानान्न मुक्तिः જ્ઞાન વિના મોક્ષ નથી.' તથા 'ज्ञानादेव हि मुक्तिः स्यात् नान्यथा वीरनंदिनि ॥ અર્થાત્ જ્ઞાનથી જ મોક્ષ થાય છે; બીજો કોઈ ઉપાય નથી.' કૂવામાં વાઘે જોયું, તો બીજો વાઘ દીઠો, એટલે તેની સાથે યુદ્ધ કરવા તે અંદર કૂદી પડયો; તેથી તેનું મૃત્યુ થયું; આમ પ્રતિબિંબિત ખોટા વાઘથી મૃત્યુ થયું, તે તો સાચું થયું ને? એ રીતે કાર્ય બધું અસત્ય કહેવાથી વેદ–શાસ્ત્ર–સંત વગેરે બધું ભલે અસત્ય હો, પરંતુ તેનાથી જ્ઞાન થઈ મોક્ષ થશે, તે તો સાચો જ છે ને? શાસ્ત્રો વગેરે બધું કાર્ય અસત્ છે. તેનાથી જ્ઞાન શી રીતે સાચું થશે? એમ કોઈ પૂછે, તો તેને જ પૂછવું કે, ભાઈ! તમે બ્રહ્મજ્ઞાન થયા પહેલાં આ પ્રશ્ન પૂછો છો, કે થયા પછી પૂછો છો? જો જ્ઞાન થયા પછી પૂછતા હો, તો જ્ઞાન થયા પછી ભલે સત્ રહો અથવા મિથ્યા રહો; તેનું તમારે કંઈ કામ જ નથી રહેતું; અને જ્ઞાન થયા પહેલાં પૂછતા હો, તો જ્ઞાન થયા પહેલાં એવો પ્રશ્ન જ કરાય નહિ. ભાઈ! જાગ્યા પછી સ્વપ્ન ખોટું છે, પણ સ્વપ્નકાળે સ્વપ્ન ખોટું નથી. જ્યાં સુધી એકત્વ–અભેદ જ્ઞાન

થયું નથી, ત્યાં સુધી નાનાત્વ (ભેદ) મિથ્યા થઈ શકે નહિ; ભેદ તો સર્વને જાણીતો જ છે, તેમાં વેદ–શાસ્ત્રાદિની શી જરૂર છે? પરંતુ તેની એકત્વ બતાવવા સારુ જ જરૂર છે; તેથી વેદ–શાસ્ત્ર-ગુરુ દ્વારા સાચું સમ્યક્ જ્ઞાન થયા પછી તેની જરૂર રહેતી નથી; કેમ કે જેમ ભેદ રહેતો નથી, તેમ અભેદ પણ રહેતો નથી. વૃત્તિરૂપ જ્ઞાનકણિકા એ બરફની કણિકા જેવી હતી; તેનો બ્રહ્માનંદરૂપ અનંત જ્ઞાનામૃતસાગરમાં લય થઈ જતાં* (અત્યંતાભાવનો અનુભવ થવાથી) સ્વયંસિદ્ધ અને સ્વયંપ્રકાશ અખંડ એકરસ જ રહે છે. આ આત્માનુભવ જેણે કર્યો હોય, તે જ તેનો સ્વાદ–આનંદ જાણે છે; પણ વાણીથી તે કહી શકાતો નથી. છેવટે તે અભેદ ઐકયત્વને જ પામી રહે છે. જેમ મીઠાની પૂતળી સમુદ્રનું માપ કાઢવા ગઈ, તે જેમજેમ તેમાં પ્રવેશતી ગઈ, તેટલો કાળ સૂઝયું તેવું કહેતી ગઈ; પણ મસ્તક બૂડયું અને પૂરી પીગળી ગઈ એટલે કહેવાનું ગયું અને કહેનારી પણ ગેબ થઈ–સમુદ્રરૂપ થઈ ગઈ. આમ તે જળથી જ ઉત્પન્ન થયેલી હોઈ ત્યાં પાછી જતાં જળરૂપ જ બની રહી; અને 'આટલું પાણી મારું ને આટલું સમુદ્રનું છે,' એમ કહેવાનું રહ્યું નહિ એટલે ભેદ જ ગયો; પરંતુ મરજીવા હોય (મરીને જીવવાની હિંમતવાળા હોય) તે જ એ આનંદ લઈ શકે છે. દૃષ્ટાંતઃ–એક ઊંડું અને મોટું જળાશય (કૂવો–સમુદ્ર–દરો, ગમે તે સમજો) છે; તેમાં સુંદર નિર્મળ પાણી હોય અને તેમાં અમૂલ્ય મણિ પડ્યો હોય, ત્યારે તેના કાંઠે ઊભેલા લોક અનેક વાતોથી કોલાહલ કરે છે; પણ તેમાં કૂદી પડી તે લાવવા કોઈની હિંમત થતી નથી; એ વેળા દૃઢ નિશ્ચયવાળો કોઈ સત્યાગ્રહી આવ્યો; તેણે આ મણિ જરૂર લાવવો, એવો દૃઢ નિશ્ચય કરી ઝંપલાવ્યું. પછી બહાર રહેલા કહે છે, કે મણિ કેવો છે, તે અમને કહેજે.

પેલો વીર તો ઊંડો ગયો; ડૂબકી મારી મણિ તેણે લીધો, પણ બહારના લોકો પૂછવા બૂમો પાડી રહ્યા છે, તેને શી રીતે પાણીમાં જ રહેલો તે કહી શકે? પરંતુ પેલો મણિ ચિંતામણિ જ હતો, એટલે જે ઇચ્છે તે તરત થાય; તેથી પેલાએ વિચાર્યું, કે ઉપર લોકો મને હેરાન કરશે, ને વીંટી વળશે; તેમાં ચોર-ઠગારા હોય, તો ઝપટ મારી લઈ પણ જાય; તેથી પ્રભુકૃપાથી આ મણિ સાથે મારાથી ઘેર ગુપ્ત રીતે પહોંચી જવાય, તો સુખી થવાય. આમ મણિ હાથમાં આવતાં તેણે વિચાર કરી મલકાઈને ઘરની દેવપૂજાના એકાંત સ્થળનું તેણે સ્મરણ કર્યું, એટલે તુરત ત્યાં તે જઈ પહોંચ્યો. પછી લોકોએ જાણ્યું, કે એ તો ગયો. કેટલાકે કહ્યું: અતાગ પાણી છે, જે જાય તે પાછો શાનો આવે? એ તો ગયો. કેટલાકે કહ્યું: તે નિરાંતે બેઠો હશે; આપણે બધા હેરાન કરીએ; તેથી તે આપણા ગયા પછી નીકળશે. એમ કહી થાકીને લોકો વેરાઈ ગયા. પેલો વીર મહાત્મા સિદ્ધસંકલ્પ અને મોટો ત્રિલોકપતિ જેવો સ્વતંત્ર બની વિચરવા લાગ્યો. તેના તેજ સામે જોઈ ક્ષુદ્ર લોકો તેને કંઈ કહેવાની પણ હિંમત કરી શકતા નહિ કોઈ ખરા સુજ્ઞ લોકો કંઈ પૂછતા, તો તેમને યોગ્ય ઉત્તર તે આપતો.

તાત્પર્ય કે આત્મતત્ત્વરૂપ ચિંતામણિ હૃદયપ્રદેશના ચિત્તરૂપ જળાશયમાં (અથવા સંસારસમુદ્રમાં) અત્યંત ઊંડો પડ્યો છે; પણ માથાને સાટે માથું મૂકી જે જાય તે તેને પામે છે. ઉપલક સુંદર જણાતાં ઝાંઝવાનાં જળ જેવો આ સંસાર અને તેના વિષયોનો મોહ છોડી–ભૂતાકાશને ભેદી, ચિત્તાકાશરૂપ પ્રદેશમાં જઈ, પછી સંકલ્પ–જાળ કાપી, નિઃસંકલ્પ સ્થિતિએ પહોંચી, ચિત્તાકાશને ભેદી આગળ ઊંડો જે જાય, તેને ચિદાકાશના મહાવિશાળ અનંત–પ્રદેશમાં પહોંચતાં આત્મમણિ

મળે અને જીવ–બ્રહ્મની એકતા સમજાય. પછી તે પુરુષ નિરુપાધિક જીવનમુક્તિના સુખને અનુભવતો યથેષ્ટ વિહરે છે. એ વેળા જે મુમુક્ષુ નમ્રભાવથી અહંમમત્વરૂપ શ્રીફળ લાવી તેના ચરણમાં સમર્પે છે, તેની સામે પોતાને પ્રાપ્ત થયેલા અનુભવજ્ઞાનને અથવા નિર્વાણપદને વાણીથી ઉપદેશ દ્વારા, શાખા–ચંદ્ર–ન્યાયે, તે સમજાવે છે અને તેના સંસારરૂપ જંગલના ભયને ટાળે છે; તેમ જ પોતે નિરંતર સુપ્રસન્ન રહે છે.

કોઈના પગમાં કાંટો ભાંગ્યો હોય અને તે કહે, કે શું હમે કમજોર છીએ ? એમ કહી કોદાળી, પાવડો કે કુહાડો લઈ કાંટો કાઢવા બેસે, તો શું થાય ? તે સુજ્ઞજનોએ વિચારી લેવું; પણ સોય કે ટાંકણી લઈ કાંટો કાઢે, તો તે નીકળે જ. આ રીતે દિવ્ય જ્ઞાન પણ અતિ સૂક્ષ્મ છે; તેને માટે સૂક્ષ્મ બુદ્ધિ જોઈએ, જાડી બુદ્ધિથી કામ ન થાય. કહ્યું છે, કે:–

"दृश्यते त्वग्रया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः ॥

અર્થાત્ સૂક્ષ્મ દર્શન કરી શકતા પુરુષો શ્રેષ્ઠ સૂક્ષ્મ બુદ્ધિ વડે આત્માને જોઈ શકે છે. વ્યવહારમાં પુરુષાર્થ કરવાથી અથવા નહિ કરવાથી પ્રારબ્ધકર્મ પ્રમાણે યથાકાળે જે સુખદુઃખરૂપ ફળ મળવાનું નિર્માણ થયું હોય છે, તે તો ફળ આપનારની સત્તા દ્વારા મળ્યા જ કરે છે; તેથી જો પ્રયત્ન માટે પ્રવૃત્તિ થાય, તો જેવું જેનું પ્રારબ્ધકર્મ હોય, તે પ્રમાણે તે અમુક પ્રયત્ન કરે જ છે અને તે દ્વારા જે ફળ મળવાનું હોય, તે મળે જ છે; પરંતુ જે પ્રયત્ન કર્યા વિના બેઠા રહે, તેઓ જ્ઞાની કે અજ્ઞાની હરકોઈને પણ પરેચ્છાથી અથવા અકસ્માત્ દૈવયોગ-થી નહિ ધારેલો લાભ કે દ્રવ્ય, સંપત્તિ, સ્ત્રી, ઘર, વાડી, બંગલા વગેરે મળી રહે છે; માટે શ્રીમહામુનિ વસિષ્ઠના

અભિપ્રાય* પ્રમાણે સાંસારિક ભોગ તો યત્ન કરો કે ન કરો, પરંતુ જે મળવાના હશે, તે મળશે જ; પણ આત્મસાક્ષાત્કાર માટે તો વિવેક-વૈરાગ્ય શમદમાદિ સાધનસંપત્તિ મેળવવા ખાસ પુરુષાર્થ કરવાની જરૂર છે; માટે એમ યત્નથી સાધનસંપન્ન થઈ જીવ-બ્રહ્મની એકતાનો અનુભવ કરી જેઓ તૃપ્ત થઈ રહ્યા છે, તેવા શુદ્ધ સત્ત્વસંપન્ન મહાત્માઓ ભલે સ્વેચ્છાથી વિચરે, ઇચ્છારહિત થઈ વિહરે, અથવા પરેચ્છાથી પ્રારબ્ધ ભોગવી લે. આ સંબંધમાં એક મહાત્માનું દૃષ્ટાંત આપવામાં આવે છે:

"એક મુમુક્ષુ હરિજન ધાર્યા કરતો, કે કોઈ મારે લાયક મહાત્મા મળી જાય, તો તેને હું ગુરુ કરું. અંગ્રેજીમાં કહેવત છે, કે (વેર ધેર ઇઝ એ વીલ, ધેર ઇઝ એ વે.) જ્યાં ઉત્કટ ઇચ્છા પ્રકટે છે, ત્યાં તેને રસ્તો સૂઝી આવે છે-ઇષ્ટ વસ્તુ મળે છે તે પ્રમાણે એક મહાત્મા સ્વાભાવિક આ વિશ્વ-ઉદ્યાનમાં વિચરતા દેખાયા. પરીક્ષા કરવાના ઉદ્દેશથી તેમની પાસે જઈ પ્રદક્ષિણા કરી તે પગે લાગ્યો; ત્યારે ગુરુએ કહ્યું: સચ્ચિદાનંદસ્વરુપોઽહં; આનંદમાં રહો. પેલાએ

---

* भवितव्यं भवत्येव नारिकेलफलाम्बुवत् । गंतव्यमेव गंतव्यं गजभुक्तकपित्थवत् ॥ १ ॥ अवश्यंभाविभावानां प्रतिकारो भवेद्यदि । तदा दुःखे न लिप्येरन् नलरामयुधिष्ठिराः । २ ।

થવાનું તે થાય જ છે. જેમ નાળિયેર છેક ઊંચે હોય છે અને તેને વજ્ર જેવાં કાચલાં (પડ) હોય છે; છતાં તેમાં પાણી આવે જ છે; અને હાથી આખું કોઠું ગળી જાય છે, તે ગુદાથી પાછું નીકળે છે, ત્યારે એવું ને એવું આખું અણિશુદ્ધ અને છિદ્રવિનાનું જ નીકળે છે; છતાં તેમાંનો ગર બિલકુલ જતો રહે છે, તેમ જે જવાનું તે અવશ્ય જાય જ છે. જે અવશ્ય થવાનું હોય તેને જો ટાળી શકાતું હોત, તો નળરાજા, શ્રીરામચંદ્ર અને યુધિષ્ઠિર જેવા સમર્થ સત્યવાદીઓ જરા ય દુઃખ પામત જ નહિ અને વનવાસ વગેરે કષ્ટો દૂર જ કરત. વસ્તુસ્થિતિ જો આવી જ છે, તો જ્ઞાની જને એવાં આગંતુક સુખદુઃખથી હર્ષ કે શોક કરવો યોગ્ય નથી, એમ જાણી 'तरति शोकमात्मवित्'॥ આત્મવેત્તા શોકને તરે છે. એ શ્રુતિને અનુસરવું.

કહ્યું: 'કૃપા કરી મારે ત્યાં ભિક્ષા માટે પધારશો?' ગુરુએ કહ્યું: 'બાપુ! જેવી તારી ઇચ્છા.' બન્ને ઘેર આવ્યા. ઘરમાં કૉચ ઉપર સુંદર મશરૂની ગાદી પર ગુરુને બેસાડ્યા. થોડીવારમાં સ્ત્રી આવીને બોલી: 'ઊઠ રે મુઆ, કોના પલંગ પર ગોઠવાયો છે? ખોટા વેશ લઈ લોકને ઠગવા આવ્યો છે?' ગુરુ બોલ્યા: 'યૂં બેટા! લે ઉઠા, યે ચલા.' એટલે વળી સ્ત્રી અને પુરુષ આવી કહેવા લાગ્યાં: 'ચાલોચાલો, મહારાજ! ભિક્ષા કરવા.' ગુરુ બોલ્યા: 'યૂં! જેસી તેરી મરજી.' વળી પાછા લાવી તેમને કૉચ પર બેસાડ્યા. સુંદર ભોજનની થાળી પીરસી; એટલે પાછી સ્ત્રી આવી તિરસ્કાર કરી બોલી: 'ઊઠ રે મુઆ, મફતની ભિક્ષા લેવા આવ્યો છે? મારા ધણીના કૉચ પરથી ઊઠ, જા અહીંથી.' ગુરુ બોલ્યા: 'યૂં! અચ્છા, લે ચલા.' રસ્તામાં થોડે દૂર ગયા, એટલે પાછાં બન્ને જણાં આવી પગે લાગી તેમને તેડી ગયાં અને ભોજન કરવા બેસાડ્યા. એક કોળિયો ભર્યો, એટલે બૈરી ઝપટ મારી બોલી: 'ઊઠ રે પીટ્યા, મફતનું મારા ધણીનું શાનો ખાઈ જાય છે? જા, કાળું કર.' ગુરુ: 'અચ્છા બેટા, ચલા.' વળી તેઓ પગે લાગી માફી માગી તેડી લાવ્યાં. ગુરુ: 'જેસી તેરી મરજી.' પછી તેમને જમાડ્યા અને કૉચ પર સુવાડ્યા. પછી બહુબહુ ક્ષમા માગી તેઓ બોલ્યાં: 'ગુરો! અમને કંઈ શાપ દેવો જોઈએ.' ગુરુ: 'મારા બાપ! અમે તો સર્વનું ભલું જ ઇચ્છીએ; અમારા ઘરમાં ક્રોધ ક્યાંથી હોય? ક્રોધ વગર શાપ બનતો નથી; અમારી પાસે તો દયા, ક્ષમા, ધૈર્ય, શાંતિ, એવાં જ કરિયાણાં હોય.' પછી તે સુજ્ઞ ભક્તે તે ગુરુને ૧૧ વર્ષ રાખ્યા; અને તેમની ખૂબ સેવા કરી, પોતાનાં પાપ બાળી નાખ્યાં. રોજ ઉપદેશ સાંભળી સ્વરૂપસ્થિતિ દૃઢ કરી, અને દેહાંતે ગુરુકૃપાથી વિદેહકૈવલ્ય મેળવ્યું."

એક સંન્યાસી કોઈ શ્રીમંત બ્રાહ્મણને ઘેર ભિક્ષા માટે આવ્યા. બ્રાહ્મણ કહે: 'પધારો, આ ચોકમાં બેસો, રસોઈ તૈયાર છે, પણ કઢી ઊકળવાની બાકી છે, તે થાય પછી બેસાડું.' સ્વામી કહે: 'મારે એકાંતમાં બેસવું છે,' તેથી તેણે લાકડાં ભરવાની એક ઓરડીમાં એકાંતે તેમને બેસાડ્યા; સ્વામીને તો ત્યાં બેઠાં સમાધિ લાગી ગઈ. બીજી બાજુ ગૃહસ્થે લાકડાં લીધેલાં, તે નાખવાને મજૂરો આવ્યા; તેમણે તે ઓરડીમાં લાકડાં નાખ્યાં, એટલે સ્વામી તો તળિયે દબાઈ ગયા. બીજે વરસે જેઠ મહિનો આવ્યો, ત્યારે લાકડાં પૂરાં થઈ રહેવા આવ્યાં; એટલે ઓરડીમાં રહેલાં લાકડાં બહાર કાઢતાં ચાકરના હાથમાં પેલા દબાઈ રહેલા સંન્યાસીનો ટાંટિયો આવ્યો; તે પકડી તેણે ખેંચ્યો, તો સ્વામી દીઠા. ચાકરે વિચાર્યું, કે 'ગઈ સાલ આ જ સંન્યાસી આવેલા, અને જમવાનો વખત થયેલો, ત્યારે સૌએ તપાસ કરેલી પણ મળ્યા ન હતા. તેઓ તેથી બધાએ ધારેલ કે જતા રહ્યા હશે; પણ આ તો આમાં દટાઈ ગયા છે? અરેરે! શિવ! શિવ!' લોકો ભેગા થયા. એક ભક્ત બોલ્યો: 'ભાઈઓ! સંત છે, તપાસ અને ખાતરી કરી બીજા વિચાર કરજો. કદાચ સમાધિ ચઢાવી હશે.' તે ઉપરથી તાળવે માખણ ઘસ્યું, તેથી નરમ થતાં સમાધિ ઊતરી; એટલે સ્વામી બોલ્યા: 'અરે ભાઈ! કઢી થઈ કે?' બ્રાહ્મણ કહે: 'અરે ગુરુ! કઢી કેવી, વરસ વીતી ગયું ને!' તેમને પછી ખૂબ સ્નાનાદિ કરાવી થોડા દિવસ રાખી, પ્રેમથી જમાડી વિદાય કર્યા.

તાત્પર્ય કે માત્ર હઠયોગની જ ક્રિયા કરવાથી ભવબંધન તૂટી પરમપદ–મોક્ષ મળતો નથી; પણ રાજયોગથી એટલે જીવ–બ્રહ્મની એકતારૂપ સત્ય જ્ઞાનથી જ મુક્તિ મળે છે; 'ज्ञानादेव हि मुक्तिः स्यात् नान्यथा ॥ અર્થાત્ જ્ઞાનથી જ મુક્તિ

થાય છે. બીજી કોઈ રીતે મુક્તિ થતી નથી' એમ મુનિ યાજ્ઞવલ્કયે ગાર્ગી તથા મૈત્રેયીને અમૃતતત્ત્વનો ઉપદેશ આપતાં કહેલું છે. શ્રુતિ પણ એ જ કહે છે, કે 'ऋते ज्ञानान्न मुक्तिः। જ્ઞાન વગર મોક્ષ નથી;' પરંતુ સાધનસંપન્ન સૂક્ષ્મ બુદ્ધિવાળાને અપરોક્ષ જ્ઞાન થાય છે, તેથી સ્થૂલ બુદ્ધિવાળાઓ હઠથી તે મેળવવા હઠયોગને માર્ગે ચઢે છે. રાજયોગમાં પણ અમુક પ્રકારે હઠયોગનો અમુક ભાગ આવે છે ખરો, પણ તેનું તાત્પર્ય એ છે, કે વાસનાક્ષય, મનોનાશ અને અધ્યાત્મજ્ઞાન થતાં મોક્ષ માટે શંકા રહેતી નથી; કેમ કે એ ત્રણે એકએકનાં હેતુભૂત છે. માત્ર હઠથી જ સમાધિ સુધી જનારો જે સંકલ્પબીજ લઈ સમાધિમાં જાય છે, તે જ લઈ પાછો આવે છે; માટે નિઃસંકલ્પ અસંપ્રજ્ઞાત સમાધિનો અભ્યાસ કરી બ્રહ્મલોક સુધીના ભોગને મિથ્યા–માયિક જાણી, તેનો મોહ સર્વાંશે છોડવો જોઈએ; અને એ માર્ગે બધે અખંડ એકરસ બ્રહ્મજ્ઞાનને સંપૂર્ણ ભરેલું જોનારો સ્વાભાવિક વાસનારહિત થતાં પુનરાવૃત્તિ–જન્મ–મરણ પામતો નથી.

શુભાશુભ કર્મો કરી, તેમાં અહંતા–મમતા રાખી કર્મનું કર્તાપણું અને ભોક્તાપણું પોતાને માથે સ્વીકારી લેનારો બંધાય છે. પાપકર્મને લોઢાની બેડી કહી છે અને પુણ્યકર્મને સુવર્ણની બેડી કહી છે. તે બન્નેથી અસંગ–અળગા રહેવું. કર્તા–અકર્તા એક જ પરમાત્મા છે; ખરી રીતે કરવાનું કશું નથી અને કર્તા પણ કોઈ નથી. વાસ્તવિક દૃષ્ટિએ જગત થયું નથી; જે જેમ છે, તે તેમ જ છે. સત્–ચિત્–એકરસ આનંદઘન બ્રહ્મ જ બધે પૂર્ણ છે, તેમાં 'હું, તું, તે, આ,' વગેરેની કલ્પના કેવળ ભ્રાંતિજન્ય અવિદ્યાથી જ થઈ રહી છે.

એક વિદ્વાન બ્રાહ્મણ, એક નદીના કિનારે રહેતો હતો. તે

નદી ઉનાળામાં સુકાઈ જતી, તેથી તેમાં સુંદર પુષ્પ–ફળનો બાગ બનાવી, વચ્ચે નાના તળાવ જેવો ખૂબ ઊંડો ખાડો બનાવી, તેમાં નિર્મળ પાણી તે ભરી રાખતો અને તેમાં પોતે સ્નાન–પાન વગેરે કરતો; તેમ જ મુસાફરો તાપથી અકળાઈ તૃષાતુર થઈ વિશ્રાંતિ લેવા આવતા, તે પણ તૃષા શાંત કરી આનંદ પામતા. એક દિવસે કોઈ ગાયે આવી તે તલાવડીમાં પાણી પીધું અને તેમાં પોદળો કર્યો; તે જોઈ બ્રાહ્મણે તેને હાંકી કાઢવા કપાળમાં કાંકરો માર્યો; તેથી ગાય મરણ પામી. એ ગોહત્યા તે બ્રાહ્મણને વળગવા આવી; ત્યારે બ્રાહ્મણે કહ્યું: 'ખસ, મને કેમ વળગે છે?' હત્યા બોલી: 'તેં મને કરી, તેથી તને નહિ તો કોને વળગું?' બ્રાહ્મણે કહ્યું: 'મેં તને કરી નથી. હાથનો દેવ ઇંદ્ર છે, તેણે તને કરી છે; માટે તેને વળગ.' પછી હત્યા ઇંદ્ર પાસે ગઈ ને બોલી: 'મને બ્રાહ્મણે તમારી પાસે મોકલી છે. ઇંદ્રે કહ્યું: 'ઠીક છે, વાત ખરી છે; પણ ઊભી રહે; મારી સાથે ચાલ;' પછી ઇંદ્રે બ્રાહ્મણવેષે આવી તે તલાવડીમાંથી પાણી પીધું, બાગમાં ફરી વિશ્રાંતિ લેવા ત્યાં બેસી તે સ્થાનનાં ખૂબ વખાણ કરવા માંડયાં; કે 'આ ઠેકાણે તળાવ બનાવનારનું કલ્યાણ થજો. વાહ, કેવો સુંદર બાગ કર્યો છે! શ્રીમંતે પ્રવાસીને જીવનદાન આપ્યું છે;' એમ કહી પેલા બ્રાહ્મણને પૂછયું: 'મહારાજ! આ તળાવ અહીં કોણે બનાવ્યું છે? જેણે બનાવ્યું હોય, તેનું પ્રભુ કલ્યાણ કરો; શું તમે આ બનાવ્યું છે?' ત્યાં તો તરત તે બ્રાહ્મણ બોલી ઊઠ્યો: 'મેં નહિ તો બીજા કોણે અહીં કર્યું હોય?' ત્યારે બ્રાહ્મણવેષી ઇંદ્રે કહ્યું: 'તો ભાઈ! આ તળાવ જો તમે કર્યું છે, તો આ હત્યા કોણે કરી છે?' એ સાંભળતાં જ બ્રાહ્મણ ગભરાયો અને પસ્તાવા લાગ્યો. પછી ઇંદ્ર પેલી હત્યાને તેના કરનાર એ બ્રાહ્મણને જ વળગાડી ચાલતો થયો.

તાત્પર્ય કે, દુઃખવખતે અકર્તા થવું અને સુખવખતે કર્તા બનવું, તે ન ચાલે. સમુદ્ર જેવી કોઈ નદી તરવી હોય, ત્યારે માથા પરનો ભાર-પોટલાં સાથે લઈ તરવા જાય, તો ડૂબે જ. લોઢાના પાવડા-કોદાળા વગેરેનું પોટલું હોય, તેને ફેંકી દે અને સુવર્ણ કે હીરાના દાગીનાનું પોટલું હોય, તેને પાસે રાખે, તો પણ ડૂબે જ. એકંદર બધો ભાર છોડી દઈ તરે, તો જ પાર જઈ શકે; એ જ રીતે શુભાશુભ કર્મમાં કર્તૃત્વ-ભોક્તૃત્વ અને અહંતા-મમતા છોડી દઈ, અસંગ સાક્ષીપદે સ્થિતિ કરે, તો જ તેથી થતાં પાપપુણ્યથી અલિપ્ત રહે છે; અને તો જ બીજા જન્મમાં ભોગવવાની સિલક ખલાસ થતાં પુનર્જન્મરહિત-મુક્ત થઈ શકે છે.

મનને સંસારના નાશવંત પદાર્થ તરફ દોડ્યા કરવાની ટેવ પડેલી છે; તેથી મોહ પામી તે તરફ તે દોડે, તો વિવેકથી તેને પાછું વાળી લેવું; સુંદર રૂપને જોઈ દૃષ્ટિ તે તરફ દોડે, તો તેને પણ પાછી વાળી લેવી; જીભ સ્વાદમાં આસક્ત થાય, તો તેમાંથી તેને પાછી વાળવી; કાન રાગ-તાન સાંભળી તે તરફ જાય, તો તેને પણ પાછા વાળવા; નાક સુગંધી દ્રવ્યમાં મોહ પામી તેમાં લોભાય, તો તેને પણ પાછું વાળવું; અને બધી વૃત્તિઓને સ્વયંપ્રકાશ-એક આત્મતત્ત્વમાં જ સ્થિર કરવી.

જેજે કર્મ થાય છે, તેનું મૂળ શું છે? જેજે ઇંદ્રિય વડે જેજે કર્મ થાય છે, તેતે ઇંદ્રિયમાં તેતે કર્મ રહે છે; પણ રાત્રે નિદ્રા આવે છે, કે તુરત બધી વૃત્તિઓ ખેંચાઈને સુષુપ્તિમાં લીન થાય છે. એમ સુષુપ્તિરૂપ અવિદ્યાના પેટારામાં સર્વ કર્મો પડી જાય છે. જેમ કોઈ વેપારી વેપાર કરી, ઘેર આવી, પાઘડી-લૂગડાં ઉતારી, ખીંટીએ મૂકી, નાનું પંચિયું પહેરી લે છે; અને બીજે દહાડે ધંધે જતી વેળા પાછાં તે જ

વસ્ત્રો પહેરી જાય છે,* તેમ જેજે ઇંદ્રિયોમાં જેજે કર્મો રહેલાં હોય છે, તે સર્વનો તેતે ઇંદ્રિયો સાથે સુષુપ્તિમાં લય થઈ રહે છે, અને ફરી જાગૃતિમાં જેમનું તેમ પાછું જણાય છે. એકંદર બધી ભાવના અથવા વાસનાજ સર્વ પ્રપંચનું કારણ છે. જેના ચિત્તમાં યમની વાસના છે, તેને યમ દુઃખ દે છે; તેમાં તેની ભાવનાજ કારણ છે; બીજું કંઈ કારણ જ નથી.

ગર્ભમાં અસહ્ય વેદના ભોગવી અનેક જન્મો લેતો પ્રાણી મોક્ષના દ્વારરૂપ મનુષ્યયોનિમાં આવ્યો, ત્યાં પણ ગર્ભમાં અનેક કષ્ટથી પીડા પામી પ્રભુની તેણે સ્તુતિ કરી, કે 'હે પ્રભો! મને બહાર કાઢ, હું હવે કદી તને વિસરીશ નહિ;' ત્યારે પ્રભુ કહે છે, કે 'કરોડો જન્મ તેં લીધા, તે દરેક વખતે તું આમજ કહે છે, છતાં તું ભૂલી જાય છે; ઠીક છે, હવે ભૂલીશ મા.' એમ કહી પરમદયાળુ પ્રભુ તેના પર દયા કરી તેને બહાર કાઢે છે. પછી જેમ સોની જતરડામાંથી તાર ખેંચી કાઢે છે, તેમ સુઇયાણી તેને બહાર તાણી કાઢે છે. બહાર આવ્યા પછી માતા તેને ધવડાવવા લાગે છે, ત્યારે અંતરમાં પ્રભુ તેને સ્ફુરણા કરે છે, તેથી આમતેમ એ જુએ છે, પણ બોલવાની શક્તિ હોતી નથી. તેથી શું કરે? પછી માતા તેને દાબીદાબી ધવડાવે છે, ત્યારે પ્રભુ કહે છે, કે 'હવે ધાવ; જો આ જન્મમાં તું મને નહિ ઓળખે, તારું સ્વરૂપ નહિ જાણે, તો જે રીતે અથડાતો

* અથવા જેમ કોઈ દુકાનદાર બધું કાપડ, કરિયાણું કે બીજો જે માલ ભર્યો હોય, તે બધો સાંજે જેમનો તેમ રહેવા દઈ આડાં પાટિયાં અથવા બારણાં વાસી દુકાન બંધ કરી ઘેર જાય છે; અને સવારે આવી દુકાન ખોલી બધું જેમ મૂક્યું હોય તેમ જ જુએ છે, તેમ સ્થૂલ-સૂક્ષ્મ શરીરના સર્વ સંસ્કારો અથવા વાસનાઓ તેતે ઇંદ્રિયો તથા તેઓની વૃત્તિઓ સાથે સુષુપ્તિમાં લીન થઈ જાય છે અને તે ઉપર સુષુપ્તિનું આવરણ આવી જાય છે. પછી જાગ્રત અવસ્થા થતાં તે આવરણ ખસી જાય છે અને બધા સંસ્કારો પૂર્વ જેવા સ્ફુરતા દેખાય છે.

આવ્યો છે, તે રીતે અથડાયા કરીશ.' પછી તે જીવ એ ધાવી, ખાઈપીને મોટો થાય છે, ત્યારે પાંચ વિષયોરૂપ કાંટાની વાડમાં ગુંચવાઈ જઈ, તે કાંટા અંગમાં ભોંકાય છે, ત્યારે તેની વેદનાથી પીડાય છે; તેને સુખ માની, વધારે ને વધારે ફસાતો જઈ તે દુઃખી થાય છે; છતાં તે તેમાંથી બહાર નીકળી સ્વતંત્ર થવા ઇચ્છા કરતો નથી; ને એમ જ આયુષ્ય પૂરું થતાં જેવો આવ્યો હતો, તેવો જ જાય છે. એ રીતે વારંવાર જન્મ-મરણના ફેરામાં તે ફર્યા કરે છે. આવાં અસહ્ય દુઃખ અનુભવતો છતાં જન્મ–મરણનો ત્રાસ ટાળી પરમશાંતિ માટે સદ્ગુરુની કૃપા મેળવવા જીવ પ્રયત્ન કરતો નથી. એ કેવું મોટું આશ્ચર્ય છે!

આ બધું જે ભાસે છે, તે કેવળ ભ્રાંતિ જ છે. છીપમાં રૂપું હોતું જ નથી; દોરીમાં સર્પ હોતો જ નથી; અથવા ઝાંઝવા-નાં જળ કદી હોતાં જ નથી; છતાં તે ભાસે છે, તે જ ભ્રાંતિ છે. એ જ રીતે આત્મતત્ત્વના અજ્ઞાનને લીધે ભાસતું શરીર–જગત વગેરે ખરી રીતે છે જ નહિ; કેવળ એક પરમાત્મા પોતે જ પરિપૂર્ણ ખીચોખીચ ભરેલો છે, તે જ મારો આત્મા છે; હું તેમનાથી જુદો છું જ નહિ; જે છે તે બધું પ્રભુ જ છે; અથવા તે હું જ છું. દ્વૈત એ કોઈ વસ્તુ નથી, એટલે અદ્વૈત જ સિદ્ધ છે. 'सर्वं खल्विदं ब्रह्म, नेह नानास्ति किंचन॥ અર્થાત્ આ બધું બ્રહ્મ છે; અહીં કંઈ પણ જુદુંજુદું છે જ નહિ' પરંતુ અંતઃ-કરણ શુદ્ધ થયા વિના એ જ્ઞાન થતું નથી. જેમ ઘાંચીનાં મલિન વસ્ત્રને કુસુંબી કે ગુલાબી રંગ કદી ચઢતો નથી; છતાં હઠથી રંગમાં બોળે તો રંગ જ બગડે, પણ તે વસ્ત્રને સારી રીતે સાબુ વગેરેથી ધોઈ ધોળાં–સ્વચ્છ કર્યા પછી રંગમાં બોળાય, તો ઝટ તેમાં રંગ ચઢી જઈ ચળકાટ આવે, તેમ વર્ણાશ્રમ યોગ્ય ધર્મ, કર્મ, જપ, યજ્ઞ, દયા, દાન, ક્ષમા, વિવેક,

પરોપકાર, સ્વાધ્યાય, તથા હરિ–ગુરુ, સંત–બ્રાહ્મણાદિની તથા માતા–પિતા વગેરે, શિષ્ટજનોની સેવા વગેરે કર્મ નિષ્કામ-ભાવથી–કોઈ પણ ઇચ્છા વગર કરવાથી પાપરૂપ મેલ ધોવાઈ જઈ અંતઃકરણરૂપ વસ્ત્ર નિર્મળ થાય, ત્યારે સદ્ગુરુએ 'तत्त्वमासि' આદિ મહાવાક્યથી કરેલા ઉપદેશનો રંગ ઝટ ચઢી જઈ પરમ આનંદ પ્રાપ્ત થાય છે.

સમુદ્રમાં સ્વભાવસિદ્ધ અનેક તરંગો, લહરીઓ, પરપોટા, ઘૂમરી વગેરે થયા કરે છે; તે બધાં નામ અને રૂપની કલ્પના માત્ર કહેવાની જ છે; જળથી જુદું તે કંઈ જ નથી અને તે જ પ્રમાણે ઘડો, ગાગર, કોઠી, કોડિયાં, કૂંડાં વગેરે નામો માત્ર કહેવાનાં જ છે; તેમાં માટી જ સાચી છે, માટી વિના બીજું કંઈ જ નથી. શ્રુતિ પણ કહે છે: 'वाचारंभणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यं। ઘડો વગેરે નામ એ વાણીનો આરંભ કેવળ વિકાર જ છે, માટી જ સાચી છે.' વળી જેમ સુવર્ણના અનેક નામરૂપવાળા અલંકારો થાય છે; છતાં તે બધું સુવર્ણ જ છે; ચોકસીની દૃષ્ટિએ સુવર્ણની જ કિંમત છે, તેની દૃષ્ટિએ ઘાટ નથી; તેમ વિવેકી, જ્ઞાની આ જગતને હરિરૂપ જ જુએ છે; પણ અજ્ઞાની એને અનેકરૂપે–દ્વૈત દૃષ્ટિથી જુએ છે. ખરી રીતે જગતરૂપે શ્રીહરિ જ છે, બીજું કંઈ નથી. 'हरिरेव जगत् जगदेव हरिः। શ્રીહરિ જ જગત છે; અથવા જગત એ જ શ્રીહરિ છે.'

કોઈ કહે, કે હું જમ્યા વગર પેટ ભરી લઈશ, પણ એમ બને જ નહિ; દાળ, ચોખા, મીઠું, ઘી, વાસણ, અગ્નિ વગેરે સાહિત્ય હોય, રસોઈ કરવાની તસ્દી લેવાય, વૈશ્વદેવાદિ નિત્ય ક્રિયા કરી તે અન્ન ખાય, ચાવી ગળે ઉતારે, ત્યારે જ એક-એક કોળિયે તૃપ્તિ થતાં જમી રહ્યા પછી પૂરી તૃપ્તિ થાય છે;

પણ વાસણ, અન્ન, અગ્નિ કે જળ એમાંનું એક પણ ન હોય, તો યથેષ્ટ તૃપ્તિ અનુભવાતી નથી; તેમ વિવેક–વૈરાગ્ય–શમ–દમાદિ સાધનસામગ્રી, જપ, તપ, સ્વાધ્યાય અને ગુરુ–સંત–હરિ–માતા–પિતા–મહાત્મા વગેરેની સેવા આદિરૂપ ક્રિયા (પુરુષાર્થ, તસ્દી કે શ્રમ) કરાય અને સદ્‌ગુરુ અને ઇશ્વરની કૃપા હોય, તેમ જ શ્રવણ–મનન વગેરે રૂપ પુરુષાર્થ સાથે શુદ્ધ અંતઃકરણમાં શ્રદ્ધા અને પ્રેમ વગેરે સર્વ સાધનો હોય, ત્યારે યથાર્થ અને અપરોક્ષ જીવ–બ્રહ્મની એકતારૂપ જ્ઞાનનો લાભ થાય છે અને તેથી જ નિત્ય તૃપ્તિ અનુભવાય છે.

દહીંને દશ દિવસ રાખી મૂકવાથી બગડી જશે; પણ તેને વલોવી છાશ કરી માખણરૂપ તત્ત્વ કાઢી, તેને પણ તાવી પરમતત્ત્વ ઘી (જેને નારાયણ પણ કહે છે, તે) બનાવી લો, તો ઘણા માસ સુધી તે બગડશે નહિ; અથવા માખણ કાઢી છાશમાં જ રાખી મૂકશો; તોપણ અસંગ રહી તે બગડશે નહિ; તેમ યથાર્થ–અપરોક્ષ જ્ઞાન થયા પછી જો જ્ઞાની સંસારરૂપ છાશમાં માખણની પેઠે રહે, તો અવશ્ય સંસારથી અસંગ (જુદો જ) રહેશે; અથવા ઘી જેવો દૃઢ અપરોક્ષ જ્ઞાની પાછો દૂધ, દહીં કે છાશ જેવો બની જશે નહિ; એટલે વિષયાસક્ત અજ્ઞાની થશે નહિ; પણ સ્વરૂપમાં જ સહજ સ્થિતિવાળો રહેશે.

સમુદ્રમાં મગર હોય છે, તે સમુદ્રમાં જ રહે છે; કોઈ વાર જળ ઉપર ડોકિયું કાઢે અને કાંઠે પણ આવે; પરંતુ પાછો સમુદ્રરૂપ જળમાં જ જઈ વિશ્રામ પામે છે; કેમ કે તે જ એનું નિર્ભય સ્થાન છે; તેમ જીવન્‌મુક્ત પુરુષ પણ ભોજન-પાનાદિ કરવા થોડો કાળ બાહ્ય પ્રવૃત્તિ કરે છે–સહજ સ્થિતિમાં રહ્યા છતાં થોડો વ્યવહાર કરતો બીજાઓને જણાય છે; પરંતુ તે કાર્ય પૂરું થતાં સ્વરૂપસમુદ્રમાં ડૂબકી મારી જાય છે. એમ

નિર્વિકલ્પ બ્રહ્મમાં મગ્ન રહેતા એવા યોગીને જાગૃતિમાં જ સુષુપ્તિ જેવી અવસ્થા છે. તેઓ આ જગતનું જુદું અસ્તિત્વ જોતા જ નથી–જગતનો અત્યંતાભાવ જ અનુભવે છે. એ જ તેમની આરૂઢ દશા અથવા બ્રહ્મરૂપે સ્થિતિ, તે જ જગતના લોકને ઊંઘવાની રાત્રિ જેવી છે. આ જ અભિપ્રાય શ્રીકૃષ્ણ ભગવાન ગીતામાં જણાવે છે:

"या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥

સર્વ પ્રાણીઓની જે રાત્રિ છે, તેમાં સંયમી–જ્ઞાની જાગે છે; અને જેમાં પ્રાણીઓ જાગે છે, તે (આત્માને) દેખતા મુનિની રાત્રિ છે."

મંદ અધિકારી એટલે સંસારાસક્ત વિષયી મનુષ્યોને માયા સત્ય ભાસે છે; અને મધ્યમાધિકારી મુમુક્ષુ મનુષ્ય તે માયાને સત્ય કહી શકતો નથી કે અસત્ય પણ કહી શકતો નથી; તેથી તેને અનિર્વચનીયા કહે છે; પરંતુ ઉત્તમાધિકારી તો તે માયાને તુચ્છ કહે છે; કેમ કે તેણે અખંડ એકરસ પરિપૂર્ણ આત્માને જાણ્યો છે; તેમાં માયા વગેરે કોઈ કલ્પના છે જ નહિ. જેમ સર્પ છછુંદરને પકડે છે, પછી ગુંચવાય છે; કેમ કે તેને છોડી દે તો તે આંધળો થાય અને ખાય તો મરી જાય; ત્યારે તેણે શું કરવું? જો જળમાં જઈ ડૂબકી મારી તે ત્યાં મૂકી દે, તો કાંઈ થાય નહિ, તેમ મુમુક્ષુથી માયાને સત્ અથવા અસત્ કહેવાતી નથી પણ પરમાત્મારૂપ સમુદ્રમાં બૂડી જઈ તે અહંમમત્ત્વ ખોઈ નાખે, તો સુખી થાય.

નદી સમુદ્રમાં જઈ મળે છે; પછી તેને દેહાભિમાન–નામ કે રૂપ રહેતું નથી; સમુદ્રમાં એક થયા પછી નદીનું પાણી જુદું પડી શકતું નથી, તેમ પરમતત્ત્વમાં વૃત્તિ એકાકાર

થતાં ભેદ રહેતો નથી. જુવાર, બાજરી, ઘઉં વગેરેને કાચા વાવશો તો ઊગશે; ચોખા પણ ઉપરનાં છોડાં સાથે વાવવાથી ઊગશે; પરંતુ તે અનાજને શેકીને વાવવાથી, અથવા ચોખાનાં છોડાં કાઢી નાખી વાવવાથી કદી ઊગશે નહિ; તેમ જ્ઞાન થયું હશે અથવા અજ્ઞાનરૂપ છોડું ઊખડી ગયું હશે, તો તેનો ફરી કદી જન્મ થતો નથી. 'वीतरागस्य जन्मादर्शनात्। વીતરાગ-જ્ઞાનીનાં જન્મ-મરણ દેખાતાં નથી.'

વાઘ પાંજરામાં ગોંધાઈ રહ્યો હોય, ત્યારે તેને પોતાના બળની ખબર નથી હોતી; પણ તે બળ કરીને નીકળે, તો પાંજરાના કટકા થઈ ક્યાં ય છેટે જઈ પડે અને પોતે સ્વતંત્ર બની બધે ત્રાહિત્રાહિ પોકરાવે; તેમ જીવ પોતે સ્વતંત્ર છે; છતાં સંસાર-રૂપ પાંજરામાં પુરાઈ રહી પરાધીન બન્યો છે. પુત્ર, સ્ત્રી, બહેન, પુત્રી, માતા-પિતા, ભાઈ, સગાં-સ્નેહી વગેરે અને સાસુ-સસરા-વેવાણ-વેવાઈ વગેરે બધાંને ગણીએ, તો સોબસો થાય. એ બધાં સળિયા જેવાં છે; તેઓને ભાંગી-છોડી-નીકળી જઈ બધાં ઉપરની આસક્તિ અથવા મોહ છોડવાનું પોતાનું બળ જીવમાં છે; છતાં તેને ખબર નથી; તેથી વાસના-થી તે બંધાઈ-ઘેરાઈ રહ્યો છે. આમ સમજી ઓ વીર નરો! સાવધ થાઓ. પુરુષાર્થ કરી વિજય મેળવો અને જે ધામમાં ગયા પછી પાછું આવવું પડતું નથી, તે સ્વરૂપસ્થિતિરૂપ સ્વધામમાં પહોંચી તેમાં પ્રવેશી સુખી થાઓ.

અગ્નિ ઉપર રાખનો થર બાઝેલો હોવાથી તેનો પ્રકાશ જણાતો નથી, પણ તે થરને ફૂંક મારી ઉડાવી દેશો, તો અગ્નિ પ્રત્યક્ષ સ્પષ્ટ થશે; તેમ જ જળ ઉપર લીલ બાઝવાથી નિર્મળ જળ તળે રહેલું હોય છતાં જણાતું નથી; પણ તે લીલ ખસેડી નાખતાં તે સ્પષ્ટ જણાય છે, તેમ વાસનાનો થર ઉડાવી દો-

ખસેડી નાખો, તો આત્મલાભ અપરોક્ષ જ છે.

બત્રીસ ભોજન, છત્રીસ શાક, રાયતાં, ચટણી, અથાણાં, પાપડ, ભજિયાં, પાતરાં વગેરે મોઢે બોલ્યા કરવાથી જ તેઓના સ્વાદનો આનંદ કંઈ આવતો નથી; પણ તે તૈયાર કરી ખાવાનો શ્રમ લેવાય, ત્યારે જ તેઓના સ્વાદનો આનંદ આવે છે; તેમ જ્ઞાનની વાતો કર્યા કરવાથી અપરોક્ષ અનુભવનું સુખ મળતું નથી; પણ જ્યારે અવિદ્યાનું પડળ નીકળી જઈ સત્ય સમજાય અને જ્ઞાનચક્ષુ ખૂલતાં પ્રત્યક્ષ અનુભવ થાય, ત્યારે જ આત્મતત્ત્વનો સ્વાદ સમજાતાં ઉપરાઉપરી આનંદના ઉમળકા આવી પરમ શાંતિ પમાય છે.

એક સમયે જનક રાજા રાત્રે છત્રીપલંગ પર પોઢ્યા હતા; ચોપાસ પુષ્પો પાથરેલાં હતાં; હાંડી–ઝૂમરના દીવાનો પ્રકાશ થઈ રહ્યો હતો; ચોકીદાર શસ્ત્રો લઈ ખડા હતા; તે વખતે રાજાને સ્વપ્ન આવ્યું, કે અમુક રાજા હમણાં મારા પર ચઢી આવે છે, તે આવ્યો અને મને લૂંટી લીધો. પહેરેલા ધોતિયાભેર પોતે નાઠો; ક્ષુધા પણ એવી લાગી, કે જાણે પથ્થર ખાઈ જાઉં ! તેથી ૧૯ શાહુકાર પાસે જઈ એકએક બદામ માગી લાવી તેની એક ઠીબ કુંભાર પાસેથી લીધી અને એક યાત્રાળુ પાસે જઈ માગણી કરી, તેથી તે રાંધતો હતો, તેમાંથી તેણે ખીચડી આપી; પણ એક કડછી નાખતાં ઠીબનાં બે ફાડચાં થઈ ગયાં; એટલે ફરી બીજા ૧૯ પાસેથી એકેક બદામ લાવી બીજી ઠીબ લાવ્યો; તેમાં પણ કડછી ખીચડી લઈ પોતે ઉકરડે જઈ ખાવા બેઠો; એટલે પાછળથી કોઈ કચરો નાખવા ત્યાં આવ્યો, તેનો ધક્કો લાગતાં ઊંધે માથે પડી જવાયું; તેથી ધૂળ મોઢામાં પેસી ગઈ, ને ખીચડી વેરાઈ ગઈ; એટલે ગભરાઈને પોતે બોલી ઊઠ્યો, કે અરેરે ! હવે હું શું ખાઈશ ?

એટલે ચોકીદાર બોલી ઊઠ્યા, કે ખંમા અન્નદાતા! આ શું? તરત જનક જાગ્યા અને તેમણે વિચાર્યું, કે આ શું? આ બધું સ્વપ્ન સાચું જણાઈ જેમ વહી ગયું, તેવું જ આ જાગ્રત દૃશ્ય પણ છે. આ રાજ્ય અને આ મોજમજા છોડી મારા બાપદાદા, વડવા વગેરે ગયા; અને રાજ્ય તો એનું એ જ છે અને તે પણ અંતે જશે જ. પછી જનકે જોશી-પંડિતોને તેડાવ્યા અને તેમને પૂછ્યું, કે આ સાચું કે તે સાચું? કોઈ પણ ઋષિ તેનો ભેદ કહી શક્યા નહિ. પછી અષ્ટાવક્ર ત્યાં આવ્યા. તેમનાં આઠે અંગ વાંકાં જોઈ સભામાં બધા લોકો મોઢે હાથ રાખી હસ્યા, ત્યારે તે જોઈ મુનિ પણ ખૂબ હસ્યા; એટલે સભાસદોએ પૂછ્યું કે મહારાજ! આપ કેમ હસ્યા? મુનિ બોલ્યાઃ તમે શું જોઈ હસ્યા? ત્યારે ક્ષમા માગી, તે લોકોએ કહ્યું, કે અમે તો આપનું અંગ જોઈ હસ્યા, કે આ મુનિ શું કરશે? મુનિ બોલ્યાઃ તમે બધા પશુ જેવા છો. તમારે પાણી પીવું હોય તો જળ પીઓ; પણ નદીનો કાંઠો વાંકોચૂંકો કે ભાંગલો હોય, તેનું તમારે શું કામ છે? મારું શરીર વાંકું છે, તેનું તમારે શું કામ છે? મારો આત્મા તો વાંકો નથી ને? તે સાંભળી બધા શરમાયા. રાજાએ થાળભરી સોનામહોર ભેટ ધરી, તે વખતે ત્યાં પડેલી સોટી લઈ જનકને મારીને તેમણે કહ્યુંઃ 'મૂઢ! આ દ્રવ્યને હું શું કરું? જે એને લેવા ઇચ્છે, તે તને શું ઉપદેશ કરશે?' પછી એક ઘોડો મંગાવ્યો, તેની પાસે મુનિ રાજાને લઈ ગયા; કારણ કે જનક રાજા ઘણા વખતથી એવો ગુરુ મેળવવા ઇચ્છતા હતા, કે પોતાનો એક પગ પાવડે હોય અને ગુરુ પોતાને બ્રહ્મનો ઉપદેશ કરે; આથી ઘોડા પાસે લઈ જઈ મુનિએ કહ્યુંઃ 'એક પગ તારા ઘોડાના પાવડામાં મૂક.' પછી ફરી કહ્યું, કે 'શુદ્ધ મનથી પ્રથમ મને

ગુરુદક્ષિણા આપ, એટલે હું તને ઉપદેશ કરું.' રાજા બોલ્યો: 'હા, માગો.' ગુરુ બોલ્યા: 'તન-મન-ધન આપ. મારે તારાં તનની કે મનની ભાજી કરવી નથી; અને તારાં ધન વડે મારે છોકરાં પરણાવવાં નથી; પણ તું મુમુક્ષુ છે, માટે લાવ.' જનકે સંકલ્પ કરી તે આપ્યાં, ત્યારે મુનિ બોલ્યા: 'તપાસ હવે, જનક! કોણ રહ્યું?' રાજાએ વિચાર્યું, તો જણાયું, કે જેને લોકો જનક નામ કલ્પીને કહેતા હતા, તે શરીર તો ગુરુનું થયું અને મન પણ વિચારવાને મારું રહ્યું નથી; આમ તે શાંત પડી ગયા. 'अवाङ्मनसगोचरं'-મનવાણીનો વિષય જ ન રહ્યો; એટલે સ્વરૂપમાં જ સ્થિત થયો; તે જોઈ મુનિ બોલ્યા: 'હવે બસ, આ તન-મન-ધન તને પાછાં સોંપું છું-અનામત મૂકું છું; તે વડે સ્વરૂપમાં સ્થિતિ કરી રાજ્ય કર. જેવું તે (સ્વપ્ન) જૂઠું, તેવું જ આ (જાગ્રત-દૃશ્ય) પણ ખોટું જાણ.'

તાત્પર્ય કે ભાગત્યાગ નામની લક્ષણા વડે અલ્પજ્ઞત્વ-સર્વજ્ઞત્વ ભાગનો ત્યાગ કરતાં જે બાકી રહે, તે જ આત્મવસ્તુ છે, એમ આત્માનું સ્વરૂપ સમજી તેમાં સ્થિતિ કરી પ્રસન્ન ચિત્તે પ્રાપ્ત વ્યવહારો કરી, પ્રારબ્ધાંતે સમત્વભાવ પામી સુખરૂપ થઈ રહેવું.

જ્ઞાન થયા છતાં દેહાધ્યાસ કેમ છૂટતો નથી? આવો પ્રશ્ન કરનાર પોતાને કંઈક જ્ઞાન થયાનું અભિમાન સૂચવે છે; અથવા અપરોક્ષ જ્ઞાન દૃઢ ન થવાથી, દેહાધ્યાસ ખરી રીતે છૂટ્યો નથી, એમ પોતે સમજીને પૂછે છે, તેને ઉત્તર આપતાં મહાત્મા સદ્‌ગુરુ કહે છે, કે ઘરડી ડોસીને ઢીંગલાં-કોડાં રમવાનું મન થાય ખરું કે? ના. પુત્રને ઘોડિયામાં સૂવાનો ઘણો અધ્યાસ હતો, પણ ૪૦-૫૦ વર્ષનો કે ૨૫-૩૦ વર્ષનો થયા પછી તે ઘોડિયાની ઝોળીમાં સૂવાની ઇચ્છા કદી કરશે ખરો? નહીં જ,

તેમ પામર વિષયી અવસ્થારૂપ બાલ્યાવસ્થા વીત્યા પછી જુવાની અથવા વૃદ્ધાવસ્થારૂપ મુમુક્ષુપદપરથી મુક્તની સ્થિતિએ ગયા પછી, અર્થાત્ દૃઢ અપરોક્ષ જ્ઞાન થયા પછી 'હું જ પરિપૂર્ણ, એકરસ, અખંડ, ચિન્માત્ર, ચિદાકાશ બ્રહ્મ છું,' એવું જ્ઞાન જેને થયું હોય છે, તેની દૃષ્ટિમાં દેહ–જગત વગેરેનું ભાન–ભાસ કે કલ્પના રહેતી જ નથી; એટલે નહિ રહેવાથી (દેહાધ્યાસ છૂટી જઈ) સ્વયંવ્યાપક અનંત પરબ્રહ્મરૂપે જ તે થઈ રહે છે.

સો–સવાસો પતંગિયાંનું ટોળું વાટ જુએ છે, કે દીવા ક્યારે પ્રકટે? અને અગ્નિ–અગ્નિ, દીપ–દીપ, એમ ઝંખ્યા કરે છે. તે ટોળીમાં જે વિષ્ટાની ગોળી કરી પાસે રાખે છે, તે પતંગિયાં જેવું એક જીવડું સાથે મળ્યું, ત્યારે તેની ગંધ આવતાં બધાં પતંગિયાં બોલી ઊઠ્યાં, કે આ કોણ છે? પેલું જૂઠું વેષધારી જીવડું બોલી ઊઠ્યું, કે 'હું પણ પતંગિયું છું.' પછી બધાં પતંગિયાં બોલ્યાં, કે ત્યારે તું ગંધાય છે કેમ? ઠીક, જો તું પતંગિયું છે, તો જઈને જોઈ આવ, કે દીવા પ્રકટ્યા? પેલું ઢોંગી જૂઠું જીવડું દીવાની ખબર કાઢવા ગયું અને જોઈને પાછું આવી બોલ્યું, કે 'દીવા પ્રકટ્યા છે' તે સાંભળતાં જ બધાં પતંગિયાંએ તેને હડધૂત કરી હાંકી કાઢ્યું અને કહ્યું, કે 'તું ખરું પતંગિયું જ નથી; જો તું ખરું હોત, તો દીવા જોઈને પાછું આવત જ નહીં; પણ તેમાં તું હોમાઈ જ જાત; માટે જા, તું પતંગિયું જ નથી.' એ જ રીતે જે કહે છે, કે મેં બ્રહ્મ જાણ્યું છે, તેણે ખરી રીતે બ્રહ્મ જાણ્યું જ નથી; કેમ કે જાણનાર જુદો રહેતો જ નથી, જ્ઞાતા–જ્ઞેયનું દ્વૈત પછી રહેતું જ નથી. જેણે બ્રહ્મ જાણ્યું હોય, તે એમ કહી શકતો જ નથી. જે ત્યાં ગયો–બ્રહ્મભાવ પામ્યો, તે તો ત્યાં જ સમાઈ જાય છે. દેહમાં અહંભાવનો નાશ એ જ

આત્મતત્ત્વરૂપ અમરપદે સ્થિતિ છે. મહેશ્વરસ્વરૂપ સદ્‌ગુરુ ભગવાન નિર્મળ અને શાંતિદાયી વાણીરૂપ ગંગાજળના પ્રવાહથી જિજ્ઞાસુ અધિકારીને સ્નાન-પાન કરાવવા પરમકૃપાળુ સ્વભાવથી, ઉપદેશે છે :

પ્રથમ ઇંદ્રિયોની શુદ્ધિ કરવી જોઈએ; તે થઈ ગયા પછી જ તે ઇંદ્રિયોના મુખ્ય નેતા (લીડર) ની-મનની શુદ્ધિ થાય છે; માટે મનને કહ્યા કરવું, કે તું પરમાત્માનું ધ્યાન કર. કેવી રીતે? 'भूत्वा केवलमेव'-કેવળ સ્વરૂપે જ થઈને; અને ક્યાં રહીને? 'हृत्कमलं प्रविश्य'-હૃદયકમળમાં પ્રવેશીને. વળી શ્રીસદ્‌ગુરુ પોતે જ પરમાત્માનું સ્વરૂપ છે; અને 'ભવપાશનો નાશ કરવામાં કુશળ છે;' માટે બીજા દેવાદિ તરફ દોડવાનું તું છોડી દે. જે દેવાદિમાં પોતાના જ બંધ છેદવાનું સામર્થ્ય નથી, તે તારા બંધ કેવી રીતે છેદશે? તેથી તેના આશ્રયથી તો તું વધારે બંધાઈશ. ચિત્તરૂપ ભમરાએ શ્રીહરિનું ચરણકમળ છોડી બીજે જવું જ નહિ; તેણે તો શ્રીહરિરૂપ ગુરુના ચરણકમળ-ની ગંધ લેવાની વાસનામાં જ સ્થિર થવું યોગ્ય છે.

સુમનસ એટલે સંતજનના આશ્રયથી બંધ છૂટશે, પણ દેવાદિ કે બીજા પુષ્પરૂપ સુમનસના આશ્રયથી બંધ છૂટશે નહિ; એથી તો બમણો બંધ થશે. પુષ્પ પોતાના બંધરૂપ-હાર (માળા)ને છેદી શકતું નથી, તો તે બીજાના બંધને કેવી રીતે છેદી શકશે? માટે 'बंधाय गंधाशया'-ગંધની આશાથી બંધાવા સારુ તું ક્યાંય ન જા. પ્રભુચરણના સેવનથી મોક્ષલક્ષ્મી મળશે અને તે દ્વારા કર્મનો ક્ષય થતાં બ્રહ્માનંદનો ઉદય થશે. પછી 'नरस्य कृतकृत्यता भवति'-જેમ અર્જુન કૃતાર્થ થયો, તેમ મનુષ્ય કૃતાર્થ થાય છે.

'द्विजाधीश्वर' એટલે નક્ષત્રપતિ ચંદ્ર, વિષ્ણુપદ(આકાશ)-

ના સેવનથી 'अमृतकर:'–અમૃતમય કિરણોવાળો થયો છે; અને તે 'अमायां गतः' અમાસે સૂર્યમાં વિદેહ ભાવ પામે છે; તેમ 'द्विजाधीश्वर'–શ્રેષ્ઠ બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય અને તે દ્વિજો જેમના અધીશ્વર છે, એવા શૂદ્ર પણ સ્વધર્મના આચરણપૂર્વક શ્રીહરિચરણસેવીને જ પાર પામે છે; અર્થાત્ સર્વનો મુખ્ય ધર્મ, શ્રીહરિચરણની સેવા કરવી એ જ છે; માટે બ્રાહ્મણોએ 'सदाचरणतत्परः'–ઉત્તમ કર્માનુષ્ઠાનમાં તત્પર રહી 'शमो दमस्तपः शौचं क्षांतिरार्जवमेव च । ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्म कर्म स्वभावजं' ॥ એ ગીતાવચન પ્રમાણે–શમ, દમ, તપ, પવિત્રતા, ક્ષમા, સરળતા, જ્ઞાન, વિજ્ઞાન તથા આસ્તિકતારૂપ પોતાનાં સ્વાભાવિક કર્મો કર્યા કરવાં; ને સાથેસાથે શ્રીહરિની ભક્તિ કરવી.

●

ધર્મરૂપ વૃક્ષનું બીજ શ્રીહરિચરણ છે; માટે 'सदा+चरणतत्परः'–હંમેશ શ્રીહરિચરણની સેવામાં તત્પર રહેવું અને જેમ સ્ત્રી એકાંતમાં પોતાના પતિને મળે છે, તેમ બુદ્ધિ પોતાના પતિ–આત્માને અંતરમાં મળે એનું નામ શમ; ઇંદ્રિયોનો નિગ્રહ તે દમ; ચિત્તને સદા પરમાત્મમય એટલે તેમાં મગ્ન રાખવું તે તપ; અંતરથી અને બહારથી પવિત્રતા રાખવી તે શૌચ; પૃથ્વી જેવી ક્ષમા રાખવી તે ક્ષાંતિ; સરળતા, જ્ઞાન, વિજ્ઞાન, અને આસ્તિક્ય એ બ્રાહ્મણનાં કર્મ પ્રમાણે સ્વધર્માચરણ કરવું. હવે ક્ષત્રિયે 'सदा+च+रणतत्परः'–રણમાં કદી પાછા ન હઠવું. બ્રાહ્મણ જેમ શમદમાદિ સ્વકર્મથી અમૃતકર–આશીર્વાદના દાતા અને વચનસિદ્ધ થવા યોગ્ય બને છે, તેમ ક્ષત્રિય રાજાએ પણ પોતાની પ્રજા પાસેથી યોગ્ય કર (ટેક્સ) લઈ અમૃતકર થવું અને સ્વધર્મપરાયણ રહેવું; તે જ રીતે વૈશ્યે પણ 'सदा+चरणे तत्परः' અર્થાત્ દેશ–પર-

દેશના અનેક તરેહના માલ લઈ ફરવામાં અને મૂળ મૂડીરૂપ ધનની વૃદ્ધિ કરવામાં તત્પર રહેવું અને એ માર્ગે 'अमृतकलाः' रलयोः सावर्ण्यात् એટલે र અને ल એક ગણાતા હોવાથી અમૃતકર થવું; અર્થાત્ વ્યાપારરૂપ સ્વધર્મનું આચરણ કરવું. હવે શૂદ્રે 'सदाचरण' એટલે સારા આચરણથી ત્રણે વર્ણની સેવામાં તત્પર રહેવું અને તે દ્વારા 'मृतकरः' એટલે તે સેવા દ્વારા મળેલા મૃતાન્નથી નિર્વાહ કરવો.

એ રીતે વર્તવાથી ચારે વર્ણને શું ફળ થાય છે? 'अमायायां गतः' માયાના અભાવને પામે છે અને 'परमधाम्नि कर्मसाक्षिणि विशति' બ્રહ્મામાં વિદેહકૈવલ્ય પામે છે.

માટે 'हरिपरिचरणं वृषानुबद्धं' અર્થાત્ જેમ બળદથી ખેતર ખેડી શકાય છે, તેમ ધર્મરૂપ બળદથી એટલે ધર્મનું આચરણ કરવાથી ઇંદ્રિયો અને મનરૂપ ભૂમિને ખેડી તેમાં 'स्वलब्धिबीजं' એટલે આત્મજ્ઞાનરૂપ બીજ વાવી શકાય છે; પરંતુ તે 'सत्प्रहितं' એટલે સારી રીતે વાવેલું હોવું જોઈએ; અને તે વિષેનું જ્ઞાન સદ્ગુરુના ઉપદેશથી જ પ્રાપ્ત થશે; માટે તે સારુ મન તત્પર થવું જોઈએ, જેથી દશે ઇંદ્રિયો તેને અનુસરશે.

અમૃતરાજ કવિ કહે છે, કે ક્ષેત્રશુદ્ધિ થયા પછી સંતપદ પ્રાપ્ત કરવું; કેમ કે 'तरति शोकमात्मवित्। આત્મવેત્તા જ શોકને તરે છે.' આત્મસ્વરૂપ સામાન્ય રીતે તો સર્વને જાણીતું જ છે, તે વિશેષ રૂપે પ્રાપ્ત નથી; કેમ કે વિષયોમાં પ્રીતિ થાય છે. જેમ નિશાળમાં ઘણા છોકરા ભણે છે, તેમાં પોતાના પુત્રનો પણ અવાજ સાંભળી જાણે છે, કે આ અવાજ મારા પુત્રનો છે; પણ નિશ્ચયાત્મક રીતે તે જણાતો નથી; તેમ હું છું, એવું સામાન્ય આત્મજ્ઞાન તો બધાને છે, પણ હું સચ્ચિદાનંદ બ્રહ્મ જ છું; એવું

વિશેષ જ્ઞાન બધાને નથી. 'यथा मुंजादिषीकेव' જેમ મુંજ નામના ઘાસમાં વચ્ચે જે કોમળ તંતુ હોય છે, તે એના ઉપરનું આવરણ દૂર કરવાથી પ્રાપ્ત થાય છે; અથવા આવરણની દૃષ્ટિ નહિ કરવાથી જણાય છે; તે રીતે પંચકોષ અને ત્રણ શરીરથી આત્માને અલગ સમજવાથી આત્મા (હું–સ્વરૂપે) સમજાય છે; અર્થાત્ પંચકોષરૂપ પડદા દૂર કરતાં અંતરમાં રહેલો સત્યરૂપ આત્મા જણાય છે. અન્વય–વ્યતિરેકથી સમજાય તે વિશેષ જ્ઞાન કહેવાય છે. કોષકાર નામે એક કીડો થાય છે, તે પોતાના શરીરની ચારે તરફ પોતાની જ લાળથી ઘર બાંધી આવરણો ખડાં કરી તેમાં પોતે ફસાય છે; તેમ જીવ દેહાદિ આવરણમાં ઢંકાઈ પોતાને દેહરૂપ માની લઈ ફસાય છે; પણ જ્યારે ત્રણે શરીર અને પંચકોષથી પોતાને અલગ સમજી સ્વસ્વરૂપને અસંગ જુએ છે, ત્યારે તે છૂટે છે. ગીતામાં આ અભિપ્રાયનું શ્રીકૃષ્ણ કહે છે:

" अव्यक्तोऽयमचिन्त्योऽयमविकार्योऽयमुच्यते ।
तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥

આત્મા અવ્યક્ત, અચિંત્ય તથા વિકારરહિત કહેવાય છે; એમ તેનું સ્વરૂપ સમજી હે અર્જુન! તારે શોક કરવો યોગ્ય નથી." વળી

'अभाने स्थूलदेहस्य स्वप्ने यद्भानमात्मनः ।
लिंगाभाने सुषुप्तौ स्यात् समाधावात्मनोन्वयः

જેમ સ્વપ્નમાં સ્થૂલ દેહનું અભાન (તેમ જ જાગ્રતમાં સ્વપ્નના દેહનું અભાન હોય છે) અને સુષુપ્તિમાં લિંગદેહનું એટલે (સ્થૂલ–સૂક્ષ્મ બન્ને શરીરનું) અભાન હોય છે; પરંતુ સુષુપ્તિ પછી 'હું નિરાંતે ઊંઘ્યો હતો,' એવો અનુભવ થાય છે અને સમાધિ પછી 'આટલા વખતથી આટલા કાળ સુધી

હું સમાધિમાં રહ્યો,' એવું જે સમાધિનું સાક્ષીપણું તથા સુષુપ્તિનાં સુખનો પણ અનુભવ થાય છે, એ ઉપરથી સિદ્ધ થાય છે, કે આત્મા સર્વ અવસ્થાનો સાક્ષી તથા કાયમ–અચળ રહેનારો છે. એમ સર્વ અવસ્થાઓમાં આત્માના અસ્તિત્વનો અનુભવ તે અન્વય છે અને સર્વથી તેને અલગ જોવો તે વ્યતિરેક છે.

અંતઃકરણની ત્રણ વૃત્તિઓ છેઃ પ્રિય, મોદ, અને પ્રમોદ. સુખે નિદ્રા આવે તો ઠીક, એવી પ્રિય વૃત્તિ તે પ્રિય છે; ઇષ્ટની પ્રાપ્તિ થતાં મોદ થાય છે અને તેનો ભોગ ભોગવેથી પ્રમોદ થાય છે.

સ્ફટિક જાતે શુદ્ધ નિર્વિકાર છે; છતાં તેની પાસે લીલાં-પીળાં વસ્ત્રાદિનો સંબંધ થતાં તેમાં તેતે રંગ ભાસે છે (ખરી રીતે તેમાં રંગ નથી, છતાં જણાય છે), તેમ કોષોના સંબંધથી આત્મામાં અનેક જાતની ભ્રાંતિ થાય છે અને તેથી શરીરના ધર્મ આત્મામાં, અને આત્માના ધર્મ શરીરમાં આરોપાય છે; અર્થાત્ પોતે દેહ નથી, છતાં માને છે, કે હું દેહ છું; અમુક જાતનો તથા અમુક નામ–ગોત્રનો છું; એમ આત્માના ધર્મ શરીરમાં આરોપે છે અને આત્મા વિષેનો અહંપ્રત્યય દેહમાં લગાડે છે; વળી હું સુખી છું, દુઃખી છું, બહેરો છું, લૂલો–કાણો વગેરે છું, એમ જે કહે છે, તે પણ શરીરના ધર્મ હોવા છતાં આત્મામાં માને છે. અન્નમય કોષના સંબંધથી હું જાડો કે પાતળો છું, ઇત્યાદિ માને છે; પ્રાણમય કોષના યોગથી હું ભૂખ્યોતરસ્યો છું ઇત્યાદિ માને છે; મનોમય, વિજ્ઞાનમય આદિના યોગથી પોતાને સંકલ્પ કરનારો, નિશ્ચય કરનારો વગેરે માને છે, તેમ જ જ્ઞાની–અજ્ઞાની માની બેસે છે; આમ તે કોષરૂપ ઉપાધિને લીધે જેજે અનેક સ્થિતિઓ ભાસે છે, તે બધાથી ભિન્ન સ્વરૂપે

આત્માનું જે જ્ઞાન થાય છે, તે જ શોકથી મુક્ત કરે છે. કહ્યું છે, કે 'अज्ञानहृदयग्रंथिनाशो मोक्ष इति स्मृतः ॥ અજ્ઞાનરૂપ હૃદયગ્રંથિ છેદાઈ જવી, એ જ મોક્ષ કહેવાય છે. ખરી રીતે આત્મા કદી બંધાયેલો જ નથી, તો તેને મુક્ત થવાનું રહેતું જ નથી; જ્યાં બંધ હોય, ત્યાં મુક્ત થવાનું હોઈ શકે; પરંતુ શિષ્યને ઉપદેશ દેવાના અધિકાર પરત્વે બદ્ધ–મુક્તભાવ આરોપીને એમ કહેલ છે. દરેક મનુષ્યે આત્મજ્ઞાનરૂપ છેલ્લી સ્થિતિ પ્રાપ્ત કરવા શ્રીસદ્‌ગુરુસ્વરૂપ પરમાત્મા પ્રત્યે સંતપદની યાચના કરવી જરૂરી છે; કેમ કે 'विना महत्पादरजोभिषेकं' મહાત્મા સદ્‌ગુરુના ચરણની ધૂળને માથે લીધા સિવાય, એટલે સદ્‌ગુરુની સેવા કર્યા વિના એ સ્થિતિ મળતી નથી.

જેમ જંગલમાં કોઈ ભરવાડને ઉત્તમ મહામણિ કાદવ કે કચરામાંથી કદાચ મળે, તો તે તેને સાધારણ પથ્થર સમજી બકરીની ડોકે લટકાવે છે, તેમ આ વિષયોરૂપ જંગલમાં અજ્ઞાની જીવોરૂપી ભરવાડો, ઇંદ્રિયોરૂપી બકરાં ચરાવી રહ્યા છે; તેમને આત્મારૂપ મણિ અથવા મનુષ્યશરીર મળ્યાં છે; છતાં તેને પથરા જેવાં તુચ્છ સમજી આયુષ્યકાળ ગુમાવી દઈ દુઃખી થાય છે. તેમણે ત્રણે ગુણરૂપ દોરીથી બાંધીને એ મણિ ઇંદ્રિયોરૂપી બકરાંના ગળામાં લટકાવ્યો છે; પણ તેમણે પોતાનું એ અજ્ઞાન સમજવું જોઈએ. જેમ ભાતનું ઉપલું છાલું કાઢી નાખીએ તો શુદ્ધ અક્ષત મળે, તેમ આવરણ ખસવાથી શુદ્ધ આત્મતત્ત્વ પ્રકાશે.

સત્સમાગમરૂપ વૃષ્ટિ પડતાં જ આત્મજ્ઞાનરૂપ ગુપ્ત બીજ અનુભવરૂપે ખીલી નીકળશે.

તુકારામ મહારાજ કહે છે: "દેવ કંઈ કાશી–પ્રયાગાદિ

દેશોમાં નથી, વેદ–શાસ્ત્ર–પુરાણ–કાવ્યાદિમાં નથી; અથવા મંદિર–દહેરાંમાં પણ નથી, એ તો તારી બુદ્ધિમાં સ્વયંપ્રકાશ, અચળ રહેલો છે; તારી પાસે જ તું છે; માટે દેશેદેશ અને શાસ્ત્રોમાં તેને ઢૂંઢતો ફર મા.' તે જેવો છે, તેવો તેને જાણી સુખી થા. 'मत्वा धीरो हर्षशोकौ जहाति–તે દેવને જાણી ધીર પુરુષ હર્ષ–શોક ત્યજે છે.' તે દેવ સર્વવ્યાપક અને નિત્ય છે. 'आकाशवत्सर्वगतश्च नित्यः' 'नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः'–'પરમાત્મા આકાશની જેમ સર્વવ્યાપક અને નિત્ય છે;' 'વળી તે બધે રહેલા છે, અવિનાશી, અચળ તથા સનાતન છે.'

જેમ સૂર્યનો પ્રકાશ બધે વ્યાપક છે, છતાં ભીંતમાં, પથરામાં કે બારી વગેરેનાં લાકડાંમાં સ્પષ્ટ જણાતો નથી; પણ નિર્મળ–સ્વચ્છ આરસીમાં જણાય છે, તેમ બુદ્ધિ નિર્મળ હોય છે, તો સત્ત્વગુણનું કાર્ય તેમાં આત્માના પ્રતિબિંબરૂપે સ્પષ્ટ પ્રકાશે છે; એમ પ્રકાશતા એ પરમેશ્વરનું સ્વરૂપ વૈખરી દ્વારા કહીએ, તો બુદ્ધિની વૃત્તિનો પ્રેરક અને ઉદય પામતા વિચારોની કલ્પનાના નિશ્ચયોને જે જાણે છે, તે જ એ જ્ઞાતા પોતે જ છે. 'અમુક વૃત્તિ આમ વહેતી હતી, એ હું જાણું છું.' એવું કહી વૃત્તિનો સાક્ષી ખુલ્લો થાય છે અને એ રીતે બુદ્ધિમાં એ સ્પષ્ટ થાય છે. એવા એ દેવને જે જાણે છે, તે અવિદ્યારૂપ ગ્રંથિને ભેદી મુક્ત થાય છે.

કસ્તૂરી મૃગની નાભિમાં છે, છતાં સુગંધ ક્યાંથી આવે છે, તે એ મૃગ જાણતો નથી; અને ખુશબો લેવાના મોહથી ભ્રાંતિને લીધે વનમાં ભટકે છે અને ઘાસ વગેરેને સૂંઘતો ફરે છે; પણ એ જાણતો નથી, કે એ ખુશબો તો મારા પોતામાંથી જ આવે છે; બહાર ક્યાંય શોધી જડે તેમ નથી; એ જ

રીતે આનંદનું સ્વરૂપ પોતે જ હોવાથી આનંદ પોતામાં જ છે; છતાં મોહથી સ્ત્રીમાં તથા દ્રવ્યમાં સુખ માની, તેમાં આનંદ શોધતો જીવ ભમ્યા કરે છે અને પાછળથી દુઃખનો અનુભવ કરી પસ્તાય છે. પેલા મૃગની પેઠે આપણે સંસારરૂપ વનમાં વિષયરૂપ કાંટામાં સુગંધરૂપ સુખ શોધીએ છીએ અને ક્લેશ પામીએ છીએ. જળમાં સૂર્યનું પ્રતિબિંબ હોય છે, તે વાયુ આવતાં જળના હાલવાથી સ્પષ્ટ જણાતું નથી; પણ ફક્ત તે હાલતું જણાય છે; પછી પાણી સ્થિર થાય છે, ત્યારે સ્પષ્ટ જણાય છે; તેમ બુદ્ધિમાં સંકલ્પ-વિકલ્પરૂપ વાયુ આવતાં તે ચલિત થાય છે, તેથી આનંદરૂપ પ્રતિબિંબનું સ્પષ્ટ ભાન થતું નથી; પણ તે એકાગ્ર થાય છે, ત્યારે આનંદનું પ્રતિબિંબ સ્પષ્ટ જણાય છે; માટે જ તુકારામ મહાત્મા કહે છે: 'દેવ થાવ, દેવ' થાવ. દીવાલ કે ભીંતરૂપ પૃથ્વીને અથવા વૃક્ષાદિને, ઘડાને, ગાગરને કે કોડિયાને પૂછીએ કે માટી ક્યાં છે, તે બતાવ; શેરડીને પૂછીએ કે રસ ક્યાં છે, તે બતાવ અને અમને પિવડાવ; તો એ કેવી મૂર્ખાઈ છે? જેમ ભીંત પોતે જ માટી છે, શેરડી પોતે જ રસમય છે; અને સુવર્ણનાં અનેક ઘાટ-ઘરેણાં ઘડ્યાં હોય, છતાં તે સર્વ સુવર્ણ જ છે, તેમ જ ખાંડનાં અનેક રમકડાં બન્યાં હોય, છતાં તે સર્વ ખાંડ જ છે, તેમ દેવસ્વરૂપ તું પોતે જ છે; આત્મા-અનાત્માનો વિવેક કરીને જો.'

આંખમાં જરાય કચરો કે ધૂળ સમાઈ શકતાં નથી, તેમ વિવેકી મનુષ્ય આંખ જેવો જ છે; અને આખા શરીર પર ગમે તેટલો કચરો કે લાકડાંના કકડા પડે, છતાં તે શરીર બધું સહન કરે છે, તેમ મૂઢ મનુષ્ય એ શરીર જેવો છે.

રોગ પારખીને વૈદ દવા આપે, પણ તે ખાઈએ જ નહિ

અને દવા–દવા–દવા અથવા ક્વિનાઈન વગેરેનાં માત્ર નામ જ બોલ્યા કરીએ, તો તેથી રોગ જતો નથી. 'यस्तु क्रियावान् स एव विद्वान्–જે ક્રિયા કરે તે જ વિદ્વાન છે. એકાગ્રતા, સંયમ, વિવેક તથા વિચાર કરતો રહે, તે જ સુખનો સ્વાદ ચાખે છે. શાસ્ત્રોનું અધ્યયન કર્યા જ કરે, પણ રહસ્ય સમજે નહિ, તો 'दर्वी पाकरसं यथा'–કડછી જેમ રસોઈના બધા પદાર્થોમાં ફરે છે, છતાં એકે પદાર્થનો સ્વાદ તે જાણતી નથી, તેના જેવો એ છે; માટે જે ક્રિયાવાન છે, તે જ પંડિત છે; તે દેવને જાણી દેવરૂપ થાય છે. 'ब्रह्मविद् ब्रह्मैव भवति–બ્રહ્મ જાણનારો બ્રહ્મ જ થાય છે.' તેની હૃદયગ્રંથિ ભેદાઈ જઈ, સંશયો છેદાઈને કર્મોનો ક્ષય થાય છે. 'भिद्यते हृदयग्रंथिः- જ્ઞાનીના હૃદયની મોહરૂપ ગાંઠ તૂટી જાય છે.'

દ્વારકામાં એક ઘણો જ ચતુર કારીગર–ચિતારો રહેતો હતો. એ જેને નજરે જુએ, તેની છબી આબેહૂબ તેવી જ ચીતરી લાવતો; તેથી તેને અભિમાન થયું અને શ્રીકૃષ્ણ પાસે તે આવ્યો. શ્રીકૃષ્ણે તેને પૂછી તેની ચતુરાઈ સાંભળી કહ્યું: 'મારી છબી ચીતરી લાવ.' ત્રણ દહાડે તેવી જ છબી તે ચીતરી લાવ્યો, ત્યારે શ્રીકૃષ્ણે બીજું જ રૂપ લીધેલું હતું. પછી શ્રીકૃષ્ણે છબી બતાવવા કહ્યું, પણ ચિતારાએ જોયું, કે આ રૂપ તો જુદું જ છે; તેથી તે બોલ્યો, કે 'કાલે લાવીશ.' પછી તે વખતે જે જોયું હતું તે રૂપ બીજે દહાડે તે ચીતરી લાવ્યો, તો ત્રીજી તરેહનું રૂપ તેણે દીઠું. એમ બાર વખત થયું; ત્યારે તે થાક્યો, તેનું અભિમાન ગળી ગયું અને તે વિચારવા લાગ્યો, કે હવે મોઢું કેવી રીતે બતાવવું. આમ વિચારી દ્વારકા મૂકી તે ચાલ્યો. રસ્તે જતાં એક સંત તેને મળ્યા; તેમણે પૂછવાથી બધી વાત કહી, ત્યારે સંતે કહ્યું, કે "ભય છોડી દે. એમાં શું છે? ભલે ને ગમે

તેવું રૂપ બદલે, છતાં તે જ વખતે એવી જ છબી તે જોઈ શકશે; એક આરસી પાસે રાખજે. પૂછે તો કહેજે, કે 'છબી લાવ્યો છું" અને તરત જ આરસી બતાવજે; એટલે તેમાં તેવી છબી તેને દેખાશે." ઠીક, પછી તે આરસી લઈ શ્રીકૃષ્ણ પાસે ગયો. શ્રીકૃષ્ણે પૂછ્યું, ત્યારે તેણે કહ્યું, કે 'હાજી. છબી લાવ્યો છું,' એમ કહી તરત તેણે આરસી ધરી, એટલે જે રૂપ શ્રીકૃષ્ણે બદલ્યું હતું, તે તેમાં તેવું જ દેખાયું. શ્રીકૃષ્ણે કહ્યું: 'તને કોઈ ગુરુ મળ્યા લાગે છે' જેમ એ ચિતારો સફળ થઈ પ્રસન્ન થયો, તેમ એવા દેવ જો કે પોતાની પાસે જ છે, તું પોતે જ તે દેવ છે, છતાં તેની ઓળખાણ થવાને સદ્‌ગુરુની કૃપા થવી જોઈએ; માટે શ્રીહરિનું સ્મરણ–ધ્યાન–વંદન–પૂજન કરી, અભિમાન છોડી તે પ્રભુનો અનુગ્રહ પ્રાપ્ત કરો; કેમ કે 'ईश्वरानुग्रहादेव पुंसामद्वैतवासना' ઈશ્વરના અનુગ્રહથી જ પુરુષની અદ્વૈત વાસના પ્રકટે છે; માટે સદ્‌ગુરુ–સંતને સેવી પ્રભુની કૃપા મેળવો; એટલે ભવપાર જઈ પ્રસન્નતાપૂર્વક પ્રભુસ્વરૂપ બની રહેશો. દોરીમાં સર્પ જણાયા પહેલાં સર્પ અવ્યક્તમાં હતો; પછી જ્યારે એમ સમજાયું, કે એ તો દોરી જ છે–સર્પ છે જ નહિ, ત્યારે અવ્યક્તમાં તે સર્પ જતો રહે છે. વચ્ચે તે જણાયો હતો, તેનું પણ તેમ જ બને છે; એટલે 'आदावंते च यन्नास्ति वर्तमानेऽपि तत्तथा–ઉત્પત્તિ પહેલાં અને નાશ પછી જે ન હોય, તે વર્તમાનકાળે પણ ન જ હોય' એ ન્યાયશાસ્ત્રના આધારે આ શરીર કે જગત પોતાની ઉત્પત્તિ પહેલાં અને નાશ પછી પણ હોતું જ નથી, તો હાલ પણ નથી જ; તો પછી તેનો શોક અથવા મોહ શો ? 'अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना' અર્થાત્ સર્વ પદાર્થો અને પ્રાણીઓ કેવળ માયામય હોઈ અંતે માયામાં જ લય પામે છે, તો તે માટે

શોક શો ? આમ શ્રીકૃષ્ણ પણ ગીતામાં ઉપદેશે છે.

રામદાસ સ્વામી પાસે એક વિદ્વાન શાસ્ત્રી બેઠેલા હતા. તેમને સમર્થ રામદાસે પૂછ્યું: 'જગત સત્ય છે કે મિથ્યા છે ?' શાસ્ત્રીએ કહ્યું: 'જગત મિથ્યા છે.' તેટલામાં ત્યાં આગળ એક બાજીગરે આવી ખેલ કરવા માંડ્યો. એક લાકડી મૂકી, તે ઉપર વસ્ત્ર ઢાંકી મંત્રબળથી તેનો સર્પ બનાવ્યો; તે હાલવા-ચાલવા લાગ્યો. સમર્થે પેલા શાસ્ત્રીને કહ્યું, કે 'આ સત્ય કે મિથ્યા ?' શાસ્ત્રી બોલ્યા: 'એ તો, મિથ્યા જ છે, ખોટી પ્રતીતિ છે.' સ્વામી બોલ્યા: 'ત્યારે સર્પને પકડો.' શાસ્ત્રીએ જઈ મોઢું પકડી લીધું; એટલે તેને હાથે તેણે સજડ ચૂડ ભેરવી; એટલે સ્વામી બોલ્યા: 'મુખ છોડી દો.' શાસ્ત્રી બોલ્યા: 'મુખ છોડી દઉં તો કરડી ખાય.' સમર્થ બોલ્યા: 'કેમ, મિથ્યા છે ને ?' શાસ્ત્રીએ કહ્યું: 'મિથ્યા છે, પણ હાથે ચૂડ ભેરવી છે, તેનાથી જે વેદના થાય છે, તે સત્ય છે.' પછી બાજીગરને કહ્યું: એટલે તેણે વસ્ત્ર ઢાંકયું અને પાછી લાકડી કરી બતાવી. એમ મિથ્યા કહીએ ખરા, પણ સદ્‌ગુરુકૃપા સિવાય એ માયાને પ્રત્યક્ષ મિથ્યા અનુભવી શકાતી નથી. વાદળું નાનું હોય છે, છતાં તે આખું સૂર્યમંડળ ઢાંકી દે છે, એમ કહીએ છીએ; પણ ખરી રીતે સૂર્ય તો જેવો છે, તેવો જ છે. માત્ર સૂર્ય તરફ જોનારાની દૃષ્ટિને વાદળું ઢાંકી દે છે, સૂર્યને નહિ. એનું નામ આવરણશક્તિ છે. અજ્ઞાનની આ આવરણશક્તિ જોનાર-ની દૃષ્ટિને ઢાંકી દે છે, એથી જ આત્મદર્શન થતું નથી; આત્મા તો સૂર્યની પેઠે ઢંકાતો જ નથી. જો સૂર્યનો પ્રકાશ અથવા સૂર્ય ઢંકાઈ જતો હોય, તો વાદળું છે એમ શાથી દેખાય ? ઉપર અને નેત્રમાં સૂર્યનો પ્રકાશ છે, તો જ વાદળ દેખાય છે; કેમ કે સૂર્યનાં તેજ વગર કંઈ દેખાય જ નહિ; તેમ આત્મા–

બ્રહ્મ જોનારની દૃષ્ટિએ ઢંકાયેલ છે, એટલે બુદ્ધિ આવરણ-શક્તિથી ઢંકાયેલી હોય છે, તેથી આત્મા સ્વયંપ્રકાશ સિદ્ધ હોવા છતાં 'નથી' એમ જણાય છે. વાદળું-'नासीत् पूर्वं न पश्चात्-પ્રથમ ન હતું ને પછી પણ નથી, તેમ વિશ્વ પૂર્વે ન હતું અને પછી પણ નથી; મધ્યમાં જે જણાય છે, તે પણ જૂઠું છે.

આ આવરણ-શક્તિને લીધે જ આત્મા ઉપર કર્તૃત્વ-ભોક્તૃત્વ-સુખિત્વ-દુઃખિત્વાદિ ભાવના ઊપજે છે. આ સિવાય અજ્ઞાનની બીજી વિક્ષેપશક્તિ પણ છે. દોરી ઉપર સર્પાદિની ભાવના થાય છે, તે અજ્ઞાનની વિક્ષેપશક્તિથી થાય છે, દોરીને બદલે જે સર્પ ભ્રાંતિ અથવા માળા, ફાટ વગેરેનું જે ભાસવું, તે વિક્ષેપ શક્તિ છે. આ બન્ને શક્તિઓ અવિદ્યાની-અજ્ઞાનની અથવા માયાની છે, આ માયા ભગવત્‌શરણથી તરાય છે. શ્રીકૃષ્ણ ગીતામાં કહે છેઃ 'मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते-જેઓ મારે જ શરણે આવે છે, તેઓ આ માયાને તરે છે.'

આ માયારૂપ નદીમાં આપણે ડૂબતા જઈએ છીએ, છતાં તરીએ છીએ એમ લાગે છે; અર્થાત્ યજ્ઞ-યાગાદિ કરનાર જાણે છે, કે અમે સ્વર્ગે જઈશું, એટલે માયાને તરી જઈશું-વટાવી જઈશું; પરંતુ નદીમાં ડૂબતા લોકો નદીનાં ઊંડાણમાં ગુફા-બખોલ વગેરેમાં ખેંચાતા જઈ છેવટે મરે છે, તેમ કર્મ કરનારા તથા ત્યાગ વગેરેના અભિમાનીઓની પણ એ જ સ્થિતિ થાય છે. એવાં સાધનથી કોઈ પાર પામ્યું નથી. જેને પોતાના શરીર પર સાચો વૈરાગ્ય થયો હોય, તેને જ જગત ઉપર પણ વૈરાગ્ય થયેલો સમજવો. માયા ખરી રીતે જૂઠી છે, એમ અનુભવમાં ઉતારવું, એ જ સ્વરૂપપ્રાપ્તિનું દ્વાર છે.

પ્રથમ સામાન્ય બોધ કરાય છે અને પછી વિશેષ જ્ઞાન

માટે 'સ્થૂલારુંધતી' ન્યાયે બોધ થાય છે. જેમ પ્રથમ તો આંગળીથી ઘર બતાવે, પછી મોભ, પછી વૃક્ષની ડાળ, પછી તેની અમુક ટોચ બતાવી, તે દિશાએ સીધી ઊંચી નજર કરાવી તારા વગેરેમાં સૂક્ષ્મ દૃષ્ટિ સાથે એકાગ્રતા કરાવ્યા પછી અરુંધતીનો સૂક્ષ્મ તારો બતાવાય છે; તેમ આત્મતત્ત્વને ઓળખવા સારુ બાહ્ય સાધન–મૂર્તિપૂજા, ગુરુસેવા, તીર્થયાત્રા, સત્સંગ, માનસપૂજા, ધારણા, ધ્યાન, સમાધિ, સંયમ, બ્રહ્મવિચાર વગેરે ક્રમથી ચઢતાં છેવટે જેમજેમ લક્ષ્ય ઊંચે ચઢે, તેમતેમ દૃષ્ટિ સૂક્ષ્મ અને એકાગ્ર થતાં આત્મતત્ત્વ સાથે વૃત્તિ સંલગ્ન થાય છે.

વસિષ્ઠ, યાજ્ઞવલ્કય, વ્યાસ, અગસ્ત્ય, શુકદેવ વગેરે સદ્ગુરુ–મૂર્તિ, મહાપુરુષો અને શ્રુતિઓનો આશય સમજ્યા વગર ગમે તેમ ખેંચતાણ કરનારાઓ ખરું રહસ્ય સમજી શકતા નથી. છાપરું, મોભ, વૃક્ષાદિ બતાવવામાં આશય શો છે, તે સમજવું જોઈએ. માત્ર અરુંધતીના સૂક્ષ્મ તારા પર લક્ષ્ય કરાવવું, એ જ તેમાં આશય છે; છાપરે, મોભે કે ઝાડે લટકાવી મૂકવાનો આશય નથી; અર્થાત્ બાહ્ય સાધનો અથવા સામગ્રી જ પરમેશ્વર છે, એમ બતાવવાનો શાસ્ત્રનો આશય નથી. કેવળ અધિકાર પરત્વે મૂર્તિપૂજા, માનસપૂજા, ધ્યાન, ધારણા, સત્સંગ વગેરે કર્તવ્ય દર્શાવવામાં સચ્છાસ્ત્રોનો છેલ્લો આશય પરમાત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરાવવાનો જ છે.

ભૂખ લાગતાં બાળક જ્યારે રડે છે, ત્યારે તેનો આશય જાણ્યા વગર 'અરે, એને પેટમાં દુઃખે છે' એમ કહી ડામ દેવા મંડી પડે, એ જેવી મૂર્ખાઈ છે, તેવી શાસ્ત્રોનો આશય સમજ્યા વગર ખોટી ખેંચતાણ કરવી, એ પણ કેવળ મૂર્ખાઈ છે અને તેથી સુખ આવતું નથી; સુખ તો વક્તાનો આશય

સમજે તો જ આવે છે.

એક ધોબી લૂગડાં ધોતો હતો, ત્યાં વૃક્ષ ઉપર સમડીનો માળો હતો. કોઈ રાણી પોતાના મહેલની અગાશીમાં નાહવા બેઠી હશે, તે વખતે હીરામાણેકનો હાર કાઢી બાજુ પર મૂકેલો હશે; તેને ચાંચમાં લઈ સમડી ઊડી આવી હશે અને તે માળામાં તે હાર લાવી મૂકયો હશે; તેનો પ્રકાશ પાણીમાં પડ્યા કરતો હતો; તે જોઈ ધોબીએ જાણ્યું, કે અહીં પાણીના તળિયે હીરો છે, તેથી તે લેવાને તેણે રેતી કાઢવા માંડી; બપોર થઈ ગયા, લૂગડાં પડયાં રહ્યાં.... અને તેની સ્ત્રી ખાવાનું લઈ આવી; તે પણ એ વાત સાંભળી નજરે જોઈ તે કામમાં મંડી પડી. સાંજ પડી ગઈ પણ તેમાં શું વળે? પાણીમાં કે રેતીમાં તે હાર હતો જ નહિ, એટલામાં એક દયાળુ સંત ત્યાં આવ્યા; તેમણે પૂછયું કે, 'આ શું કરો છો?' ધોબી બોલ્યોઃ 'હીરો કાઢીએ છીએ.' સંતે જોયું, કે પાણીમાં હીરો નથી; આ મૂર્ખ અજ્ઞાની છે. ઉપર પેલા માળામાં હાર રહ્યો છે, પાણીમાં તેનો પ્રકાશ પડે છે; તે ધ્યાનમાં લઈ સંત બોલ્યા: 'ભાઈ! કરોડો કલ્પ સુધી રેતી કાઢ્યા કરશો, તોપણ કાંઈ વળવાનું નથી. વસ્તુ કયાં છે અને શોધો છો કયાં? આવ, આ ઝાડ પર ચઢ; પેલા માળામાં હીરાનો હાર છે તે જો, તેનો જ એ પ્રકાશ છે.' સંતનું વચન માની તરત તે ધોબી પાણીની બહાર આવી ઝાડ પર ચઢ્યો; અને માળામાં જોયું, તો તેને હીરાનો હાર મળ્યો. તેમ હે વિવેકી સજ્જનો! આત્મતત્ત્વરૂપ રત્ન અંતરમાં જ છે, ત્યાં જઈ જુઓ તો જ તે મળશે; બહાર શોધતાં કરોડો કલ્પે પણ તે મળશે નહિ.

તાંબાને અમુક બુટ્ટીના રસનો પટ દઈ અગ્નિમાં નાખતાં તેનું તાંબાપણું બદલાઈ જઈ તેમાં સુવર્ણપણું આવે છે; પણ એ

અનુક્રમે થાય છે, તેમ શાસ્ત્રોક્તવિહિત સ્વધર્માનુષ્ઠાન, કર્મ, ઉપાસના, ચિત્તવૃત્તિનો નિરોધ, બ્રહ્મવિચાર વગેરે ક્રમથી ચિત્તશુદ્ધિ દ્વારા જીવભાવ બદલાઈને શિવપણું અથવા બ્રહ્મભાવ આવે છે; પરંતુ પારસમણિના સ્પર્શ માત્રથી જ લોઢાનો લોહભાવ મટી તેનામાં સુવર્ણપણું આવે છે, એ ક્રમ વગર જ થાય છે; તેમ મહાવાક્યના ઉપદેશ માત્રથી ક્રમ વગર જ જ્ઞાન થઈ જાય છે; અને તત્કાળ જીવનો જીવભાવ બદલાઈ 'ब्रह्मैवाहम्-હું જ બ્રહ્મ છું' એવો તેને ભાવ થાય છે. તાત્પર્ય એ છે, કે માત્ર ભાવ જ બદલવાનો છે; દેહાત્મવૃત્તિને બદલાવી બ્રહ્માત્મવૃત્તિ જ કરવાની છે; બસ, એ જ કરવાનું છે.

કર્ણ ખરેખરો કુંતાનો પુત્ર હતો, છતાં રાધા દાસીના સહવાસથી તેને ખોટો ભ્રમ થવાથી પોતાને તે દાસીપુત્ર માનતો અને ઝંખવાણો પડતો; પરંતુ સૂર્યે જ્યારે પ્રત્યક્ષ થઈ કહ્યું: 'તું દાસીપુત્ર નથી, પણ રાજપુત્ર છે; તું તો કુંતીનો પુત્ર છે;' એટલે તે જ વખતે તેની વૃત્તિ બદલાઈ ગઈ હતી.

ભોગોની વાસના થોડી પણ રહી હોય અને જ્ઞાન થયું હોય, તો તે વાસનાને લીધે બ્રહ્મલોકમાં જઈ, ત્યાં ભોગો ભોગવી ઈશ્વર સાથે યુક્ત થાય છે; એને ક્રમમુક્તિ કહે છે; (કેમ કે તે ક્રમથી થાય છે) પણ જેને તીવ્ર વૈરાગ્ય થઈ તેની બધી વાસના ગઈ હોય, એટલે કોઈ પણ લોકના ભોગની સ્પૃહા રહી ન હોય, તેને જ્ઞાન થતાં અહીં જ મુક્તિ મળે છે; એવા જીવન્મુક્ત મહાત્મા વિદેહ થતાં તેમના પ્રાણ, અધિષ્ઠાન બ્રહ્મતત્ત્વમાં જ વિલીન થાય છે. 'न तस्य प्राणा उत्क्रामन्ति, तत्रैव संविलीयन्ते-તેના પ્રાણ ઊંચે કોઈ લોકમાં ગતિ કરતા નથી, પણ બ્રહ્મતત્ત્વમાં જ લય પામે છે;' માટે દેહ દ્વારા મનથી તું જ્ઞાનરૂપ આત્માને જો. ચેતનનો પ્રકાશ જ જગતના નામથી

કલ્પાય છે. દોરડી છે, એમ સમજાયા પછી તે જ્ઞાતા, બીજા ભડકનારને તરત કહેશે, કે 'नाऽयं सर्पो रज्जुरेव–એ તો દોરડી જ છે, સર્પ નથી, ભડક મા.' તેમ આ જગત સત્‌ચિદાનંદરૂપ જ છે; જડ–દુઃખ–અનિત્ય–એવું કશું છે જ નહિ. લહરી–તરંગ–પરપોટા એ બધું જળરૂપ જ છે; કડાં, કંઠી, કલ્લાં, સાંકળાં એ બધું સુવર્ણ જ છે. નામ–રૂપની કલ્પના તેં કરેલી છે, પણ તે કશું કંઈ વસ્તુ જ નથી; જે છે તે જ છે, એમ જાણી અભય પ્રાપ્ત કર.

કેટલાકને એવી ટેવ પડી હોય છે, કે ખુરશી પર બેઠા-બેઠા અમસ્તા પગ હલાવ્યા કરે છે. તેમને કહીએ તો તે કહેશે, કે અમને તેની ખબર રહેતી નથી; અર્થાત્ પગ હાલ્યા કરે છે, તેનું અમને ભાન રહેતું નથી; મનથી ટેવ પડી જતાં તે હાલ્યા કરે છે. સિતારના તાર ઉપર, તેમ જ હારમોનિયમ પર આંગળાં ટપોટપ ઊપડ્યા કરે છે; તે પણ મનથી ટેવાઈ જતાં અભ્યાસ થઈ જાય છે; તેમ હું ચિદાનંદઘન આત્મદેવ બ્રહ્મ જ છું, એવી ભાવના કર્યા કરવાની મનને ટેવ પાડવાથી તેનો ગાઢ અભ્યાસ થઈ જાય છે અને પછી તો વ્યવહારમાં વિચારતો–રમતો–જમતો કાર્ય કરતો હોય, છતાં તે ટેવ અને અભ્યાસના બળથી સ્વરૂપસ્થિતિની ખુમારીમાં રહે છે–સ્વરૂપમાં જ તેની વૃત્તિ રમ્યા કરે છે.

વૃત્તિનો નિરોધ એ અપૂર્વ બળ આપે છે. જેમ નદીના પ્રવાહને પ્રથમ રોકી લઈ પછી જે તરફ તેને વાળવો હોય, તે તરફ તેને વાળી શકાય છે, તેમ વૃત્તિના પ્રવાહનો વેગ, દશ્ય જગત તરફ અથવા વિષયો તરફ જે વહી રહ્યો છે, તેને રોકી રાખવાથી આત્મસ્વરૂપમાં વાળવો સહેલો બને છે; આનું નામ જ વિજાતીય વૃત્તિનો વેગ ખાળી સજાતીય વૃત્તિપ્રવાહ પ્રવર્તાવ્યો

કહેવાય છે.

વાજિંત્રના રાગોમાં ષડ જ સ્વર સ્થૂલ હોય છે, તેથી એક ક્ષણમાં તેનાં ચોવીસ આંદોલનો નીકળે છે; અને ક્રમેક્રમે ચઢતાં છેલ્લા સૂક્ષ્મ નિષાદ સ્વરનાં એક ક્ષણમાં ૨૫૬ આંદોલનો નીકળે છે; તેમ વૃત્તિની જેમ સૂક્ષ્માવસ્થા થતી જાય, એટલે નિરોધ-બળ વધતું જાય, તેમતેમ આંદોલનો વધારે થાય છે. એવા નિરોધ-બળવાળાની પાસે રહેનાર શ્રદ્ધાળુને પણ તેની શાંતિની છાયામાં, આંદોલનોની જમાવટથી લાભ થાય છે.

ફક્ત ગાંડાં માણસો સિવાય સર્વ પ્રાણીઓ ઓછાવધતા અંશે સંયમ સાધી શકે છે. વિદ્યાર્થી પણ બીજે જોતો હોય, તો માસ્તરના ટોકવાથી ચાલતા વિષય પર મન લગાડી ધ્યાન આપવા માંડે છે; પશુપક્ષી આદિ પણ પોતપોતાના કામમાં થોડાંઘણાં સંયમી રહે છે.

શ્રવણ, કીર્તન, સ્મરણ વગેરે નવ પ્રકારની ભક્તિમાં સંયમ સધાય છે. સંયમ વગર સ્થિરતા–એકીભાવ–રસમય થવું સંભવે જ નહિ.

ભક્તિ વગરનું જ્ઞાન મોળું છે. પ્રેમમય રસવાળી ભક્તિ સહિત જે જ્ઞાન તે જ શાંતિ–આનંદ આપી શકે છે. અનુ-પાનયુક્ત ઔષધ જેમ આરોગ્ય આપે છે, તેમ ભક્તિયુક્ત જ્ઞાન જ ભવભ્રમણરૂપ રોગ મટાડી મોક્ષપદ આપે છે.

પારો ખાવાથી અજરામરપણું મળે છે; પરંતુ કાચો પારો ખાય તો તે ફૂટી નીકળે, દાંત જાય, હેરાન થાય; તેમ અંતઃ-કરણને વિષયરહિત કરવાથી જ પરમાત્મા મળે છે; અર્થાત મુક્ત થવાય છે. એ જો ખરું છે, તો વિષયોને શા માટે જગતમાં મૂક્યા છે? આમ કોઈ પૂછે, તો કહેવાનું, કે જગતમાં બાવળ પણ ઝાડ ગણાય છે; છતાં બાગ–બગીચામાં બાવળ રોપાવી

કોઈ કાંટા કરવા હેતું નથી; બાળકો માટે પિતા પોતાના બગીચામાં કાંટા રહેવા દેતા નથી; કેમ કે બાપ જાણે છે, કે છોકરાં બાળક છે, તેથી દોડતાં કે રમતાં પગમાં જો કાંટા ભોંકાશે, તો તેઓ હેરાન થશે. આવા જ અભિપ્રાયથી બહારના વિષયોરૂપી બાવળનાં ઝાડોને અંદરના મનરૂપી બગીચામાં લાવવાં યોગ્ય નથી; અથવા પરમેશ્વર સાથેનો સંબંધ જોડવા માટે જ વિષયોની રચના કરી છે. જેમ બાળક ચાલતાંચાલતાં પડી જાય છે, તેથી ચાલતાં શીખવનારી ઠેલણગાડી તેના માટે બનાવી આપવામાં છે; એટલે તેને ટેકવીને તે ચાલતાં શીખે છે; એવું જ વિષયો માટે સમજવાનું છે; અથવા મોટી નદીની સામે પાર વગરસાધને જઈ શકાતું નથી, તેથી અનેક લોકોને જવા સારુ પૂલ કરાય છે; એટલે તે ઉપરથી ચાલી જઈ તેઓ પાર પહોંચે છે; તેમ ભવસિંધુમાં તાણી જતી તૃષ્ણારૂપ મોટી નદીમાં થઈ તણાઈ ન જવાય, તે માટે વિષયોરૂપી પૂલ કર્યો છે; તે ઉપરથી નિર્મોહ-નિર્ભય થવા માટે પાર ઊતરવાનું છે. વિષયો તો (પૉઇન્ટર) દિશા બતાવનાર છે; તે બતાવે છે, કે વિષયોનું સેવન કરી (પૂલ પરથી ચાલ્યા જઈ) નિર્મોહ થઈ આગળ જશો, તો તમને નિર્વિષય બ્રહ્માનંદનું સુખ મળશે.

સ્વરૂપથી ઊલટી જનારી અંતઃકરણની જ વૃત્તિ છે, તેને ફેરવી સ્વરૂપ તરફ વાળવાની છે; તેથી વિષયો ભોગવીને તે આશય તરફ જવું જોઈએ. અયોગ્ય રીતે વિષયસેવનથી હાનિ થાય છે, માટે રીતસર પ્રમાણમાં મર્યાદા અને શાસ્ત્રોને અનુસરી વિષયો સેવી મૂળ ધ્યેય તરફ જવાનું છે; પણ ત્યાં જ અટકી મોહવશ બની ફસાવાનું નથી. એમ શાસ્ત્રાજ્ઞાથી તથા વિવેકપૂર્વક વિષયો સેવાય, તો તે પરમાત્મા સમીપ જવાનાં દ્વાર બને છે.

પાણીરૂપ વિષય બહાર છે, તેથી હૃદય અને મગજ શાંતિ અનુભવે છે. વિષયો જો બહાર ન હોત, તો વૃત્તિ અમુક આશયથી બહાર નીકળી ક્યાં જાત? અને તેને વિષયોરૂપ જવાનું સ્થાન તે વખતે ન મળે, તો બધા ગાંડા બને.

માતાને દળવું હોય અથવા પતિ સાથે અગ્નિહોત્રની ક્રિયામાં જોડાવું હોય, ત્યારે તે ચંચળ બાળકને પગે માંચી સુધીની થોડી લાંબી દોરડી બાંધી મૂકે છે; તેથી બાળક પોતાને હરકત કરે નહિ અને લગભગ પોતાની પાસે જ રમ્યા કરે. બાળક પણ જાણે છે, કે હું માની પાસે જ છું; તેમ વિષયો દોરડાનાં બંધન જેવાં દુઃખ આપનાર છે; પરંતુ ધીરજ અને માતાની સમીપતારૂપ સુખનું ભાન કરાવે છે અને તે સુખ આપનાર પણ છે; કેમ કે '**मन एव मनुष्याणां कारणं बंधमोक्षयो:**' મન જ ગમે તેમ માની લઈ બંધનનું કારણ થાય છે, તેમ જ અસંગ–પૂર્ણ–જ્ઞાનાત્મતત્ત્વ–નિર્લેપ–શુદ્ધ–બ્રહ્મસ્વરૂપે માની મુક્ત થવામાં પણ કારણ બને છે. જુઓ, ધર્મરાજા, હરિશ્ચંદ્ર, રામચંદ્ર વગેરેને એક તરફથી રાજ્યાભિષેક થતો હતો, તે જ સમયે બીજી તરફથી વનવાસ જવાનું થયું હતું; રામને કાલે તો રાજ્યારૂઢ થવાનું હતું, ત્યારે સવારમાં જ વનમાં જવા માટે પિતાની આજ્ઞા થઈ હતી; પરંતુ બન્ને બાજુ તેમના મનની સ્થિતિ સરખી હતી–રાગદ્વેષ અથવા હર્ષશોકથી રહિત હતી. પૂર્વસંચિત ઉત્તમ સંસ્કારની વિશાળતા સિવાય એકદમ નિર્વિષયી થવાતું નથી. જેમ '**अशक्तिमान्भवेत्साधु:**' એટલે દરિદ્રાવસ્થા, કુપાત્ર સ્ત્રી, કુપુત્ર, ઇત્યાદિ કારણોને લીધે ભગવાં પહેરી સાધુ થઈ જાય, તેથી કાંઈ નિર્વિષયી થવાય નહિ. અંતરમાંથી ઇચ્છા કે વાસનારૂપ વીજળીઓ અને કામ, ક્રોધ, લોભ, મોહ વગેરેનો ગડગડાટ નિર્મૂળ થઈ જાય, ત્યારે જ જાણવું કે હવે જ નિર્વિષયી થઈ

મહાત્મા–સંન્યાસી–સાધુની પદવીને પાત્ર થયા છીએ અને તે પછી ગમે તે વેષમાં રહેવાય, તેનો કંઈ વાંધો નથી.

રાજાનું જોર કેટલું? બહુ કરે તો તે ફાંસી દે; પછી એથી વધારે શું કરવાનો છે? પરંતુ પરમેશ્વર તો ઘણું કરી શકે છે; અનેક જન્મોના ફેરામાં ભમાવી તે હેરાન કરી શકે છે; માટે એવા સમર્થ ઈશની સત્તાના પ્રતિનિધિઓ સરખા સંતો જે કહે છે, તે માનવામાં જ કલ્યાણ છે. તેઓ કહે છેઃ 'પ્રપંચ જુઠા હૈ, જ્ઞાનરૂપ આત્મા સત્ય હૈ, શરીરકે ભીતર સ્થિત જો પરિચ્છિન્ન અહંમમત્વ અથવા દેહાત્મભાવ હૈ ઉસકો છોડ દે ઔર અનંત વ્યાપક બ્રહ્મોવાહં, એ ભાવ પકડ લે, તું મુક્ત હી હૈ.' આમ ઉપદેશતા સંતોને પણ ભિક્ષારૂપ શિક્ષા તો ભોગવવી જ પડે છે.

સિંહનાં બચ્ચાં જેમ શિયાળને મારી પેટ ભરી શરીરમાં તેનું લોહી બનાવે છે, તેમ આપણે કરવું જોઈએ; અર્થાત્ વિષયોને મારીભોગવી તેને વશ કરી તેનાથી બળ મેળવી નાશવંત એ વિષયોને તુચ્છ, ક્ષણિક અને દુઃખદાયી જોઈ તેઓ તરફ વૈરાગ્ય પામી તેઓની અનિત્યતાનો નિશ્ચય કરવો જોઈએ; અને પછી સત્યરૂપ પરમાત્મા તરફ વળી જવું જોઈએ.

ઈશ્વરનિમિત્તે ક્રિયા કરવાથી પાપ લાગતું નથી; અનાસક્તિથી જમો તો તે પણ ઈશ્વરને જ અર્પણ થાય છે. ફસ ખોલી લોહી મુકાય, તો કામાદિનાં લક્ષણ દાખલ થાય છે; માટે તેમ ન કરવું. દલીલ સાથે 'ब्रह्मास्मि' એમ બોલ્યા, એટલે બ્રહ્મસ્વરૂપ થઈ જવાય નહિ; તે માટે નિદિધ્યાસનની જરૂર રહે છે.

જ્ઞાન છોકરું છે, ભક્તિ સ્ત્રી છે અને યોગ તેનો પતિ–પુરુષ છે. એ ત્રણમાંથી એક પણ એકલું હોય, તો તે નબળું રહે છે. ભક્તિ વિના જ્ઞાન નબળું, જ્ઞાન વિના ભક્તિ નબળી, યોગ વિના જ્ઞાન અથવા ભક્તિ નબળાં અને એકલો યોગ પણ વાંઢો–નબળો રહે

છે. યોગવગરની ભક્તિ, તે પતિવગરની સ્ત્રી જેવી છે, તેને પગલેપગલે દોષ રહે છે; માટે ભક્તિયોગ અને જ્ઞાનયોગ, એ બન્ને સાથે મુખ્ય તરીકે યોગ હોય, તો જ તે ધન્યવાદને પાત્ર થાય છે. તે જ ગૃહસ્થાશ્રમ ધન્ય છે, જ્યાં પતિવ્રતા (ભક્તિરૂપ) સ્ત્રી સાથે સંયમી, યોગરૂપી પુરુષ, એક પત્નીવ્રત પાળી અભેદ બ્રહ્માત્મૈક્યના જ્ઞાનરૂપ બાળકનો જન્મ આપી, અંતઃકરણરૂપ ઘરમાં રમણ કરે છે, તેથી જ ભગવાને ગીતામાં કહ્યું છે, કે '**तस्माद्योगीभवार्जुन** । માટે તું યોગી થા' અને **योगिनामपि सर्वेषां मद्गतेनांतरात्मना । श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥** અર્થાત્ સર્વ યોગીઓમાં પણ જે મારામાં અંતઃકરણ રાખી શ્રદ્ધાળુ બની મને ભજે છે, તેને જ મેં મહાન યોગી માન્યો છે.

ઘરમાં ફટાકડા ફોડે, એવું લાડવાળું છોકરું જેમ નુકસાન કરે છે, તેમ શુષ્ક જ્ઞાની નકામો હોઈ હાનિકારક થાય છે. હાલ કેટલાક થોડું વેદાંત વાંચી–સાંભળી કહે છે, કે હવે આપણું શું છે? ઇંદ્રિયો પોતાના ભોગ ભોગવે છે; એમ માની મર્યાદા છોડી શાસ્ત્રનિષિદ્ધ માર્ગે તેઓ ચાલે છે. એવાં લાડકાં છોકરાં જેવા જ્ઞાની (બાળક) ન થવું; તેથી તો હાનિ જ થાય છે. તે જ રીતે સ્ત્રી એકલી પડે, તો તે મરજી પ્રમાણે ભટકવા દોડે છે; માટે પતિની સાથે હોય, તો જ તે મર્યાદામાં રહી સુખપૂર્વક ગૃહસ્થાશ્રમ ચલાવે છે, તેમ ભક્તિ પણ એકલી ન હોવી જોઈએ. ચિત્તની એકાગ્રતારૂપ યોગના બળવાળી જ ભક્તિ સફળ થાય છે.

યાજ્ઞવલ્ક્ય મુનિએ કહ્યું છે, કે તીવ્ર મોક્ષેચ્છા હોવી જોઈએ. ભગવાન શ્રીકૃષ્ણ પણ કહે છે:—

'**वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः**–સર્વ વાસુદેવસ્વરૂપ છે, આમ અનુભવતો મહાત્મા અત્યંત દુર્લભ છે;' માટે આ જ ભાવના રહ્યા કરવી જોઈએ, કે '**हरिरेव जगत्**

**जगदेव हरिः** ' ' **हंसः सोऽहं सोऽहं हंसः** ' 'શ્રીહરિ જ જગત છે અને જગત જ શ્રીહરિ છે, હું તે હંસ--પરમાત્મા છું અને તે હંસ-પરમાત્મા હું જ છું;' પણ આવી ભાવના ઉત્તમ અધિકારીમાં જ હોઈ શકે છે; માટે બીજા વર્ગના મનુષ્ય માટે ભગવાન શ્રીકૃષ્ણ કહે છે:—

'**यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।**
**यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥**

હે અર્જુન! તું જે કરે, ખાય, હોમે, દાન દે, કે તપ કરે, તે બધું મને અર્પણ કર.'

નાક, કાન, આંખ, મુખ વગેરે બધાંને એકસરખાં તથા સમાન યોગ્ય સ્થાને જ છે; કોઈને તે આગળ કે કોઈને તે પાછળ એવું કંઈ નથી; છતાં સૂંઘવું, સાંભળવું, જોવું તથા ખાવું વગેરે ક્રિયાઓ બધાંની જુદીજુદી જ હોય છે.

કોઈ ભારે રોગ થયો હોય, ત્યારે મનુષ્ય અનેક મોટા વૈદ્ય-દાક્તરોની દવા કરે છે. એકથી સારું ન થાય, તો બીજાને પકડે છે; તેનાથી ઠીક ન થાય, તો ત્રીજાને એમ કરતાંકરતાં તે થાકે છે અને રોગ મટતો નથી, ત્યારે કોઈ સારો દાક્તર સલાહ આપે છે, કે હવે સ્વદેશની હવા લો, સ્વદેશમાં જઈ વસો; એટલે સારું થશે, એમ તેના કહેવાથી સ્વદેશમાં જઈ તે રહે છે, ત્યારે રોગ મટી જઈ રોગી આરોગ્ય મેળવે છે. તેમ જન્મમરણરૂપ ભારે રોગ થયાનું જેને ભાન થાય છે, તે અનેક ગુરુ, સાધુસંત, આચાર્ય વગેરેની પાસે જ્ઞાન, ભક્તિ, યોગ વગેરે રૂપ ઔષધ લેવા દોડે છે. તેઓના બતાવ્યા પ્રમાણે વ્રત, તીર્થ, યાત્રા, દાન, ધર્મ, કર્મ, ધ્યાન વગેરે કર્યાં છતાં શાંતિ જણાતી નથી, ત્યારે કોઈ સમર્થ ગુરુની સલાહ મળે છે, કે ભાઈ, હવે આત્મતત્ત્વરૂપ સ્વદેશમાં જઈ વસો; અર્થાત્ સંકલ્પ

ઇચ્છાથી રહિત થઈ તત્ત્વાકાર વૃત્તિ રાખ્યા કરો, તો જરૂર ભવભ્રમણરૂપ રોગ મટી જઈ અભયરૂપ આરોગ્ય પ્રાપ્ત થશે અને શાંતિ મળશે; કેમ કે સર્વવ્યાપક વાસુદેવસ્વરૂપે અભેદ સ્વીકારી સમ–શાંત–હરિમય થનારને જન્મમરણની ભ્રાંતિ થવાનો સંભવ રહેતો નથી.

'करवुं' એ જ અજ્ઞાન છે; ખરી રીતે કાંઈ જ કરવાનું નથી, કાંઈ થવાનું નથી અને કાંઈ જવાનું નથી. જેમના તેમ તમે નિર્વિકલ્પ જ છો, તેવા જ શાંત અને નિષ્ક્રિય રહો. જે કહેવા જવું, કરવા જવું, વિચારવા અથવા કલ્પવા જવું, તે સઘળું માયા જ છે. તમે તો નિર્વિકલ્પ શુદ્ધ જ છો. સ્ફટિકમાં કંઈ જ વિકાર નથી, ત્રણે કાળે તેનું સ્વરૂપ નિરંતર શુદ્ધ છે; માત્ર લાલ ફૂલ વગેરે તેની સમીપ હોય, તો એ સ્ફટિકમાં તેની રતાશ તથા અધ્યાસ થાય છે જ અને તેથી તે જૂઠું છે. સ્ફટિકસ્વરૂપે નિર્મળ જ છે, તેમ ચિદાકાશ આત્મસ્વરૂપમાં દેહ–દૃશ્ય–જગતનો અધ્યાસ માત્ર ભ્રાંતિથી જ થાય છે–આત્મામાં કાંઈ જ નથી. આવા નિર્વિકલ્પ અને શુદ્ધ આત્મસ્વરૂપનો બોધ કરાવવા માટે જ વેદો, શાસ્ત્રો, સ્મૃતિ વગેરેમાં અનેક પ્રકારે કર્મ કરાવવાની આજ્ઞાઓ છે; અને તે પણ એકએકથી જુદાજુદા પ્રકારે અધિકારીઓની રુચિ અનુસાર અને જેને જે રસ્તો ઠીક લાગે, તે રસ્તે જવા તેને છૂટી આપે છે; માટે એ માર્ગે જઈ આત્મસ્વરૂપનું જ્ઞાન થઈ જાય, ત્યારે તે છાલાં–ફોતરાં જેવી શાસ્ત્રીય ક્રિયાઓ કર્યા કરવાની જરૂર રહેતી નથી; પછી તો 'सोऽहं ब्रह्मैवाहं शिवोऽहं ओमहं' નો દૃઢ અભ્યાસ કરતા રહી, નિર્વિકલ્પ સ્થિતિ અનુભવતા રહી એકાગ્રતાની ચોથી ભૂમિકાથી આગળ જઈ પાંચમી નિરુદ્ધાવસ્થારૂપ ભૂમિકામાં સ્થિર થવું જોઈએ. ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત ઇત્યાદિ ભૂમિકાઓ તો વિષયી અને

મુમુક્ષુની છે; તેનાથી ઉપર આપણે ગયા હોઈએ, તો હવે તે તરફ જોવાની જરૂર નથી. સત્ય, અનંત, અપાર, જ્ઞાનઘન, ચિદાત્મા આપણા બધા અહંપ્રત્યયનું ખરું સ્થાન છે; એટલે તે જ આપણું ખરું સ્વરૂપ છે અને તે જ હું બ્રહ્મ છું, એવો દૃઢ અપરોક્ષ અનુભવ કર્યા કરવો, એ જ ઉત્તમ યોગ છે, એ જ ઉત્તમ સંયમ છે; એથી જ સત્યસંકલ્પ થઈ શકાશે. જે વખતે જે ઇચ્છા (ભાવિને અનુસરી) ઉદય પામે છે, તે જ સિદ્ધ થાય છે, એવો નિયમ છે.

સાક્ષીની સત્તા અથવા અસ્તિત્વ અખંડ અને કાયમ છે. તે ત્રિકાલાબાધ્ય છે, તેથી સત્ છે. તે જ્ઞાનરૂપ, પૂર્ણ અનંત; વ્યાપક અને પ્રકાશરૂપ છે. ઇષ્ટ પ્રાણી કે પદાર્થની પ્રાપ્તિ થતાં તે ક્ષણે વૃત્તિની અંતરમુખતા અથવા એકાગ્રતા થાય છે અને તેથી તેમાં આનંદરૂપ આત્માનું પ્રતિબિંબ સ્પષ્ટ થાય છે; એટલે તે ક્ષણે અહો! વાહવાહ! અહહ! વગેરે શબ્દોથી આનંદના ઉદ્ગાર બહાર નીકળે છે; તે દ્વારા આત્માના આનંદસ્વરૂપનું ભાન થાય છે. તે આત્મા અખંડ આનંદસ્વરૂપ છે; તેમાં 'सोऽहं'ના જપ કરવારૂપે અહંગ્રહની ઉપાસના કરતાંકરતાં અથવા વૃત્તિ-શૂન્ય સ્થિતિનો અભ્યાસ કરતાં આકાશવત્ વૃત્તિ રાખવાની ટેવ પડે છે; અને એ જ આપણું સાચું તેમ જ છેલ્લું કર્તવ્ય છે; બીજું કંઈ જ કરવાનું બાકી નથી.

અગ્નિમાં લાકડાં, કોયલા, ઘાસ વગેરે બળતણ કંઈ જ મૂકો નહિ, તો અગ્નિ એની મેળે શાંત થઈ જશે; પણ તે મૂકયા કરશો, તો વૃદ્ધિ પામ્યા કરશે—સળગ્યા કરશે. તેમ મનમાં જો સંકલ્પ નહિ કર્યા કરો, તો મનની વૃત્તિઓનો નાશ થતાં છેવટે મનનો પૂરો નાશ થઈ જશે. સંકલ્પ—વિકલ્પાત્મક વૃત્તિનો નાશ થવો, અર્થાત્ સંકલ્પ ઊઠવા ન દેતાં તેને રોકયા કરવો, તેને

મનનો 'सरूप'નાશ કહે છે. જેમ ઝાડનું મૂળ કાયમ રહેવા દઈ ડાળાં-પાંખડાં થાય કે તરત, અથવા અંકુર નીકળતાં જ, તેને કાપ્યા કરીએ, તો તે ઝાડનો સરૂપનાશ કર્યો કહેવાય છે; એટલે ઝાડના મૂળરૂપ થડને કાયમ રાખી તેનો નાશ કરવો, તે સરૂપ-નાશ છે; તેમ મનરૂપ થડ કાયમ રાખી સંકલ્પ-વિકલ્પાત્મક વૃત્તિઓનું છેદન કર્યા કરવું, તે મનનો સરૂપનાશ છે; પણ થડમૂળ સહિત ઝાડનો નાશ કરવો, તેને વૃક્ષનો અરૂપનાશ કહે છે; તેમ મનનું છેવટે સ્વરૂપાકાર થઈ જવું, તેને મનનો અરૂપનાશ કહે છે. એવું જેને મનના નાશ અને વાસનાના ક્ષયપૂર્વક તત્ત્વજ્ઞાન થયું છે, તેને કોઈ પણ ઇચ્છાનો સંભવ નહિ હોવાથી કંઈ કરવાનું બાકી રહે જ નહિ, એ સ્વભાવસિદ્ધ છે. એવા મહાનુભાવ સત્પુરુષો જ વિશ્વવંદ્ય હોવાથી તેમને પ્રણામ કરી પ્રસન્નતાનો અનુભવ કરવો.

વૃત્તિનું કામ એ છે, કે તે નેત્ર દ્વારા બહાર નીકળી સમીપમાં પડેલાં પુસ્તક અથવા પ્રાણી-પદાર્થ ઉપર પડે છે અને પુસ્તકાદિને નહિ જાણવા રૂપ અજ્ઞાનનું જે આવરણ હોય છે, તેને ખસેડી નાખે છે; એટલે આ પુસ્તક આવુંને આવડું છે, એવું જ્ઞાન થાય છે; તે અપરોક્ષ (પ્રત્યક્ષ) જ્ઞાન છે. તે શાથી થાય છે? વૃત્તિથી થાય છે, પણ વૃત્તિમાં કંઈ જ સામર્થ્ય નથી; એ તો સાધનભૂત હોઈ જડ છે; પણ વૃત્તિમાં જે ચિદાભાસ હોય છે, તેની સત્તાથી જ વૃત્તિ તે આવરણનો ભંગ કરવાનું કામ કરે છે.

'तत्त्वमसि' એ મહાવાકયમાં કહ્યું છે, કે 'તે તું છે.' એમાં તે ઉપરથી પરોક્ષ ઈશ્વર સમજાય, પણ તે તો સર્વજ્ઞ-સર્વશક્તિમાન વગેરે વિશેષણોરૂપ ઉપાધિવાળો છે; તે હું શી રીતે હોઈ શકું? એમ વિચારતાં 'તે' શબ્દની શક્તિ નામની વૃત્તિથી સામાન્યપણે,

સમજ ન પડતાં,લક્ષણા કરવી પડે છે. જેમ 'गंगायां घोषः' ગંગામાં ઘોષ (રબારીનો નેસડો) છે, એમ સાંભળી વિચાર થાય છે, કે ગંગા શબ્દનો અર્થ તો પ્રવાહ છે, તેમાં નેસડો હોઈ શકે જ નહિ; તેથી પ્રવાહ સમીપના કિનારા પર લક્ષણા કરાય છે; એટલે ગંગાના પ્રવાહમાં નેસડો નથી, પણ કિનારો છે, એમ સમજાય છે; તેમ 'તે તું છે.' એ વાકયમાં લક્ષણા કરતાં તે ઈશ્વરની સર્વજ્ઞત્વાદિ બધી ઉપાધિ અને તું-જીવની અલ્પત્વાદિ સર્વ ઉપાધિ દૂર થતાં, જે એક અખંડ ચૈતન્ય-જ્ઞાનસ્વરૂપ સત્ વસ્તુ રહે છે, તે જ હું છું એમ સમજાય છે; અર્થાત્ તે શુદ્ધ, નિર્વિકલ્પ, અનંત, સુખસ્વરૂપ જીવ-બ્રહ્મની એકતારૂપ ચેતનતત્ત્વ જ તેનું-ઈશ્વરનું અને મારું સ્વરૂપ છે; પણ ઉપાધિવાળું અને ભ્રાંતિથી જાણેલું જે મારું જીવત્વરૂપ અસ્તિત્વ આજ સુધી હું સમજતો હતો, તે 'હું' જ નથી-તે મારું ખરું સ્વરૂપ નથી; પરંતુ પ્રત્યક્ચેતન આત્મવસ્તુ જ 'તે હું છું,' 'તે જ મારું અને ઈશ્વરનું ખરું સ્વરૂપ છે,' આમ અભેદ સમજવા લક્ષણા કરવી જરૂરી છે. એ રીતે મહાવાકય અભેદ જ્ઞાનનું કરણ એટલે સાધન બને છે. જો કે એ શબ્દ તથા વૃત્તિ સ્વરૂપમાં પહોંચતાં નથી, પણ તેનું લક્ષ્ય કરાવે છે. 'यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह-તે પરમતત્ત્વથી વાણી અને મન પાછાં ફરે છે;' કારણ કે શબ્દ એટલે તે મહાવાકયરૂપ કરણ અથવા સાધન ત્યાંનું લક્ષ્ય કરાવી પોતે (વાણી તથા મન) પાછાં વળે છે-આગળ જઈ શકતાં જ નથી; કેમ કે મનની વૃત્તિમાં રહેલો ચિદાભાસરૂપ દીવો મધ્યાહ્નના સ્વયંપ્રકાશ સૂર્ય સરખા બ્રહ્મતત્ત્વને બતાવવા ઉપયોગી થાય ખરો ? નહિ જ. માત્ર વૃત્તિમાં રહેલો એ ચિદાભાસ તો પ્રત્યક્ ચેતન બ્રહ્મતત્ત્વનો સાક્ષાત્કાર કરાવે છે; એટલે આવરણનો ભંગ જ કરે; કેમ કે તે ચેતન તો સ્વયંપ્રકાશ, સિદ્ધ અને પૂર્ણ

છે; તેને જોવાને બીજા પ્રકાશની કે દીવાની જરૂર જ નથી. તેને વૃત્તિ શું દેખાડવાની હતી? કેવળ તે બ્રહ્મતત્ત્વનું અજ્ઞાન રૂપ જે આવરણ છે, તેને જ તે કાઢી નાખે છે; એટલે ભાન કરાવે છે, કે તે હું બ્રહ્મ જ છું. सोऽहम् એ જ હું—એ જ પરબ્રહ્મ—એ જ ચિદાત્મા, નિર્વિકલ્પ, સુખરૂપ, જ્ઞાનઘન વસ્તુ છે; એમ મારામાંથી જ આ સર્વની જે ઉત્પત્તિ, સ્થિતિ તથા લય જણાય છે, તે તો ભ્રાંતિ છે; તેને દૂર કરતાં હું પોતે જ શાંત અને કોઈ કલ્પનાનો અવિષય, અસંગ તથા પૂર્ણ ચિદાત્મા સિદ્ધ છું.

અવિદ્યાની આવરણશક્તિ અને વિક્ષેપશક્તિ બહુ બળવાન કહેવાય છે; તેનાં સ્વરૂપ આવાં છેઃ દોરીમાં દોરીપણું ઢંકાઈ જઈ સર્પનું જે ભાન થાય છે, તે આવરણશક્તિથી થાય છે; અને દોરી છતાં તેમાં સર્પની ભ્રાંતિ થવી, એ વિક્ષેપશક્તિથી થાય છે; તેમ પરમાત્મા સ્વયંસિદ્ધ પૂર્ણ છે, તેને ઢાંકી દઈ તેને બદલે જગતનું ભાન થાય છે, તે આવરણશક્તિનું બળ છે; અને તેમાં જગતના આકારરૂપ જે ભ્રાંતિ થાય છે, તે વિક્ષેપ-શક્તિનો પ્રભાવ છે.

એક મોટા શ્રીમાન્ શેઠ હતા. તે વ્યાપારમાં ખોટ જતાં છેક ગરીબ થઈ ગયા; તેથી તેમણે વિચાર્યું, કે હવે રાજા પાસે જઈ અમુક દ્રવ્ય લાવી વેપાર કરવો. રાજા વૃદ્ધ અને અપુત્ર હતો; તેથી તે રાજાએ મનમાં વિચાર્યું, કે કાલે સવારે જે કોઈ પહેલો મારી પાસે આવે, તેને ગાદી આપી રાજા બનાવું. શેઠને રાત્રે ઊંઘ આવી નહિ; ચટપટી થયા કરતાં, વહેલા ઊઠી, સ્નાન, સેવાપૂજાથી પરવારી તે દરબારમાં જવા નીકળ્યા. રાજા પોતે બહાર આવે છે, ત્યાં તરત શેઠ સામા આવ્યા. રાજાએ આગળ ચાલતા રહી, શેઠની વાત ઉપર ધ્યાન ન આપતાં, જમાદારને હુકમ આપ્યો, કે આ માણસને હમણાં જ મારી પાસે દરબારમાં

રજૂ કરો. શેઠ જરા ભયભીત તો થયા, પણ સરળ અને હિંમત-વાળા હોવાથી જમાદાર સાથે દરબારમાં જઈ રાજા જ્યાં ગાદી પર હતા ત્યાં ખડા થયા. રાજા તરત જ બીજી કોઈ વાત નહિ સાંભળતાં પોતે ગાદી પરથી ઊઠી હાથ પકડી શેઠને ગાદી પર બેસાડી, પોતે ખુરશી પર તેની પાસે નીચે બેઠા; અને હુકમ સંભળાવ્યો, કે 'આખા રાજ્યના માલિક–રાજા આજથી આ પુરુષ થયા છે, માટે એમની આજ્ઞા સર્વ પ્રજાવર્ગે માનવી, બધી સત્તા એમની છે.' શેઠ તો આશ્ચર્યચકિત બની ગયા, કે આ શું થયું? શેઠ ક્યાં જતા રહ્યા, તેની શોધ માટે તેને ઘેરથી નીકળી તેમનો મિત્ર શોધતોશોધતો દરબાર તરફ આવ્યો અને શેઠને રાજ-ગાદી પર વિરાજમાન જોઈ પાસે જઈ અદબ-મર્યાદાથી સલામ કરી પૂછ્યું: કે 'ભાઈ! અનેક વેપાર કરવાની ઇચ્છાઓ કરતા હતા, તો હવે શું કરવાના છો?' રાજા (શેઠ) બોલ્યા: 'હું અનેક કરોડ દ્રવ્યનો માલિક થયો છું, તો મારે હવે બીજા અનેક તુચ્છ વેપાર શા માટે કરવા જોઈએ? મારી તે બધી ખટપટ અથવા ઉપાધિ ગઈ છે.'

દૃષ્ટાંતનું તાત્પર્ય આ છે, કે ચેતનની સત્તા પામેલા મન દ્વારા અજ્ઞાની જીવો આ સંસારમાં અનેક કામના–ઇચ્છા કર્યા કરે છે અને પુણ્યરૂપ પૂંજી ખોઈ બેસી કંગાલ–દુ:ખી બની જાય છે; ત્યારે અનેક દેવાદિની ઉપાસના કરી ફરી ધનવાન થવાના વિચારો તે કરે છે. તેમાંનો કોઈ સુજ્ઞ જન, મહાસમર્થ મુખ્ય પરમાત્માને જ મળવાની ઇચ્છા કરી તેમની પાસેથી જ બ્રહ્મવિદ્યારૂપ જ્ઞાનદ્રવ્ય મેળવી જગતના લોકોનું અનેક પ્રકારે હિત કરવા રૂપ પરોપકારનો વ્યાપાર કરવા ઉત્સાહ, શ્રદ્ધા અને પ્રેમપૂર્વક પ્રવૃત્તિ કરે છે, ત્યારે પ્રભુ પણ તેવા શ્રદ્ધાળુ સાચા શરણાગતની સામા જ આવી, તેનો હાથ પકડી પોતાનું

જ સ્થાન તેને આપે છે; એટલે તેની સર્વ કામના શાંત થાય છે.

ગાઢ અંધારું હોય, તેમાં ફસાઈ અનેક ઉપાધિરૂપ દુઃખોથી હેરાન થઈ મનુષ્ય અનેક ઉપાયો કરી બાથોડિયાં મારે છે, છતાં કંઈ જોઈ શકતો નથી; પણ કોઈ સુજ્ઞ માણસ દીવો પ્રકટાવી આગળ ધરે છે, તો તેને તરત સર્વ ઉપાધિઓ સાથે અંધારું ક્યાં ગેબ થઈ જાય છે, તે જણાતું જ નથી.

જીવ, ઇશ્વર તથા જગતનો ભ્રમ થવાથી હૃદયમાં જડ–ચેતનની ભ્રમણારૂપ અવિદ્યાની ગાંઠ પડી ગઈ છે, તે જ્ઞાનરૂપ દીવો પ્રકટ થતાં છૂટી જાય છે; અને અનેક તરેહના સંશયો છેદાઈ જઈ અદ્વૈત આત્મતત્ત્વ જ હું પોતે સિદ્ધ છું અને પૂર્ણ છું, એવો અપરોક્ષ અનુભવ થતાં કર્મ નાશ પામે છે; એટલે સંચિત કર્મ નાશ પામી જઈ, ક્રિયમાણ કર્મનો અસંગ–અકર્તાભાવ થવાથી તેનો સ્પર્શ થતો નથી; પણ પ્રારબ્ધ કર્મ તો શેકેલા ચણાની પેઠે રહે છે. તે નવા અંકુર કાઢવા (એટલે બીજા જન્મ આપવા) સમર્થ થતાં નથી, પણ ખાવાના જ કામમાં આવે છે; તેથી પરોપકાર કરી શકે છે; અથવા બળી ગયેલ વસ્ત્રની ભાત જેવાં તે દેખાયા કરે છે; પણ તે વસ્ત્ર જેમ ઓઢવાપાથરવા કામ લાગતું નથી, તેવાં પ્રારબ્ધ કર્મ રહે છે; કેમ કે છૂટી ગયેલું બાણ જેમ લક્ષ્ય વેધીને જ પડે છે, તેમ પ્રારબ્ધનો ભોગ કર્યા વિના તેનો નાશ થતો નથી.

ફક્ત વૃત્તિને જ ફેરવવાની છે; જે દોરીને તમે સર્પ તરીકે જોતા હતા, તેને જ હવે તમારે દોરી તરીકે જોવાની છે. આ બધું છે, જણાય છે, પ્રિય છે વગેરે રૂપે આ જગતની ભ્રાંતિ ભાસી રહી છે, તેને જગતરૂપે ન જોતાં બ્રહ્મરૂપે જોવાનું છે.

છેવટે પણ જગતની આસક્તિ અથવા ભ્રાંતિની વિપરીત ભાવના છોડવી તો પડશે જ; કેમ કે તે સિવાય મોક્ષ નથી.

જેમ વાંઝણીના છોકરાનો જન્મ નથી, તેમ આત્માનો જન્મ નથી. વચ્ચે જગત ભાસે છે, તે ખોટું ભાસે છે; કેવળ જ્ઞાન-શક્તિ જ છે, બીજું કંઈ જ નથી.

જળમાં આકાશનું પ્રતિબિંબ છે, તે મૂળ બિંબાકાશરૂપ જ છે. જળના હાલવા-ચાલવાથી, લહરી કે તરંગો થતાં તે પ્રતિબિંબ હાલતુંચાલતું, ફરતું-કૂદતું દેખાય છે; પરંતુ ખરી રીતે તે હાલતુંચાલતું નથી; અરે ભાઈ રે! તે બિંબ જ છે—આકાશ જ છે; પ્રતિબિંબ નામનું બીજું કાંઈ થયું કે જનમ્યું જ નથી; તે હલનચલનાદિ બધી જળની જ ગતિ-ક્રિયા છે, એ જ રીતે ચિત્તરૂપ જળમાં વ્યાપક ચિદાત્માનું પ્રતિબિંબ પડી ચિત્તના ચંચળપણાથી તે ચંચળ ભાસે છે; પરંતુ તે ચિદા-ભાસ ખરી રીતે બિંબરૂપ જ—વ્યાપક બ્રહ્મ જ છે; તે આત્મા સ્વસ્થ શાંતરૂપ જ છે. ચિત્તમાં ચિદાત્માનું અને ચિદાત્મામાં ચિત્તનું—એમ એકબીજામાં પ્રતિબિંબ પડી ચંચળપણું થતાં તાદાત્મ્ય અધ્યાસ થઈ ભ્રાંતિ દૃઢ થાય છે; તેથી હું પાપી, હું જીવ, હું કર્તા, હું ભોક્તા, હું જાડો, હું વૈશ્ય, હું બ્રાહ્મણ, હું કુળવાન, હું અમુક નામરૂપવાળો વગેરે માન્યતા વધતાંવધતાં દૃઢ થાય છે. ચિદાત્માની પાસે જ બુદ્ધિ રહી છે, તેમાં ચિદાત્માનું પ્રતિબિંબ પહેલું પડે છે; પછી તે બુદ્ધિ પાસે ચિત્ત છે, તેમાં તે પ્રતિબિંબ આવે છે; પછી તેની પાસે અહંકાર હોવાથી તેમાં તે આવે છે; પછી તેની પાસે મન હોવાથી તેમાં તે આવે છે; પછી મન પાસે પ્રાણ હોવાથી તે પ્રાણમાં એ આવે છે, પછી પ્રાણ પાસે ઇંદ્રિયો છે, તેથી તેમાં તે આવે છે અને પછી તે ઇંદ્રિયો પાસે શરીર હોવાથી દેહમાં તે આવે છે; પછી દેહમાં હું અને મમત્વનો અધ્યાસ દૃઢ થતાં દેહના ધર્મનો આરોપ પોતામાં થઈ હું અમુક ન્યાત, જાત, નામ, અને કામ-

વગેરેનો છું, એવું માની લેવાય છે. એમ ઊલટી આંટી પડી જવાથી ખરું સત્ય સ્વરૂપ દૂર પડી ગયું છે.

એક રાજા સંતનો સમાગમ કરવામાં શ્રદ્ધાળુ હતો. તેને એક જ કુંવર હતો, તેથી તેને સાથે લઈ એક મહાત્માના દર્શન માટે તે રોજ જતો. એક દિવસ તે સંતે મોજમાં આવી જઈ રાજાને કહ્યું: 'આ પુત્ર થોડું (૧૬ વર્ષ) જીવવાનો છે, તેથી એનાં લગ્ન કરીશ મા; પણ એને પ્રભુ તરફ જ વળવા દેજે અને ભજન જ કરવા દેજે; જેથી એનું કલ્યાણ થશે; લગ્ન થવાથી ઊલટો તે ફસાશે અને તેથી તેની ઉચ્ચ ગતિ નહિ થાય.' પુત્રે પણ એ જ રીતે લગ્ન નહિ કરવાનું જ પિતાને કહ્યું, છતાં એ બન્નેનું કહેવું નહિ માની રાજાએ પુત્રનાં લગ્ન કર્યાં; અને દશપંદર લાખ ખરચી લહાવો લીધો. સંતના વચન પ્રમાણે પુત્ર ૧૬મે વર્ષે મરી ગયો, એટલે નિર્વંશ થવાથી રાજા-રાણી બન્ને મરવા તૈયાર થયાં. ગુરુકૃપા હતી, તેથી તે સંતના કલ્યાણકારક સંકલ્પથી નારદજી આવી પહોંચ્યા અને તેમણે પૂછ્યું, કે 'આ શું છે? આ કોનો પુત્ર છે?' રાજા પગે લાગી બોલ્યો: 'પ્રભો! આ મારો પુત્ર છે.' નારદે કહ્યું: 'ઠીક, આ તારો છે? ત્યારે કહે, તેં આનું શું પેદા કર્યું છે? આ શરીર જ કે બીજું કાંઈ?' રાજા બોલ્યો: 'હાજી.' (નારદે કહ્યું:) 'તો આ શરીર, જેને તું પુત્ર કહે છે, તારું પેદા કરેલું સમજે છે અને 'મારું' માને છે, તે તો આ તારી પાસે જ પડેલું છે; લે, એનું અથાણું કર, કે ભાજી કર. કોઈ મુસાફર આવી કોઈના બાંધેલા મકાનમાં અથવા ધર્મશાળામાં રહ્યો, પાસે ભાતું હતું તે ખાધું, શહેરમાં ગયો-આવ્યો, આપ્યું-લીધું' અનેક જણના સહવાસમાં આવ્યો, તેમની મુલાકાત લીધી, ને ચાર દિવસ રહી ચાલ્યો ગયો; તેથી શું તે મકાન બનાવનાર

પણ તેની પાછળ જાય છે? શું માલિકે પણ મરવું? એ તો મુસાફર હતો, થોડો કાળ તારા મકાનમાં રહી ગયો, એનું પ્રારબ્ધ એણે ભોગવી લીધું અને તે ગયો. જેને તું તારું માને છે, તે આ શરીર તો તારી પાસે જ પડેલું છે. લે, તેને ભેટ; પણ તેને તો તું બાળી મૂકવા તૈયાર થયો છે!' એમ ઉપદેશ કર્યો, છતાં પુત્રનો શોક મહાકષ્ટરૂપ છે; તેથી રાજા માનતો નથી. એક કવિએ ગાયું છે, કે '**वासुदेव! जरा कष्टं, कष्टं निर्धनजीवनं। पुत्रशोको महाकष्टं, कष्टात् कष्टतरं क्षुधा॥** હે ભગવન્! ઘડપણ દુઃખદાયી છે, નિર્ધન જીવન કષ્ટમય છે, પુત્રનો શોક એનાથી પણ મોટું દુઃખ આપનાર છે અને બધાં દુઃખો કરતાં પણ મોટું દુઃખ કડકડતી ભૂખ છે.' એમ રાજાનો તે પુત્રમાં મોહ અને શોક દૃઢતર જોઈ નારદજીએ તેનામાં યોગકળા મૂકી; તેથી પુત્ર જીવતો થઈ બોલવા લાગ્યો: 'રાજન્! મારે અને તમારે હવે શું છે? વીસ લાખ હું માગતો હતો, તે જન્મથી આજ સુધીમાં મારે માટે તમે ખરચી નાખ્યા છે; પૂર્વે હું શ્રીમાન વાણિયો હતો. તમે ગરીબ ક્ષત્રિય હતા; તમે મારે ત્યાંથી રૂપિયા ઉપાડ્યા હતા; તેની મોટી રકમ થઈ જતાં તે આપ્યા વગર તમે મરી ગયા; તેથી તે મારું લેણું લેવા હું આવ્યો હતો; અને તે પૂરું લેવાઈ ગયું છે. તમારું આ શરીર તમારી પાસે જ છે. મારે હવે તમારી સાથે કોઈ જાતનો સંબંધ નથી. હું પુત્ર નથી, તમે પિતા નથી.' એટલું બોલી તે જીવ પાછો ચાલ્યો ગયો. ત્યારે રાજાને જ્ઞાન થયું અને મુડદું લઈ જવાની રજા આપી.

મોહથી અજ્ઞાનવશ બની અહં-મમત્વનાં બંધન દૃઢ કર્યાં છે; તેને તોડવા ગુરુકૃપાની, પોતાના અંતઃકરણની કૃપાની અને ઈશ્વરની કૃપાની જરૂર છે. તે મેળવવા હરિગુરુ-

સંતની સેવા–સંગતિ કરતા રહી વિચાર કરવાની જરૂર છે; તેથી જ ચિત્તમાંથી મોહ દૂર થતાં જ્ઞાન થશે અને ખરું રહસ્ય સમજાતાં શાંતિ થવાનો સંભવ છે.

ગઈ કાલે દીવો હતો, તેજ આજે છે; ગઈ કાલે અથવા ગયે વરસે ગંગામાંથી પાણી પીધું હતું, તેજ ગંગાપ્રવાહ આજે પણ દેખાય છે; પરંતુ જે દીવો એક ક્ષણ પહેલાં હતો, તે હમણાં નથી; હમણાં છે, તે હવે પછીની બીજી ક્ષણે નથી; ક્ષણ પૂર્વે પાણી હતું, તે પાણી જ હમણાં નથી; તો કાલની તો વાત જ શી ? જળનો તે પ્રવાહ સમુદ્રમાં ક્યાંય જતો રહ્યો છે. અગ્નિ બધે સામાન્ય છે, પણ લાકડાના સંગે (વિશેષરૂપે) પ્રકટ્યો અને લાકડું બળી રહેતાં નાશ પામ્યો (ઘેર ગયો-બુઝાઈ ગયો), એમ કહેવાય છે; પણ અગ્નિ પ્રકટ્યો (જન્મ્યો) નથી, તેમ નાશ પણ પામ્યો નથી. એ તો બધે એકસરખો કાયમ જ છે. લાકડાંરૂપ ઉપાધિથી વિશેષ સ્વરૂપે જણાયો, તે ભ્રાંતિ છે અને નાશ પામ્યો, તે પણ ભ્રાંતિ જ છે. દીવાની શિખાનું દર ક્ષણે વહન થતું હોઈ તે નવીન જ થાય છે, તેવું જ જળપ્રવાહનું જાણવું; એ જ રીતે આત્મા બધે એકસરખો વ્યાપક છે; તે જન્મતો નથી અને મરતો પણ નથી; એ તો અજરામર, જ્ઞાનઘન અને આનંદપૂર્ણ–સિદ્ધ છે.

પેટમાં દુખવાથી અસહ્ય વેદના થતી હોય, ત્યારે ઉપરથી બહારના ફક્ત ઉપચાર કે ઓસડ કરે અથવા ચોપડે કે શેકે, પરંતુ તેટલાથી અંદરનો રોગ સર્વાંશે (બિલકુલ) નાશ પામી આરામ કે સુખ થતું નથી; પણ તે બહારના ઉપચાર સાથે ઔષધ પીવારૂપ અંદરના ઉપચાર કરે, તો તરત સુખ થવા સંભવ છે; તેમ ચિત્તમાં રહેલી દુર્વાસનારૂપ રોગ મટાડવા બહારની સેવાપૂજા કર્યા કરે, માળા ફેરવ્યા કરે, તેથી તે રોગ

નિર્મૂળ થતો નથી; પણ શ્રદ્ધાયુક્ત પ્રેમથી શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુ-સંતની સેવામાં પરાયણ રહી, મહાવાક્ય દ્વારા મળતા ઉપદેશામૃતનું પાન કરતો રહી વિચારની શ્રેણિએ ચઢે, તો અંતે દુર્વાસનાનો સમૂહ અંતરમાંથી દૂર થઈ, બ્રહ્માત્મચિંતનરૂપ સુવાસના તેને સ્થાને આવી વસે છે; તેના પ્રતાપે પરમ શાંત નિર્વિચાર પદમાં સ્થિતિ થતાં જન્મમરણરૂપ મહારોગ સંપૂર્ણ જતો રહે છે; અર્થાત્ ફરી થતો નથી.

'તરણાં ઓથે ડુંગર' અને 'તલને ઓથે તેલ' ની પેઠે મનને ઓથે બ્રહ્મતત્ત્વ છે. મનને આગળ રાખો, ત્યાં સુધી તે પરમાત્મા દેખાય નહિ, પણ મનને ઓળંગી પેલી પાર જુઓ, તો એ જ વસ્તુ છે.

જ્ઞાનનું અજીર્ણ અહંકાર (હું જ્ઞાની છું એવું અભિમાન) છે; તપનું અજીર્ણ ક્રોધ (તપસ્વીપણાનું અભિમાન ધરનારનું માન-પૂજા-વંદન કોઈ ન કરે, ત્યારે તેના પર ક્રોધ થાય તે) છે અને અન્નનું અર્જીણ ઊલટી છે. પાચન થઈ ન શકે, ત્યારે જ અજીર્ણ થાય છે; માટે જઠરાગ્નિ મંદ ન હોવો જોઈએ, પણ પ્રજ્વલિત હોવો જોઈએ, જેથી અજીર્ણ થવા પામે નહિ; તેમજ જ્ઞાની તપસ્વીએ સદ્વિચાર મુખ્ય રાખી, શમદમાદિ સાધનોને તેજસ્વી ચળકતાં-તાજાં જ રાખવાં જોઈએ; કારણ કે તે વિવેક-વૈરાગ્યાદિ જાગ્રત રહેતાં અભિમાન અથવા ક્રોધને પ્રવેશવાનો અવકાશ મળતો જ નથી. 'क्षमया तिष्ठति धर्मः क्रोधात् धर्मो विनश्यति। ક્ષમા રાખવાથી ધર્મ સ્થિર રહે છે અને ક્રોધથી ધર્મ નાશ પામે છે.

સુખદુઃખમાં સમભાવથી રહેવું જોઈએ. તે વિષે શ્રી ભગવાને ઉપદેશ્યું છે, કે 'सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ સુખદુઃખને, લાભહાનિને તથા જયપરાજયને સમાન ગણવાં.

આ ઉપર દૃષ્ટાંત કહેવાય છેઃ ઇંદ્રે શત્રુરહિત થવાને બ્રહ્મા પાસે જઈ પૂછ્યું, કે 'હું બલિ જોડે યુદ્ધ કરવા ગયો, પણ તે પોતાના સ્થાને નથી; માટે કહો, તે ક્યાં છે?' બ્રહ્મદેવ બોલ્યાઃ 'તેને સમભાવ છે, તેથી એ તારો શત્રુ નથી; માટે એ સંબંધે તું મને ન પૂછ;' છતાં ઇંદ્રે માન્યું નહિ અને હઠ કરી, ત્યારે બ્રહ્માએ જવાબ દીધો, કે 'જા, ગધેડો, ઊંટ વગેરે પશુઓમાં તપાસ કર.' તે સાંભળી ઇંદ્ર શોધ માટે ચાલ્યો. એક કુંભારને ત્યાં નીચું વળી ગધેડું ઘાસ ખાયા કરે છે; તેને અનુમાનથી બલિ જાણી ઇંદ્રે બૂમ પાડી, કે 'હે બલિ!' એટલે તેણે ઊંચું જોયું, ત્યારે ઇંદ્રે માન્યું, કે આ જ બલિ છે. પછી પોતાની સાથે ઐરાવત હાથી અને બધી સ્વર્ગલક્ષ્મી લઈ ઇંદ્ર બલિની છાતી બાળવા ત્યાં આવી બોલ્યોઃ 'અરે બલિ! તમારી રાજ્યલક્ષ્મી ક્યાં ગઈ? દૈત્યો હાથ જોડી ઊભા રહેતા તે ક્યાં છે? તમને બહુ દુઃખ થતું હશે!' તે સાંભળી ગધેડાના રૂપમાં બલિ બોલ્યા: 'સુખદુઃખની વાત મને ન પૂછ, તે હું જાણતો નથી; પામરોને જઈ પૂછ. તારી સંપત્તિ જોઈ બલિની છાતી બળવાની નથી.' પછી ઇંદ્રે યુદ્ધ માગ્યું, તેના ઉત્તરમાં બલિએ કહ્યુંઃ 'અરે ઇંદ્ર! તું મૂર્ખ છે, ઇંદ્ર જણાતો નથી. યુદ્ધ તો બરોબરિયાનું હોય. ગધેડો અને ઇંદ્ર યુદ્ધ કરે, તે શોભે ખરું કે? પશુ સાથે દેવરાજનું યુદ્ધ હોય નહિ. વખત આવશે, ત્યારે મારી એક જ મુક્કીથી તારા ઐરાવત સાથે તને ચાંપી દઈશ. આ જ ઐરાવત મારું વાહન થશે અને આવું ગધેડાનું ખોખું પાછું તારે માટે તૈયાર જ છે; માટે જા, હાલ તે વખત નથી, ગર્વ કર મા.'

આ પ્રસંગ વાંચી પ્રશ્ન થવા સંભવ છે, કે બલિ રાજા ગધેડો કેમ થયો? આનું સમાધાન એ છે, કે કોઈ શાપને લીધે એવું પશુશરીર અમુક કાળ સુધી ભોગવી પાછા પોતાના

સ્થાને તેને જવાનું હતું. બલિ, નારદ, વ્યાસ, વગેરે મહાપુરુષો કારક કહેવાય છે, એવા કારક મહાપુરુષોનાં આયુષ એક કલ્પનાં હોય છે, પછી તેઓ વિદેહમુક્ત થાય છે અને બીજા કલ્પમાં બીજાં શરીર ધારણ કરે છે. એવા પુરુષો જગતને તારનારા હોય છે. આ દૃષ્ટાંતનું તાત્પર્ય આ છે, કે બલિની પેઠે સુખ-દુઃખમાં સમાન ભાવે રહેવું જોઈએ.

પ્રારબ્ધ કર્મની બે શાખા છે. એક તો ભોગને લાવી આપે, અર્થાત્ ભોગનો સાક્ષાત્કાર કરાવે; અને બીજી વાસનારૂપ હોય છે; એટલે તે ભોગોને મેળવી આપે ખરી, પણ તેમાં પુરુષાર્થ (ખાવું, પીવું, લેવું, દેવું, કરવું, કરાવવું વગેરે) કરવાનો રહે છે. આ વાસનારૂપ અંકુર ફૂટી નીકળી વધવા લાગે, ત્યારે તેને દાબી દેવા પુરુષાર્થની જરૂર રહે છે; નહિ તો તે વાસના માણસને ગમે ત્યાં ખેંચી જાય છે.

અર્જુને પ્રભુને પૂછ્યું: ઇચ્છા કરતા નથી, છતાં જે બળથી યુદ્ધાદિ અનેક કાર્યમાં પ્રવૃત્તિ કરાવે છે, તે કોણ છે? '**अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः।** હે કૃષ્ણ! હું ઇચ્છતો નથી, છતાં જાણે બળથી મને કોઈ પ્રેરી રહ્યું છે.' ત્યારે શ્રીહરિએ કહ્યું: '**काम एष क्रोध एष रजोगुणसमुद्भवः। महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम्** ॥ રજોગુણથી ઉત્પન્ન થનાર એ કામ તથા ક્રોધ જ છે; એ મહાપાપી છે; તેનો ખોરાક મોટો છે; એને જ તારે જગતમાં શત્રુ જાણવો;' અર્થાત્ કામના જ પ્રવૃત્તિ કરાવે છે. એ જ રીતે દુર્યોધનને શ્રીકૃષ્ણે કહ્યું હતું: 'તેં મહાત્મા ભીષ્માદિ જેવાનું કે વિદુર જેવાનું પણ માન્યું નહિ અને બધાંનો નાશ કરાવ્યો; તેથી તું પણ મરવાની અણી પર આવ્યો છે; માટે હજી પણ સમજીને કંઈક આપ.' ત્યારે દુર્યોધને કહેલું: '**जानामि धर्मं न च मे प्रवृत्तिर्जानाम्यधर्मं**

**न च मे निवृत्तिः । केनापि देवेन हृदिस्थितेन यथा नियुक्तोऽस्मि तथा करोमि ॥** અર્થાત્ હું ધર્મને જાણું છું, છતાં તેમાં મારી પ્રવૃત્તિ થતી નથી અને અધર્મ પણ જાણું છું, છતાં તેથી હું અટકતો નથી; હૃદયમાં રહેલો કોઈ દેવ મને જેમ દોરે છે, તેમ હું કરું છું.' તે દેવ કયો ? એ જ કામદેવ (રાજ્યકામના).

હકદારનો હક્ક બિલકુલ હું નહિ આપું અને બધું રાજ હું જ ભોગવું, એવી દુર્યોધનની કામના હતી. તેનો ભંગ કરવા પાંડવો તૈયાર થયા, ત્યારે તે જ કામના રૂપાંતર પામી ક્રોધરૂપે બની હતી. જેમ કોઈ ઉપદેશક–કથા કરનાર વિચારે, કે 'આ પાનું મારા હાથમાં છે, તેમાંથી હું શ્રોતાને ખૂબ સંભળાવું; પરંતુ એવામાં કોઈ આવીને તે પાનું ઝૂંટવી લઈ રસ્તામાં ફેંકી દે, તો પેલી સંભળાવવાની કામના ક્રોધનું રૂપ ધારણ કરે છે; અને તે લાઠી લઈ ઊભો થાય છે.

કામના પૂરવી પણ મુશ્કેલ છે; તેનો એક દાખલો જુઓ: એક નિઃસ્પૃહ ગરીબ બ્રાહ્મણ સ્ત્રીના બહુ આગ્રહથી રાજા પાસે જઈ આશીર્વાદ આપી કન્યાદાન માટે ફક્ત ત્રણ માસા સોનું (રાજાએ પૂછતાં) માગીને ઊભો રહ્યો પાછળથી રાજાએ પ્રસન્ન થઈ સૂર્યોદયથી અસ્ત સુધીમાં જેટલું લેવાય તેટલું દ્રવ્ય લઈ જવા રજા આપી, ત્યારે સૂર્યાસ્ત થઈ ગયો છતાં તે અટક્યો નહિ; તેથી ધક્કા મારી તેને રાજા પાસે લઈ જવામાં આવ્યો; ત્યાં રાજાએ તેને લોભ થવાનું કારણ પૂછ્યું ? ત્યારે તે બોલ્યો:–'**त्रिमासेन हि संतुष्टो त्रिकोट्याऽपि न पूर्यते । राजन् तव प्रसादेन लाभात् लोभः प्रवर्तते ॥** હે રાજન્ હું ત્રણ માસા સોનાથી જ સંતુષ્ટ રહેનારો હતો, પણ તમારી કૃપાથી મને વધારે લાભ મળતાં હવે ત્રણ કરોડ જેટલા સોનાથી પણ મારી કામના પૂર્ણ થતી નથી; ખરેખર લાભથી

લોભ ચાલુ જ રહે છે.' એમ લાભ થવાથી લોભ થાય છે. એવી કામના અથવા લોભથી કેટલી ભારે હાનિ થાય છે, તેનો પણ દાખલો જુઓ:—

ચંદનપુર નગરમાં સાગર નામે એક વાણિયો રહેતો હતો. તેને બે કન્યા હતી. તે બન્ને ઉત્તમ સંસ્કારવાળી હતી. તેમને માતા-પિતા પરણાવવા યત્ન કરતાં, ત્યારે તેઓ વારંવાર ના કહેતી; અને માત-પિતાને સમજાવતી, કે "આ મનુષ્યશરીર-રૂપ ઉત્તમ દરવાજો, સંસારરૂપ જંગલમાંથી નીકળી જવા માંડમાંડ મળ્યો છે; છતાં તેમાં વિષયલંપટ બન્યાં રહી આયુષ્ય વ્યર્થ ગુમાવી દેવું અમને ગમતું નથી. અનેક પશુ-પક્ષી વગેરેની યોનિમાં એનું એ જ કરતાં આવ્યાં છીએ. આ તો ઉત્તમ તક મળી છે, છતાં અજ્ઞાનવશ બની મોહમાં તણાઈશું, તો ભવચક્ર તૈયાર જ છે; માટે અમે તો સત્સમાગમ કરી ભજન-ધ્યાન કરી મુક્ત થઈશું." માબાપ જ્યારે ક્યાં ય બહાર જતાં, ત્યારે એ બન્ને કન્યાને ઘરમાં રાખી બારણે તાળું દઈને જતાં. એમ એક વખત તેઓ બહાર ગયાં. કન્યાઓ ઝરુખામાં બેઠી જોઈ રહી હતી, ત્યાં એક ગંધર્વ જતો હતો; તેને બોલાવી તેઓએ કહ્યું: 'હે ગંધર્વરાજ ! હે શિવગણ ! અમારે સત્સંગ કરી મુક્ત થવાની ઇચ્છા છે, માટે કોઈ મહાત્મા હોય તો બતાવો.' ગંધર્વ વિવેકી સુજ્ઞ હતો; તેણે આશરે દોઢેક ગજ લાંબી એક લાકડી આપીને કહ્યું: 'આ એક મંત્ર ભણજો અને લાકડી પર બેસી જજો. સમુદ્રના બેટમાં એક સમર્થ મહાત્મા છે, ત્યાં ઘણા લોક તેમને સાંભળવા આવે છે; તેમની સાથે તમે સત્સંગ કરજો.' ગંધર્વ એટલું કહી ગયો; એટલે તેના કહ્યા પ્રમાણે બન્ને કન્યા રોજ ત્યાં જવા લાગી. બાપે તે બધું જાણ્યું અને મનમાં વિચાર્યું, કે 'સમુદ્રમાં રત્નો હોય છે; હું પણ

ત્યાં સાથે જાઉં તો લઈ આવું,' એમ વિચારી એક ઢાલ જેવું નાનું પીપ બનાવ્યું અને કન્યાને કહ્યું: 'લાકડી ટૂંકી છે, તે ઉપર બે જણથી બરાબર બેસાય નહિ, તેથી આ પીપ તેમાં લટકાવી બેસશો તો ઠીક બેસાશે.' એમ સમજાવી પીપને લટકાવી આપી તે પીપમાં પોતે (સાગર) પણ ભરાઈ બેઠો. બન્ને કન્યાઓ તો મંત્ર ભણી તે પર બેસીને ઊડી; કિનારે ઊતરી અને સંત પાસે ગઈ. તક જોઈ તેનો બાપ રત્ન શોધવા ગયો. થોડાં લાવ્યો ને પાછો તેમાં ભરાઈ બેઠો. કથા પૂરી થતાં બન્ને કન્યાઓ પાછી આવી. હંમેશ પ્રમાણે બેસી ઘેર ગઈ. બીજે દહાડે પણ તે જ રીતે ગુપ્ત રહી તેનો બાપ ત્યાં ગયો; તે વખતે ઘણાં રત્નો લાવ્યો હતો; તેથી બહુ લોભથી કોથળો ભરીને રત્ન લાવવા કોથળો લઈ તેમાં ભરાઈ પેઠો. બેટ પર ઊતર્યા પછી ખૂબ પ્રયત્ન કરી કોથળો ભરીને રત્ન લાવ્યો; અને તે સાથે પીપમાં ભરાયો. રત્નો પણ પથ્થર જ હતાં, તેથી તેનો ભાર વધારે થયો; છતાં લાકડી ઉપર બન્ને કન્યા બેઠી ને ઊડી પણ ખરી; પરંતુ ભાર બહુ જણાયો, તેથી કન્યાને શક પડ્યો, કે આટલો બધો ભાર હોવાનું કંઈક કારણ છે? કંઈક ખટપટ કે પ્રપંચ લાગે છે. તરત ચપ્પુ કાઢી પીપની દોરી કાપી નાખી, એટલે બન્ને કન્યા તો લાકડી ઉપર બેઠી રહી અને સાગર વાણિયો ભરસમુદ્રમાં પીપ અને રત્નના કોથળા સાથે પડ્યો. માટે મહાત્માઓ કહે છે કે:—

'लाभोऽतीव न कर्तव्यो लोभो नैव च नैव च। अतिलोभ-प्रसादेन सागरः सागरे गतः॥ અતિ લાભ ન કરવો અને તે થતાં અતિલોભ તો ન જ કરવો. અતિલોભથી સાગર સમુદ્રમાં ગયો.' ઝાડે જવાની ખૂબ ઇચ્છા થઈ હોય, ત્યારે કોઈ માણસને કોઈ ગમે તેવી લાલચ આપી કહો, કે 'કલાક બેસો; આ

પકવાન બરફી–પેંડા–હલવો છે, તે ખાઈને પછી જજો; અથવા બે કલાક રહીને જશો, તો રૂ. ૧૦૦) ઇનામ આપીશું.' એવી ગમે તેવી લાલચ આપો, તોપણ તે માણસ બધી યે લાલચ છોડી ચાલ્યો જાય છે–ઝાલ્યો રહેતો જ નથી. તેમ જેને તીવ્ર વૈરાગ્ય અને તીવ્ર જિજ્ઞાસા પ્રકટી હોય, તે સંસારનાં ગમે તેવાં સુખમાં કે વિષયોના મોહમાં લલચાતો જ નથી, ફસાતો નથી કે રોકાતો નથી; પણ સંસારનાં સુખને ભ્રમણારૂપ તુચ્છ જાણી, તેની ઉપેક્ષા કરી સદ્‌ગુરુ–પરમાત્માના શરણમાં જ જઈ શાંતિ મેળવે છે; પરંતુ સત્સંગ અથવા પ્રભુશરણને છોડી વિષયોમાં જ જે ફસ્યો રહે છે, તે સંસારરૂપી ભરસમુદ્રમાં કર્મભાર (ગાંસડો) લઈ પડે છે.

ખટ્‌વાંગ રાજા મૃત્યુની પથારીએ પડ્યો, ત્યારે તેની રાણીએ વિચાર્યું, કે એમની પાસે બેસી રડવાથી એમની વાસના બગડશે અને ગતિ ખરાબ થશે. તેથી તેણીએ ઉપદેશ કરવા માંડ્યો, કે હે સ્વામિન્! તમે ઉત્તમ મનુષ્યદેહ પામી ભજન–ધ્યાન–પૂજા–સંતસમાગમ વગેરે કંઈ કર્યું છે? તમે તો બધું આયુષ વ્યર્થ ગુમાવ્યું છે; તોપણ હજી બગડ્યું નથી. સંતો દયાળુ સાક્ષાત્ મહેશ્વરની જ મૂર્તિ હોય છે; તેથી તેમને શરણે જવાથી ગમે તેવો પાપી હોય, તેને પણ તેઓ હાથ પકડી તારે છે; એમ કહ્યા કરતી તે રાણીએ તજવીજ કરી તેને એક મહાત્માના આશ્રમમાં મોકલી દેવા નિશ્ચય કર્યો અને વિશાળ બલૂન–ગાડીમાં મશરૂનાં ગાદલાં પથરાવી, તેમાં સુવાડી રાજાને મોકલી દીધા–ઘરમાંથી કાઢ્યા. ત્યાં બંદોબસ્ત કરી દાસદાસી તેમની સેવામાં મૂક્યાં. રોજ ક્ષણેક્ષણે સંતના ઉપદેશનો અમૃતપ્રવાહ કાને પડતાં રાજાને વૈરાગ્ય થયો, કે હર! હર! સ્ત્રી (રાણી)એ કાઢી મૂક્યો, રાજ્યની લક્ષ્મી કામ ન લાગી, પુત્રોએ બરદાસ ન કરી

કે ખબરે ન લીધી; માટે ખરું સગપણ તો શ્રીહરિરૂપ ગુરુનું જ છે, તે જ દયાનિધિ છે; તેમનામાં જ હવે મન રાખી સર્વ સંકલ્પજાળ કાપી નાખી સર્વ વાસનાઓને જ્ઞાનાગ્નિમાં બાળી નાખવી, એ જ શ્રેયસ્કર છે. એમ વિચારો પુષ્ટ થતા ગયા ને ઉપદેશામૃતનું રસપાન કર્યા કર્યું; તેથી મન પોતાના ભાવને છોડી વૃત્તિશૂન્ય બ્રહ્માકાર થઈ ગયું અને પરમાત્મપદે અભેદ-સ્વરૂપે સ્થિતિ થતાં તે મુક્ત થયો.

યજ્ઞયાગાદિ અનેક સકામ કર્મ કરનારાઓને દેવતાઓ પોતાના પશુ માને છે; કારણ કે દેવો એમ માને છે, કે આ લોકો જો જ્ઞાની થઈ જશે, તો પરમાત્મા સાથે અભેદભાવ થતાં તેમનાં કર્મ છૂટી જશે અને કર્મ છૂટી જશે, તો યજ્ઞાદિમાં પોતાને ખાવાનું મળે છે, તે મળતું બંધ થઈ જશે; તેથી જ્ઞાન પ્રાપ્ત કરવા તૈયાર થનારને દેવો અનેક પ્રકારે વિઘ્ન કરે છે; માટે તેવે પ્રસંગે અડગ રહી, પોતાનો નિશ્ચય અને સત્સંગ–સેવન કાયમ રાખી વિવેકપૂર્વક વિચારના માર્ગે ચાલ્યો જાય અને ગમે તેવી અડચણને ન ગણકારે, તો વિજય મેળવી, અનંત બ્રહ્માંડ-નું આધિપત્ય પ્રાપ્ત કરવા સમર્થ થઈ બ્રહ્મપદે સુખરૂપે વિરાજે છે. અનેક ઉપાધિઓની જાળમાંથી પુરુષાર્થ દ્વારા નીકળી જઈ સત્પુરુષના શરણમાં જનારનું સત્પુરુષો રક્ષણ કરે છે. ત્યાં કામ–ક્રોધાદિના સંકલ્પરૂપ સિપાઈઓ પકડવા આવે, તોપણ તેઓનું બળ ચાલતું નથી. કદાચ તેઓ બળ કરે, તો ગુરુપ્રતાપ-રૂપી રક્ષક, દંડો લઈ તેઓને મારી કાઢે છે. એમ કાયમ ગુરુ-શરણે રહે તો દેવોનું બળ પણ ત્યાં ચાલતું નથી.

જેમ માર્કંડેય મુનિ શ્રદ્ધા–પ્રેમ–યુક્ત દૃઢ નિશ્ચયથી શંકરનું પૂજન–ધ્યાન કરતા હતા, ત્યારે યમ રાજા લેવા તેમને આવેલા; પરંતુ તેમની સમીપ જવું મુશ્કેલ થવાથી યમરાજ વાટ

જોતા ઊભા રહ્યા, કે જો બહાર આવે, તો પાશ નાખી તેને ખેંચી જાઉં; તે વેળા મુનિએ શિવની સ્તુતિ કરી, કે 'શિવહર શંકર ગૌરીશંકર ત્રિપુરારે, મૃત્યુંજય ભગવન્! ત્રાહિ મામ્ પાહિ મામ્.' એટલે તે વખતે તેમના દૃઢ નિશ્ચયના બળથી શિવલિંગમાંથી મહાદેવ ત્રિશૂળ સાથે પ્રકટ થયા અને તેમણે યમરાજાને હાંકી કાઢી મુનિને સાત કલ્પનું આયુષ્ય આપી ચિરંજીવી કર્યા.

જેમ ફાંસીને લાકડે લટકવા જનારને હાથી પર બેસાડી ચામર ઢોળે, અમૃત તુલ્ય પકવાન આપે અને ઉર્વશી, મેનકા વગેરે અપ્સરાઓ આવી ગાનતાનથી રીઝવવા લાગે, છતાં તે સઘળું તેને કડવુંઝેર–અપ્રિય લાગે છે, તે જ પ્રમાણે જેને આ ભૌતિક–ક્ષણિક શરીરનો ભરોસો નથી અને બ્રહ્મલોક સુધીના સર્વ ભોગો મિથ્યા જણાયા હોય છે, તે વિષયની મોજમઝામાં સુખ માનતો જ નથી; વિષયો તેને વિષ જેવા લાગે છે.

એક રાજા સંત–સાધુ ઉપર ઘણો જ પ્રેમ રાખતો, તેથી દરરોજ એક મહાત્માનાં દર્શન કરવા શહેર બહાર તેમના આશ્રમે તે જતો. વળી પોતાને માટે જે ઉત્તમ ભોજન, મેવા, મીઠાઈ, દૂધ, ભાત, સાકર કે ઘી વગેરે આવતું, તેમાંથી તે તુરત પેલા સંત માટે મોકલતો. રાજાને એક દિવસ વિચાર થયો, કે હું જે ખાઉં છું, તે જ ગુરુજી ખાય છે; પણ મારે તો રાણીઓ છે; પરંતુ મહારાજ દુઃખી થતા હશે! જો કોઈ બૈરું ન હોય તો મારી બે રાણીને સેવામાં મોકલું, જેથી મારું પણ કલ્યાણ થાય અને મહારાજની અડચણ મટી જાય. એમ વિચારી તે પૂછવાનો નિશ્ચય કરી તે મહારાજ પાસે ગયો અને પૂછ્યું, કે 'સ્વામીજી! આપ ગરમીને કેવી રીતે શાંત કરો છો?' મહાત્મા ચતુર અને સૂક્ષ્મ બુદ્ધિવાળા હતા, તેથી તેનો પૂછવાનો આશય તરત

સમજી જઈ રડવા લાગ્યા, ત્યારે રાજા બોલ્યોઃ 'મહારાજ! રડો છો કેમ?' સંતે કહ્યું: 'આઠમે દહાડે તારું મૃત્યુ છે, તેથી હું રડું છું; કેમ કે હવે તારા જેવો ધર્મ અને પરોપકાર કોણ કરશે? હર હર હર! તેની ચિંતા મને રડાવે છે.' તે સાંભળી રાજા ઝાંખો થઈ ઘેર ગયો. અમૃત જેવું ખાવાનું કે પીવાનું તેને ગમ્યું નહિ; શું ખાધું અને શું ખાય છે, તેનું પણ ભાન તેને રહ્યું નહિ. રાણીઓ શણગાર સજી આવતી, તો તેમને દૂર કાઢી મૂકી પોતે ચિંતામગ્ન રહેવા લાગ્યો. બે દિવસ પછી તે મહાત્માનાં દર્શને ગયો, ત્યારે તેને ઉદાસ જોઈ સંતે પૂછ્યું: 'કેમ રાજા, બહુ ઉદાસ દેખાય છે?' રાજાએ કહ્યું: 'આઠમે દહાડે મૃત્યુ જાણી મને કાંઈ જ ગમતું નથી.' સંતે કહ્યું: 'હજી તો વાર છે!' વચમાં તો આઠ દિવસ એટલે ૧૯૨ કલાક જેટલો સમય તને મેં જણાવ્યો છે; તો તે દરમ્યાન તું ખૂબ ખાઈ-પી લે અને રાણીઓ ભોગવી લે ને? આજથી શા માટે ઉદાસ રહે છે?' રાજા બોલ્યોઃ 'પ્રભો! જાણ્યા પછી હવે કશામાં ચિત્ત લાગતું નથી.' સંત બોલ્યા: 'ભાઈ! તને તો આઠ દિવસ જેટલી મુદત નક્કી કરી આપી, છતાં તું આવો ઉદાસ થઈ ગયો અને સર્વ ભોગ-પદાર્થ ઉપર તને અરુચિ થઈ ગઈ, તો જેને એક ઘડી અથવા એક ક્ષણનો પણ પોતાના શરીરનો ભરોસો નથી, તે કેવા ઉદાસ રહેવા જોઈએ, તે તું જ કહે. અમને અમારાં શરીરનો એક ક્ષણનો પણ ભરોસો નથી; હમણાં વાત કરું છું પણ બીજી ક્ષણે શરીર ક્યારે પડશે, તેની ખબર નથી. તો કહો, કે વિષયભોગ અમને કઈ રીતે પ્રિય લાગે? ન જ લાગે.' પોતાની શંકાનું સમાધાન થયું, એટલે રાજા નિરુત્તર થઈ પગે લાગી ઘેર ગયો. પછી આઠ દહાડા પૂરા થતાં રાજા પોતાને બચ્યો જાણી, નવમે દહાડે હમેશાની પેઠે સંતનાં દર્શને જઈ, મૃત્યુ કેમ ન આવ્યું એમ

તે પૂછવા લાગ્યો; ત્યારે સંત બોલ્યાઃ 'તારા પ્રેમ અને શ્રદ્ધાથી પ્રસન્ન થઈ તારા જેવા પરોપકારી ધર્માત્માને બચાવવા ગઈ રાત્રે મહાશિવરાત્રિ હોવાથી મૃત્યુંજય શંકરનું મેં આરાધન કર્યું હતું; તેથી તારું મૃત્યુ હમણાં તો દૂર ગયું છે; માટે હવે લાંબા વખત સુધી નિરાંતે પ્રભુભજન કરી લેજે.'

દૃષ્ટાંતનું તાત્પર્ય આ છે, કે સ્થૂલ–સૂક્ષ્માદિ સર્વ આ લોકના ભોગો તથા બ્રહ્મલોક સુધીના પરલોકના ભોગો જેણે મિથ્યા જાણ્યા હોય, તેને તે ઉપર કાગડાની વિષ્ઠા પર જેમ કોઈની પ્રીતિ થતી નથી તેમ આસક્તિ કે મોહ થાય જ નહિ; એ તો પરમ અમૃતસ્વરૂપ, આનંદઘન–ચિદાત્મામાં જ નિરંતર રમણ કરતો તેમાં જ મગ્ન રહે છે.

એક રાજકુમારને ભંગીની સોબત થઈ, ત્યારે ભંગીએ પોતાની મેલાંની ટોપલી તે રાજપુત્રના માથે મૂકી, તેથી રાજપુત્ર પોતાને પણ ભંગી માની બેઠો. લોકોએ પણ તેને તેવાં કામ કરતો જોઈ, ભંગી માની મારીને હાંકી કાઢ્યો. તેમ આ ચિદાભાસ–જીવરૂપ રાજપુત્રને મનરૂપ ભંગીની સોબત થઈ છે; તેથી પોતાની સંકલ્પ–વિકલ્પરૂપ મેલાંની ટોપલી તે જીવના માથે મને મૂકી દીધી છે; અને તેથી જ તે પોતાને મેલો માની રહ્યો છે. ખરી રીતે સંકલ્પ–વિકલ્પ તો મનના ધર્મ છે; તેમનો ટોપલો માથે રાખી મન સદા ફરતું ફરે છે; અને તેણે જીવને પણ પોતાના જેવો કર્યો છે. સાચું તો આ જ છે, કે ઈશ્વરની પેઠે જીવ પણ અનીહ (નિઃસ્પૃહ) છે; એટલે સંકલ્પ–વિકલ્પાદિથી રહિત તથા અનિચ્છ, ચેતન અને જ્ઞાનરૂપ છે; છતાં મનના ધર્મ પોતાનામાં માની લઈ જીવ પોતાને કર્તા–ભોક્તા માની બેઠો છે અને તેથી જ જન્મ–મરણરૂપ સંસારમાં ભમી તે દુઃખ ભોગવે છે.

એક રાજાએ કોઈ મહાત્માને પૂછ્યુંઃ 'કલ્યાણનો રસ્તો

કયો ?' સંતે ત્રણ આંગળી બતાવી, ત્યારે તે નહિ સમજાયાથી રાજાએ ખુલાસો કરવા જણાવ્યું, જેથી મહાત્માએ કહ્યું: 'મનુષ્યત્વ, મુમુક્ષુત્વ, અને સત્સંગ, એ ત્રણ કલ્યાણના રસ્તા છે.'

વળી રાજાએ પૂછ્યું: 'ત્રિગુણાત્મક રાગ કોને કહેવો ?' મહાત્મા બોલ્યા: 'સત્સમાગમ કરી ભગવત–લીલાચરિત્ર, કથા તથા વેદાંતરૂપ ગીતા, ઉપનિષદ, યોગવાસિષ્ઠ આદિ સાંભળવાં, તથા દેવ, બ્રાહ્મણ, ગુરુ, સંત અને બ્રહ્મવેત્તાઓ ઉપર જે પ્રીતિ કરવી, તે રાગ સાત્ત્વિક છે. વ્યાપાર, ધંધો, નોકરી, ખાનપાન, વસ્ત્ર, અલંકાર અને સ્ત્રી–પુત્રાદિ ઉપર મોહથી જે પ્રીતિ હોય છે, તે રાજસ રાગ છે અને હિંસા, ચોરી વગેરે દુષ્ટ કર્મ ઉપર પ્રીતિ થાય, તે તામસ રાગ છે.'

ફરી રાજાએ પૂછ્યું: 'સાત્ત્વિક દ્વેષ કોને કહેવો?' ત્યારે સંત બોલ્યા: 'સત્સંગમાં વિઘ્ન કરનારનું માનવું નહિ, પણ તેનાથી દૂર રહેવું. જેમ પ્રહ્લાદે પોતાના બાપે હરિસ્મરણમાં વિઘ્નો નાખ્યાં, છતાં તેનું નહિ માની, સત્યાગ્રહ કરી, પ્રભુમાં જ મનને દૃઢ રાખ્યું હતું; એ સાત્ત્વિક દ્વેષનું સ્વરૂપ છે. બીજા વેપારી કરતાં ભાવમાં આનો ઓછો કરી પોતાના તરફ ઘરાકને ખેંચી લેવાં, વગેરે રાજસ દ્વેષ છે; અને ગાળ દેનારને કે બીજાને મારવાનો કે દુઃખી કરવાનો ઇરાદો રાખવો, તે તામસ દ્વેષનું સ્વરૂપ છે.'

એક બુદ્ધિમાન સુજ્ઞ ભક્તે (આધ્યાત્મિક દૃષ્ટિથી) એક બ્રહ્મનિષ્ઠ મહાત્માને કહ્યું: 'મહારાજ! તમે અત્યંત હિંસા કરનારા છો; રાત–દહાડો હિંસા કર્યા કરો છો અને લોકને પણ હિંસા કરવાનું જ કહ્યા કરો છો. વળી ઘણા શ્રદ્ધાળુ સેવકો પાસે પણ હિંસા કરાવો છો; ખરેખર, તમારા જેવા

હિંસક બહુ થોડા હશે.' તે સાંભળી મહાત્મા બોલ્યા: 'વાહ, વાહ! હમ હિંસા કરતે હૈં? એ ક્યા બોલતે હૈં? કિસ રીતિસેં ઔર કિસકી હિંસા હમને કિયા?' ત્યારે તે મહાશય જ્ઞાતા બોલ્યાઃ 'સભામાં કહીશ.' પછી કથાવખતે બધા ગૃહસ્થો ભેગા થયા, ત્યારે પાછું તે તેમ જ બોલ્યો, તે વખતે ગુરુએ પૂછતાં ઉત્તર આપ્યોઃ 'તમે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ વગેરેની તથા આશા, તૃષ્ણા, ઇર્ષ્યા વગેરેની હિંસા કરી છે-કરતા જ રહો છો અને લોકોને એવો જ ઉપદેશ આપો છો, કે મારો, મારો, એ કામ-ક્રોધાદિને મારી નાખો. વળી મન આખા જગતનું બીજ છે, તેથી તેને પણ તમે મારો છો અને મારવાનું કહો છો; એટલે આખું જગત મનમાં જ રહેલું હોઈ જગતની સાથે જ મન મરવાનું ને? આમ તમારા કરતાં ભારે હિંસક બીજા કોણ હોઈ શકે?' એ અમૃતમય ભાવવાહી વાણી સાંભળી સંત બહુ ખુશ થયા અને તેને ધન્યવાદ આપવા લાગ્યા; ત્યારે ફરી તે બોલી ઊઠ્યો, કે 'ગુરુ! તમે પોતે રાગ-દ્વેષને ક્યાં છોડ્યા છે? તો બીજાને તે છોડી દેવા તમે કેમ ઉપદેશ કરો છો? બીજા પાસે શા માટે તેઓને છોડાવો છો? તમને વેદશાસ્ત્ર, ઉપનિષદ, ગીતા, બ્રહ્મસૂત્રાદિ ઉપર ઘણો જ રાગ છે, તેથી તો તમે તેમને અહર્નિશ વિચાર્યા કરો છો; એકાગ્રતાપૂર્વક બ્રહ્મસ્વરૂપે અભેદની ભાવનાનું ચિંતન કરવા ઉપર પણ તમને બહુ જ રાગ છે; તેથી હર વખતે તે તમે કર્યા કરો છો (ભજન કરો છો), અને તમોગુણની કામક્રોધાદિ આસુરી સેનાનો તમે નાશ કરો છો; તેથી તેઓ ઉપર તમને દ્વેષ છે અને બીજાઓને પણ તેમને મારવા કહો છો; તેમ જ દૈવી શસ્ત્રો સજીને તેમને હાથપગવગરના કરી મારી નાખવા મથો છો. આ વિનોદપૂર્વકની ઉપદેશવાળી વાણી

સાંભળી મહાત્માએ પ્રસન્ન થઈ તેને અત્યંત ધન્યવાદ આપ્યો અને બોલ્યા, કે સાત્ત્વિક રાગ જ જન્મમરણને છેદી નાખનારો છે. વેદાદિ સચ્છાસ્ત્ર ઉપરનો રાગ અને બ્રહ્માત્મૈક્યની ભાવના તથા સંતસમાગમ ઉપરનો રાગ ભવાટવીના ભ્રમણથી છોડાવનાર છે અને સુખરૂપ છે; પરંતુ હું લક્ષાધિપતિ થાઉં, કોટ્યાધિપતિ થાઉં, રાજા થાઉં, ઇંદ્ર થાઉં વગેરે જે રાજસ રાગ છે, તે વારંવાર જન્મ આપનારો હોઈ દુ:ખરૂપ છે; તેમ જ નીચ–ઘાતકી કર્મોમાં પ્રીતિરૂપ રાગ, તે તામસ રાગ છે. તે પશુપક્ષીની નીચ યોનિને અથવા અધોગતિને પમાડનાર હોઈ અતિશય દુ:ખદાયી છે; એ જ રીતે કામક્રોધાદિ શત્રુદળને મારી હઠાવવું, સ્ત્રીપુત્ર–ધનાદિમાંથી આસક્તિ દૂર કરવી વગેરે પ્રકારનો સાત્ત્વિક દ્વેષ મોક્ષકારક અને સુખદાયી છે; પણ રાજસ તથા તામસ દ્વેષ તો ભવચક્રમાં ભ્રમણ કરાવનાર જ છે. કોઈ સત્સંગની વાત કરે, ત્યારે તેમાં દ્વેષ, કંટાળો કે અપ્રીતિ થાય, પણ દ્રવ્ય મેળવવામાં તથા સ્ત્રી-પુત્રોમાં રાગ થાય; તથા ઉપકાર કરનારને પણ પ્રપંચથી લૂટી લેવા પ્રવૃત્તિ કરાય; આવા પ્રકારના જે રાગ–દ્વેષ હોય છે, તે સંસારમાં જીવને ભમાવી દુ:ખી કરનાર છે.

સનકાદિ ૧૦૦ ઋષિઓ કર્મનિષ્ઠાવાળા હતા. તેઓની મંડળીમાં સનત્કુમારે આવી બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો; પરંતુ બધા કર્મવાદી હોવાથી કોઈને તે ગમ્યો નહિ. ફક્ત એક વામદેવે તે બધો ઉપદેશ અંતરમાં ઉતારી મનન કર્યું, એટલામાં તેનું શરીર છૂટી ગયું; તેથી ગર્ભમાં આવતાં જ તે બોલ્યા: ‘બધી સત્સંગની મંડળીને બોલાવો.’ પછી તે મંડળી આવી, એટલે તેની આગળ, ગર્ભમાં જ જ્ઞાન પામી વામદેવ બોલ્યા, કે ‘મનુ હું છું, સૂર્ય હું છું, શિવ હું છું, અગ્નિ, વરુણ, ચંદ્ર,

રુદ્ર, મરુત વગેરે હું જ છું, સર્વ હું છું; અખંડ, સચ્ચિદાનંદ, બ્રહ્મરૂપ તથા સર્વાધિષ્ઠાન જ્ઞાનસ્વરૂપ હું છું;' આવું એ સાત્ત્વિક રાગનું ફળ છે.

અમુક પદાર્થ ઉપર આપણી મમતા (મારું, એવો ભાવ) હોય છે, પણ તે બીજાને આપી દેવાથી તે ઉપરથી પોતાનું મમત્વ જાય છે અને પછી આપણે કહીએ છીએ, કે હવે એ અમારું નથી પણ તમારું છે, એનું નામ દાન છે. સત્પાત્રને એવી રીતે દાન આપવાથી બન્ને હાથ પવિત્ર થાય છે; કારણ કે ખોટી લેવડદેવડ થઈ હોય, કોઈને અન્યાયથી ખોટી રીતે માર માર્યો હોય, બદદાનતથી પરસ્ત્રી આદિનો સ્પર્શ થઈ ગયો હોય, તો દાન દેવાથી એ પાપકર્મમાંથી છૂટીને હાથ પવિત્ર થાય છે.

'तीर्यते अनेन એટલે જેનાથી તરી જવાય છે,' તે તીર્થ છે. એવું સાચું તીર્થ સત્પુરુષો જ છે, જેનું ઉપદેશરૂપ અમૃત પીતાંજ ભવસાગરથી તરી જવાય છે; તેથી તે સંતરૂપ તીર્થ પાસે જવું, તેજ તીર્થયાત્રા છે. એવી સંતમંડળી ગંગા, નર્મદા, તાપી, ગોદાવરી વગેરે પવિત્ર નદીઓનાં તીરે ઉત્તમ પર્વ વગેરે પ્રસંગે મળે છે; અથવા અમુક તો ત્યાં અહર્નિશ વાસ કરી રહે છે, તેથી ત્યાં મળી શકે છે; માટે ત્યાં જવું, તે તીર્થયાત્રા છે. એવી તીર્થયાત્રા કરવાથી પગ પવિત્ર થાય છે.

અસત્ય બોલવાથી તથા અયોગ્ય નિંદા વગેરે કરવારૂપ પાપથી દૂષિત થયેલી વાણી, રામ–કૃષ્ણ–હરિગુરુ–ગોવિંદ–માધવ–શંકર–નારાયણ–વાસુદેવ વગેરે પરમાત્માનાં નામના સ્મરણ–ઉચ્ચારથી પવિત્ર થાય છે; પણ મલિન એવી નાનીમોટી વાસનાઓનો સમૂહ અને તેથી થતા સંકલ્પ–વિકલ્પથી દૂષિત થયેલું હૃદય, સત્સંગસેવનપૂર્વક બ્રહ્મવિચારથી શુદ્ધ થતું રહી

બ્રહ્મનિષ્ઠાની કાયમની સ્થિરતાથી પવિત્ર થાય છે. કહ્યું છે કેઃ

**हस्तौ पवित्रौ यदि पुण्यदानं, पादौ पवित्रौ यदि तीर्थयात्रा ।**
**वाचा पवित्रा यदि रामनाम, हृदयं पवित्रं यदि ब्रह्मनिष्ठा ॥**

અર્થાત્ જો પુણ્યદાન કરાય છે, તો તેથી હાથ પવિત્ર થાય છે; તીર્થયાત્રા કરાય છે, તો પગ પવિત્ર થાય છે; 'રામ નામ' ઉચ્ચારાય, તો વાણી પવિત્ર થાય છે અને બ્રહ્મનિષ્ઠા થાય છે, તો હૃદય પવિત્ર થાય છે.

એક મહાત્મા માટે કોઈ દૂધ લઈ આવતું હતું. તે જોઈ એક યુવકે બૂમ પાડી કહ્યું: 'મહારાજ! પેલો દૂધ લાવ્યો.' ત્યારે સંત બોલ્યાઃ 'ઉસમેં હમકું ક્યા? અર્થાત્ જે લાવ્યો, તે પોતાના કલ્યાણ માટે જ લાવ્યો; અથવા મારા શરીરના પ્રારબ્ધનું હશે, તે લાવ્યો, તેમાં મારે શું છે?' ત્યારે ફરી યુવક બોલ્યોઃ 'મહારાજ હું તો કહું છું, કે તે તમારે જ માટે લાવ્યો છે.' સંતે કહ્યુંઃ 'તો તેમાં તેરેકું ક્યા?' તાત્પર્ય કે, પ્રયોજનવગરનું અને વિવેકરહિત બોલવું નહિ; અને પદાર્થ ઉપરનો મોહ છોડી, શરીર પ્રારબ્ધને સોંપી દઈ નિરિચ્છ બની, પ્રસન્ન મને તત્ત્વનિષ્ઠામાં રહેવું.

એક સંન્યાસી રોજ ભિક્ષા લાવી મુકામ પર ખાઈ લેતો, અને સાંજે ખાવા માટે શીકાં ઉપર ઢાંકી મૂકતો, ત્યાં એક ઊંદર આવી લાંબો કૂદકો મારી શીકાં પર જઈ બધું ખાઈ જતો. આમ કેટલાક દિવસ બન્યું, ત્યારે સંન્યાસીએ વિચાર્યું, કે આટલે છેટે આટલું ઊંચુ શીકું હોવા છતાં ઊંદર આવી મોટી છલંગ મારે છે, તેનું કારણ શું? એનામાં કોઈ પ્રકારની ગરમી હોવી જોઈએ. પછી તપાસ કરી, તો તેના દરમાં પાવલી, બેઆની, રૂપિયા, મોતી, મણિ વગેરે જ્યાંત્યાંથી લાવી એકઠું કરેલુ હતું; તે જોઈ સંન્યાસીએ જાણ્યું, કે આ વસ્તુની ગરમીથી

ઊંદર કૂદે છે. પછી એ બધું દ્રવ્ય કાઢી લીધું અને શીકું ઊલટું વધારે નીચું અને પાસે બાંધ્યું. પછી તેમાં ખાવાનું મૂકી સંન્યાસી જોઈ રહ્યો. તેટલામાં ઊંદર નીકળ્યો તો ખરો, પણ શીકું નજીક અને વધારે નીચું હોવા છતાં તેનાથી કુદાતું નથી. તે જોઈ સ્વામી બોલ્યાઃ 'કેમ કૂદતો નથી ?' ઊંદર બોલ્યોઃ 'મારું બળ ગયું છે; ગરમીનું કારણ રહ્યું નથી, તેથી હું ઢીલો થઈ ગયો છું.' એમ અહંકારરૂપ ઊંદરને વિષયો તરફ કૂદવાની શક્તિ મળે છે, તેનું કારણ તેની અંદરનો ચેતનનો પ્રકાશ છે; તેથી જ તે કૂદે છે. તે ન હોય તો તે ઢીલો જ થઈ જાય. આરસી અંધારામાં ચમકતી નથી, પણ સૂર્યના પ્રકાશમાં ચમકે છે; કેમ કે સૂર્યનાં કિરણોનું બળ તેને મળ્યું હોય છે.

હિરણ્યગર્ભની બુદ્ધિ તે સમષ્ટિ બુદ્ધિ છે; તેને જ મહત્તત્ત્વ કહે છે. તેની સાથે દરેકની વ્યષ્ટિ બુદ્ધિની એકતા છે. સ્થૂલ વિરાટ સાથે સ્થૂલ શરીરાદિની એકતા છે. સમષ્ટિ કારણશરીર સાથે વ્યષ્ટિ કારણશરીરની અને મહાકારણ સાથે વ્યષ્ટિ મહાકારણની એકતા છે. તે સર્વમાં વ્યાપક આત્મતત્ત્વ અસંગ છે. સાક્ષી અને દ્રષ્ટા એ ઈશ્વર છે. આત્માની પરમાત્મા સાથે એકતા છે.

દર્પણમાં આપણે મુખ જોઈએ, ત્યારે મુખનું પ્રતિબિંબ દેખાય છે, પણ તે કાંઈ વસ્તુ જ નથી; તેને પકડવા જતાં તે હાથમાં આવતું નથી; છતાં તે મુખ છે. તેને 'છે' એમ કહેવાય નહિ અને દેખાય છે, તેથી 'નથી' એમ પણ ન કહેવાય ! આપણે મુખ ફેરવી નાખીએ–એનાથી દૂર કરીએ, તો એ દેખાતું નથી; અર્થાત્ પછી આપણે આપણું મુખ જોઈ શકતા નથી; પરંતુ મુખ તો છે જ અને તેથી જ એ પ્રતિબિંબ

ભાસ્યું હતું; પણ જો મુખ જ ન હોય, તો પ્રતિબિંબ ભાસે જ નહિ; એ જ રીતે આત્મતત્ત્વરૂપ ચૈતન્ય અથવા ચિત્‌-જ્ઞાનતત્ત્વ જે છે, તે જ આપણે છીએ; એ જ આપણું ખરું સ્વરૂપ છે. તેનું પ્રતિબિંબ અવિદ્યારૂપ દર્પણમાં પડી ચિદાભાસ–અહં ભાસે છે. સમષ્ટિ સ્થૂલ (અવિદ્યા અથવા માયાનાં કાર્ય)માં પ્રતિબિંબ પડી વિરાટ સ્વરૂપ દેખાય છે; સૂક્ષ્મ સમષ્ટિ એટલે હિરણ્યગર્ભમાં પડી અંતર્યામી–સૂત્રાત્મા દેખાય છે; કારણ સમષ્ટિ–વ્યષ્ટિમાં પડી ઈશ્વરાદિ દેખાય છે; એ બધું માત્ર આભાસ છે; સત્ય તો ફક્ત ચિન્માત્ર જ છે. એમ આત્માને જાણી શોક તરી જવો; કેમ કે 'तरति शोकमात्मवित् । આત્માને જાણનારો શોકને તરે છે–શોકરહિત થાય છે,' એમ વેદ કહે છે.

સમુદ્રમાં પહેલાં એક લાકડું તણાઈ આવે; તેની પાછળ બીજું, ત્રીજું અને ચોથું–એમ ચાલ્યાં જ આવે છે; થોડી વારે બે–ચાર કે વધારે એકઠાં થઈ સાથે રહે છે; વળી તેમાંનું કોઈ આમ તણાઈ જાય, તો બીજું બીજી બાજુ ઘસડાઈ જાય; અને પાછાં બધાં છૂટાં પણ પડી જાય છે; તેમાં કોણ કોનો શોક કરે? વળી જેમ કોઈ પુત્ર જન્મ્યો; તે પહેલાં બાપને ઓળખતો ન હતો અને બાપ તેને પણ ઓળખતો ન હતો. એ પુત્ર તથા પિતા બન્ને અદૃશ્યમાંથી આવ્યા હોય છે અને પાછા એકએકથી છૂટા પડી અદૃશ્યમાં જાય છે, તેમ કોણ કોનો શોક કરે? આત્મસ્વરૂપે એક જ અદ્વૈત વસ્તુ સિદ્ધ છે, તેમાં કશો શોક સંભવતો જ નથી. જડ દેહનો બુદ્ધિથી શોક કરવા જાય, એટલે દેહરૂપ માટીનું ઠેકું ભાગવાથી શોક માને, તો ઘરમાં અનેક માટીનાં ઠેક્રાં ભાંગે છે, તેનો પણ શોક કરવો જોઈએ; માટે (દેહનો વિયોગ થતાં) શોક કરવો યોગ્ય નથી, આવા

નિશ્ચયવાળી બુદ્ધિથી હું કદી શોક કરતો નથી. એમ મહાભારતમાં શાંતિપર્વની અંદર મોક્ષધર્મ પ્રકરણમાં એક બ્રાહ્મણે એક રાજા પ્રત્યે કહ્યું છે.

ગાયનો માલિક, તે ગાયને ચારતો ગોવાળ, તે ગાયને ચોરી જનારો ચોર, અને તે ગાયનું દૂધ પીનારાં મનુષ્યો—એ ચારમાંથી તે ગાય કોની સમજવી? જે કોઈ તે ગાયનું દૂધ પીએ, તેની જ તે સમજવી. ઘરમાં હજારો મણ અનાજ ભર્યું હોય, તે કોનું છે? જેટલું જે ખાય, તેટલું જ તે તેનું છે. ભવ્ય મોટા રાજમહેલમાં એક કોચ ઉપર ત્રણ—ચાર ગજ જમીન રોકી રાજા વગેરે સૂવે છે; માટે તેટલી જ જમીન તેની છે; એમ જ્ઞાન મેળવી જેટલો તમે અમલ કરો અથવા આચારમાં મૂકો, તે જ તમારું છે. લાખો કે કરોડગણું દ્રવ્ય તમે કમાયા, પણ જે શેર અન્ન તમે ખાઈ શકો છો, તેટલું જ તમારું છે, એ યાદ રાખો.

આત્મતત્ત્વમાં સુખદુઃખ છે જ નહિ. શરીરને અવલંબીને જ દુઃખાદિની કલ્પના થઈ છે. પૂર્ણ આત્મતત્ત્વ જેણે અનુભવ્યું છે, તેને આ બધું ઝાંઝવાના જળ જેવું મિથ્યા જણાય છે; તેથી કોઈનો પણ તે હર્ષશોક કરતો નથી; તેને નિરંતર શાંતિ જ રહે છે.

ઉચ્ચ વર્ગના લોકોની વસ્તીવાળા એક સુંદર નગરમાં એક વિદ્વાન મહાત્મા ચાતુર્માસ રહ્યા હતા. ત્યાં ઉપનિષદ, ગીતા, બ્રહ્મસૂત્ર વગેરેની કથા ચાલતી હતી. પાટીદાર વગેરે સુજ્ઞ લોક ભણવા આવતા; તેમને મહાત્મા પ્રેમથી ભણાવતા. તે જોઈ ત્યાંના બ્રાહ્મણો આવી તે સંતને કહેવા લાગ્યા, કે 'મહારાજ! તમે શૂદ્રને વેદવિદ્યા ભણાવો છો અને સંભળાવો છો, તે સારું કરતા નથી; એવા લોકને વેદજ્ઞાન સંભળાવવું

તે યોગ્ય નથી,' વગેરે ખૂબ બોલ્યા. ત્યારે મહાત્માએ શાંત મનથી બધું સાંભળી ધીમેથી કહ્યું: "ધન્ય છે, તમે બધા ઠીક કહો છો; હું રાણીપુરમાં હતો, ત્યારે ત્યાંના એક પાટીદારે શહેરના બ્રાહ્મણોને ભોજન માટે નોતર્યા હતા. બધાએ નોતરું સ્વીકારેલું; તેથી તેણે સુંદર સ્વાદિષ્ટ રસોઈ પ્રેમપૂર્વક તૈયાર કરાવી. પછી બધા બ્રાહ્મણોએ મળી વિચાર કર્યો, કે 'એ શૂદ્ર છે, તેથી જમવા જવું ઠીક નથી, માટે જવું નહિ.' પેલા ગૃહસ્થે વાટ જોઈ, પણ સાંજ થઈ ગઈ અને રાત પડી ગઈ; છતાં કોઈ આવ્યું નહિ, ત્યારે તે સેંકડો માણસની રસોઈનું શું કરવું? જે આવે તેને બ્રાહ્મણ જાણી પીરસી દેવું, કે રસ્તામાં બધું ફેંકી દેવું? વધારે સારું તો એ જ કહેવાય, કે જે આવે તેને બ્રાહ્મણ માની જમાડી તૃપ્ત કરવા. જો કે તે રસોઈ તો બ્રાહ્મણો માટે જ હતી; તેની કોણ ના પાડે છે? પણ બ્રાહ્મણો આવે નહિ, તો જે આવે તે જમે; અને જે જમે તેમને જ બ્રાહ્મણ માની લેવા, એમાં શું ખોટું છે? એ રીતે તમે બધા ઠીક કહો છો અને તમે કહો છો, તેમ વેદ–ઉપનિષદની કથા તમારે માટે જ છે, એમ તમે સમજો છો, તો આવો; રોજ સાંભળો, ભણો, શીખી લઈ વિદ્વાન થાઓ; કોણ ના પાડે છે? પણ તમે આવતા નથી, તો જે આવે તે જ જમી જાય, ભણે અને શીખે. અમારે તો તેઓને જ બ્રાહ્મણ સમજવા, તેઓને જ અધિકારી માનવા, એમાં ખોટું શું છે?"

મહાભક્ત ઉદ્ધવે શ્રીભગવાનને પૂછ્યું: 'પ્રભો! તમારામાં પણ સત્ત્વાદિ ત્રણે ગુણો છે, અને જીવોમાં પણ ત્રણે ગુણો છે, તો તમારામાં વિશેષતા શી? તમે અને જીવો સરખા જ થયા; ફેર શો રહ્યો? સૃષ્ટિની રચના કરવી, એ રજોગુણથી થાય છે; તેનું પાલન કરી, સર્વને જ્ઞાન દઈ તારવા, એ સત્ત્વગુણથી

થાય છે અને યુદ્ધ કરી રાક્ષસોને મારવા વગેરે તમોગુણથી થાય છે; આમ ત્રણે ગુણ તમારામાં છે; અને એવા જ ત્રણ ગુણો જીવમાં છે, તો તમારામાં વિશેષ શું ?' શ્રીભગવાન બોલ્યા: 'માયા ત્રણ ગુણમય છે અને તે માયાનો અધિષ્ઠાન–આશ્રય હું છું. એમ હું માયારૂપ ઉપાધિવાળો હોવાથી તેના ત્રણે ગુણ મારામાં આવે છે ખરા; પરંતુ તેને મારી ઉપાધિ માની હું તેમાં આસક્ત થતો નથી; પણ સચ્ચિદાનંદસ્વરૂપે અસંગ તથા દ્દષ્ટારૂપે અખંડ રહું છું; તેથી તેઓ મને વશ કરતા નથી, કે બાધ કરી શકતા નથી; અર્થાત્ હું ગુણોનો પ્રેરક છું, તેથી તેઓ મને કંઈ કરી શકતા નથી. જેમ મૅજિસ્ટ્રેટના હુકમથી સિપાઈઓ ગુનેગારને પકડવા જાય છે, ત્યારે તે આરોપીને જ પકડે છે; પરંતુ એ સિપાઈઓ હુકમ કરનાર મૅજિસ્ટ્રેટને પકડી શકતા નથી; તેમ હું પ્રેરક હોવાથી ગુણો મને કંઈ કરી શકતા નથી; અને જીવ તો પંચભૂતનાં (પારકાં) શરીરમાં આસક્તિ કરી તેમાં જ અહંમમત્ત્વ બાંધી તેને મારું એમ માની બેસે છે; તેમ જ સ્ત્રીપુત્રાદિ ધનધામમાં પણ આસક્તિ કરી 'મારુંમારું' કર્યા કરે છે; તેથી ગુણો મારી પ્રેરણાથી તેવા ગુનેગારને પકડી વારંવાર જન્મમરણની સજા કરી એ જેલમાં પૂરી રાખે છે. એવા અનેક જીવરૂપ કેદીઓ આ સંસારરૂપ કેદખાનામાં પુરાયલા છે; તેમની તપાસ સારુ એટલે તેઓમાંના સાધુઓનું રક્ષણ કરવા અને દુષ્ટોનો સંહાર કરવા મારે અવતાર લેવા પડે છે; એટલે જેલ તપાસવા આવવું પડે છે; તેથી હું ગુનેગાર (કેદી) થઈ જતો નથી. મૅજિસ્ટ્રેટ જેલના કેદીની તપાસ માટે જેલમાં જાય, ત્યારે કોર્ટમાં કોઈ પૂછે કે મૅજિસ્ટ્રેટ ક્યાં પધાર્યા છે ? તો તેને જવાબ મળે છે, કે જેલમાં ગયા છે. તે વેળા કોઈ અજ્ઞાની ચમકી બોલી ઊઠે

છે, કે કેમ, શા માટે? ત્યારે ફરી તેને કોઈ જવાબ આપે છે, કે એ તો તપાસ કરવા ગયા છે. ત્યારે તે કહે છે, કે હાંહાં ઠીક, તપાસ તો રાખવી જ જોઈએ; એમ મેજિસ્ટ્રેટ જેમ કેદી હોતા નથી, તેવું મારા માટે સમજવાનું છે. જીવો તો ભોગોમાં આસક્ત થાય છે, તેથી ગુણો તેમને ફસાવે છે; જન્મમરણની સજા પણ થાય છે; અને સંસારરૂપી જેલમાં આવી પડે છે; પરંતુ હું તો ભોગોમાં આસક્ત થતો નથી; તેથી ગુણો મારે સ્વાધીન અને વશ રહે છે; એ મારામાં વિશેષતા છે.

અંતઃકરણના સંબંધવાળો જીવ, અંતઃકરણથી યુક્ત કહેવાય છે, અને તે કર્તા–ભોક્તાપણાનું અભિમાન કરે છે; પણ અંતઃકરણને ઉપાધિ માની તે અંતઃકરણનો સાક્ષી તથા અસંગ રહેનારો જીવ, અંતઃકરણરૂપ ઉપાધિવાળો છતાં પોતાને દ્રષ્ટા જાણી કર્તૃત્વ–ભોક્તૃત્વનું અભિમાન કરતો નથી; તેથી તે મુક્ત થાય છે. બધેય પરિપૂર્ણ મારું–આત્મસ્વરૂપ જ છે, એમ સમજનારને ભય નથી. ભય તો બેથી જ થાય છે: 'द्वितीयाद्वै भयं भवति। બીજાથી જ ભય થાય છે.' જેમ કે એક ગામમાં એક યક્ષ અનેક માણસોને મારી નાખતો. તે જોઈ ગામના લોકે મળી ઠરાવ્યું, કે રોજ એક ઘરનું એક માણસ તેને ખાવા આપવું જેથી ગામનાં દસહજાર ઘરોમાં રોજનો ત્રાસ નહિ રહે. યક્ષે પણ તે કબૂલ કર્યું. એક દિવસ એક બ્રાહ્મણના એકના એક જ પુત્રનો વારો આવ્યો; તેને ત્યાં તે જ વખતે કોઈ મહાત્મા આવી ચઢ્યા; તેને સૂઈ રહેવા બ્રાહ્મણીએ ઘર આપ્યું અને રોટલા ખવરાવ્યા. પછી સંત ઓટલે સૂતા, ત્યારે બ્રાહ્મણીએ તેને કહ્યું: 'પ્રભો! ઓટલે સૂશો મા; યક્ષ આપને હેરાન કરશે; કેમ કે તે આજે મારા પુત્રને લઈ જવા આવશે.' મહાત્મા પરોપકાર માટે જ ફરતા હતા; તે બોલ્યા:

'ફિકર નહિ, તમે ઘરમાં સૂવો, હું બહાર ઓટલે સૂઈશ.' રાત્રે ૧૨ વાગે યક્ષ આવ્યો; તેણે મહાત્માને કહ્યું: 'આપ ખસી જાવ.' સંત બોલ્યા: 'તું કોણ છે?' યક્ષે કહ્યું: 'હું યક્ષ છું.' સંત બોલ્યા: 'નહિ ભાઈ! તમે તો સચ્ચિદાનંદ આત્મા મારું જ સ્વરૂપ છો; યક્ષ કાં બનો છો?' યક્ષે કહ્યું: 'મહારાજ! તમે એમ સમજો છો, માટે જ હું પણ તમને મારું આત્મરૂપ સમજું છું; આ લોકો મને યક્ષ માને છે; તેથી હું પણ તેઓને ભક્ષ્ય માનું છું.' સંત બોલ્યા: 'ભય ન કર, બધા એમ સમજશે; તું સુખેથી જા;' એમ ઉપદેશથી યક્ષને નિર્મળ બનાવી સંતે પાછો મોકલ્યો. બીજા દિવસથી આખા ગામને વિવેક–વૈરાગ્યાદિ સહિત અદ્વૈત જ્ઞાનનો સંત ઉપદેશ કરવા લાગ્યા. બધા લોકોને જ્ઞાનસંપન્ન આત્મસ્વરૂપ કરી સુખી કર્યાં અને યક્ષના ભયથી મુક્ત કર્યાં. તાત્પર્ય કે, જગતને આપણે આપણું આત્મસ્વરૂપ જોઈએ, તો બધા આપણને પણ આત્મરૂપે જુએ છે, એ વિષે બીજું પણ આ દૃષ્ટાંત કહેવાય છે:

એક રાજાના એક પુરોહિત હતા; તે પોતાના રાજાની રાણી સાથે જ વ્યભિચારમાં પડ્યા. રાજાના કુંવરને મારી નાખી રાણી સાથે ખાઈ–પી મોજ કરવાનો બ્રાહ્મણને વિચાર આવ્યો; અને તે માટે તેણે મેલો મારણપ્રયોગ આદરવા ધાર્યું. બીજી તરફ રાજપુત્રને પણ વિચાર થયો, કે બ્રાહ્મણની મિલકત લૂંટી લઈ તેને દેશનિકાલ કરવો. હંમેશની પેઠે તે પુરોહિત સભામાં આવ્યો, પણ રોજ તેને નમસ્કાર કરનારો રાજકુંવર તે દિવસે ઘૂરકતો દેખાયો અને તેણે હુકમ આપ્યો, કે 'ચાર દિવસમાં દેશનિકાલ થવા તારે તૈયાર રહેવું, પુરોહિતે ઘેર જઈ સ્ત્રીને વાત કરી; ત્યારે સ્ત્રીએ કહ્યું: 'તમે તેનું કાંઈ ખરાબ કરવા ઇચ્છયું હશે; માટે કાલથી તેનું હિત કરવાની જ ભાવના કરો; જેનું ખાવું

તેનું કદી ખરાબ ઇચ્છાય નહિ. પુરોહિતે તે જ ક્ષણથી રાજકુમાર માટેનો મારણપ્રયોગ આદરવાનો વિચાર છોડી તેના કલ્યાણની જ ભાવના કરવા માંડી; એટલે બીજી તરફ રાજપુત્રને પણ દયા આવી, કે જવા દો, બ્રાહ્મણ છે; તેને દુઃખી ન કરવો, બાપના વખતનો તે છે; માટે ભલે સુખે રહે. પછી પુરોહિત સભામાં આવ્યો, ત્યારે કુંવરે તે પ્રમાણે શાંતિનું વચન તેને કહ્યું, ત્યારે તે નિર્ભય થયો.

સર્વનું કલ્યાણ ઇચ્છીએ, તો સર્વે આપણું પણ કલ્યાણ જ ઇચ્છે છે; અને એ જ પ્રમાણે સર્વ કાળે સર્વ કામનાથી રહિત થઈ પોતાનું આત્મસ્વરૂપ જ બધામાં જે જુએ છે, તેને કાંઈ પણ ભય નથી. '**किमिच्छन् कस्य कामाय शरीरमनुसंज्वरेत्, एकत्वमनुपश्यतः ॥** એક જ અદ્વૈત તત્ત્વ બધે પૂર્ણ છે, એવું જોનારો શાની ઇચ્છા કરી, શા માટે શરીર પાછળ હેરાન થાય'? જેટલે અંશે અંતરથી કામના ત્યજાશે, તેટલી ખાલી પડેલી જગ્યા સુખથી ભરાશે; સંપૂર્ણ કામનાનો ત્યાગ કરશો, તો તે બધી જગ્યા સંપૂર્ણ સુખથી ભરાશે.

અજ્ઞાન છે જ ક્યાં? એ વસ્તુ જ નથી. જાગ્રત–સ્વપ્ન, સુષુપ્તિ આદિ સર્વ અવસ્થામાં હું જ છું, 'હું નથી.' એવું કોઈ અવસ્થામાં નથી; અર્થાત્ જ્ઞાન જ અખંડ સિદ્ધ છે; તેમાં અજ્ઞાન સંભવતું જ નથી; પણ 'હું કાંઈ જાણતો નથી.' એવું અજ્ઞાનના નામથી આપણે જે કહીએ છીએ, તે જ અજ્ઞાન છે; પણ તે જ્ઞાનને ઓળખાવે છે. ખરી રીતે સત્સ્વરૂપમાં જ્ઞાન, અજ્ઞાન બન્ને કેવળ કલ્પના જ છે. સૂર્યમાં અંધારું છે જ નહિ, વાદળનું આવરણ આવવાથી સૂર્ય દેખાય નહિ, તેને લીધે સૂર્યમાં અંધારું કદી કહેવાય જ નહિ; એ જ રીતે આત્માના સ્વરૂપ આડું અજ્ઞાનરૂપ વાદળનું આવરણ આવ્યાથી અથવા કામના

(અથવા વિષયનો મોહ) આડે આવ્યાથી ખરા સ્વપ્રનું ભાન થતું નથી; માટે આપણા અભિન્ન આત્માના જ્ઞાનઘન સ્વરૂપમાં અજ્ઞાનની કલ્પના છેક જ ખોટી છે.

હર કોઈ દૃશ્ય કોઈ કાળે હોય છે અને કોઈ કાળે નથી હોતું, તેથી તે અસત્ છે; પણ હું તો સર્વ અવસ્થામાં અને સર્વદા છું જ, તેથી સત્ છું. દરેક વસ્તુ વગેરેમાં 'છે, છે, છે,' એવી જે સત્તા (હોવાપણું કે અસ્તિત્વ) છે, તે જ સત્તા (સત્) છે; તે દેખાય છે, તે જ્ઞાન (ચિત્) છે, અને અમુકને તે પ્રિય છે, તે આનંદ છે. તેનાં નામરૂપ કલ્પિત હોવાથી મિથ્યા છે. બધામાં 'છે, છે, છે,' એવી જે સત્તા છે, તે જ આત્મસત્તા છે; એ 'છે, છે, છે,' કરતાં 'છું' થઈ જવાનું છે; અર્થાત્ તે સચ્ચિદાનંદ આત્મા હું જ છું–બ્રહ્મથી અભિન્ન છું, એવું દૃઢ જ્ઞાન થવું જોઈએ. કેટલીક ચીજ પાસે હોય, છતાં દેખાતી નથી, પણ તે પાસે જ છે; કેટલીક દૂર હોય છે, તેથી દેખાતી નથી, પણ તે છે તો ખરી જ; જે છે તે 'નથી' થઈ શકતું જ નથી. પરમાત્મા અદૃશ્ય છે (દેખાતા નથી), તેથી 'નથી' એમ કહેનાર મૂર્ખ છે; તેની સમજ ઊલટી છે; પરંતુ આ દૃશ્ય જગત દેખાય છે, છતાં નથી; (કેમ કે સ્વપ્રતુલ્ય–ભ્રાંતિ જેવું છે), પણ નહિ દેખાતા ઈશ્વર તો છે જ. આ સંબંધે એક મહાત્માએ નીચેના કાવ્યમાં કહેલા આઠ હેતુઓ ધ્યાનમાં રાખવા જેવા છેઃ—

> "દૂર[1], સમીપ[2], ઇંદ્રીકી હાણુ[3],
> મન ચંચળ[4], સૂક્ષ્મ[5] વ્યવધાન[6];
> તિરોધાન[7], સજાતીય[8], સંગ,
> ઇહ અષ્ટ હેતુ રહો ચિત અંગ."

૧. દૂર—પતંગ ઘણે ઊંચે ચઢાવ્યો હોય, તેથી દૂર થતાં

તે દેખાતો નથી, પણ દોરી આપણા હાથમાં છે, તે ઉપરથી જાણીએ છીએ, કે પતંગ છે. વળી દૂરનાં પ્રાણી–પદાર્થ પણ બુદ્ધિથી જણાય છે, કે તે છે; દૂર હોવાથી તે દેખાતાં નથી; તેથી તે 'નથી' એવું નથી, પણ છે જ.

૨. સમીપ—ઈશ્વર અંતર્યામી તથા જ્ઞાનસ્વરૂપ હોઈ સમીપ-પાસે છે; આમ છતાં તે નથી દેખાતો, માટે નથી એવું નથી જ પણ છે જ; કેમ કે મન, બુદ્ધિ આદિને પ્રેરનાર તે સાક્ષી છે અને તે બધું જાણે છે; વળી તે સત્‌ચિત્‌ જ્ઞાન માત્ર અને આનંદ-સ્વરૂપ જ છે.

૩. ઇંદ્રીકી હાણુ—કોઈને આંખ ન હોય, અથવા કોઈ આંધળો કે કાણો હોય, તેથી તેને કંઈ જણાય નહિ; તેથી શું કોઈ વસ્તુ નથી? છે જ. એનાથી દેખાતા નથી; પણ તે તે પદાર્થ તો છે જ.

૪. મન ચંચળ–મન ચંચળ હોય તો પાસે પડેલું કે આવેલું કંઈ દેખાતું નથી. એક સોનીનું મન ઝારણમાં એકતાન હતું, તેથી તેની પાસેથી બાદશાહની આખી સ્વારી ગઈ, છતાં તેને તે ન જણાઈ; અર્થાત્‌ મન બીજે ઠેકાણે હતું, તેથી ન જણાઈ. વળી કોઈ વાત ચાલતી હોય, ત્યારે મન ક્યાં ય બીજે જ ઘૂમતું હોય, તો શી વાત ચાલે છે, તેની પણ ખબર પડતી નથી; અથવા કોણ આવી ગયું, શું પડ્યું છે, તે કશું જણાતું નથી; પણ એ તો મનની ચંચળતાથી તેને કંઈ જણાયું નહિ; તેથી શું તે નથી? છે જ.

૫. સૂક્ષ્મ–બારીક–ઝીણી વસ્તુ કે રજકણ વગેરે પાસે હોય, છતાં દૃષ્ટિદોષથી અગર નેત્રના પ્રકાશની ઓછાશથી તે દેખાતી નથી, તેથી શું નથી? છે જ.

૬. વ્યવધાન–પડદો હોય, આંખે મોતીઓ આવ્યો હોય,

અથવા દરવાજો બંધ થાય, તો જે પાસે હોય તે પણ દેખાતું નથી, તેથી તે શું નથી? છેજ. ઠાકોરજી તો છેજ; પડદો આડો છે, તેથી તે દેખાતા નથી.

૭. તિરોધાન—તારા છે, છતાં સૂર્યના તેજમાં ઢંકાઈ જવાથી દેખાતા નથી. બાકી છે તો ખરા જ.

૮. સજાતીય—સરખી ચીજ એકએકમાં મળી જવાથી દેખાતી નથી. સમુદ્રમાં જળનું ટીપું નાંખ્યું, પછી તેને પાછું કાઢી લેવા માગો, તો બને જ નહીં. તે છે છતાં દેખાતું નથી; કેમ કે સજાતીય હોવાથી તે એકતાને પામ્યું છે; તેજ રીતે આપણું સાચું સ્વરૂપ બ્રહ્મ જ છે, તેમાં જો લીન થઈ જવાય, તો તેનાથી જુદા પડી શકાતું જ નથી.

'**अन्नं ब्रह्मेति विजानात्**। અન્ન બ્રહ્મ છે, એમ તેણે જાણ્યું.' '**प्राणो ब्रह्मेति विजानात्**। પ્રાણ બ્રહ્મ છે, એમ તેણે જાણ્યું.' એમ જે કહ્યું છે, તે ગૌણ પક્ષે કહ્યું છે. '**आनंदो ब्रह्मेति विजानात्**। આનંદ બ્રહ્મ છે, એમ તેણે જાણ્યું.' એ જ મુખ્ય પક્ષે કહ્યું છે.' '**तपसा ब्रह्म विजिज्ञासस्व**। તપ વડે તું બ્રહ્મને જાણવા ઇચ્છ,' એમ કહીને તપને બ્રહ્મજ્ઞાનનું સાધન જ કહેલું હોવાથી તે પણ ગૌણ છે.

પતંજલિનું સાંખ્ય સેશ્વરવાદી છે અને કાપિલસાંખ્ય નિરીશ્વરવાદી છે. તે જણાવે છે, કે મૂળ પ્રકૃતિનો પ્રથમ વિકાર મહત્તત્ત્વ છે. તે મહત્તત્ત્વથી અહંકાર થયો, તે ત્રણ પ્રકારનો થયો; સાત્ત્વિક, રાજસ અને તામસ. તામસ અહંકારથી આકાશાદિ પંચભૂત થયાં; રાજસથી પ્રાણ, ઇંદ્રિય આદિ થયાં અને સાત્ત્વિકથી ચાર અંતઃકરણ થયાં.

પૂર્વના આચાર્યો ઘણા જ વિદ્વાન અને બુદ્ધિમાન હતા. તેઓ કાંઈ અજાણ ન હતા, તેઓ સઘળું બરાબર સમજતા

હતા; છતાં અમુક હદ સુધી પોતાના ગ્રંથોમાં આવી તેઓ અટક્યા છે; કારણ કે તેઓ માનતા હતા, કે આગ્રહી શોધક મનુષ્યો સૂક્ષ્મ બુદ્ધિથી તપાસ, વિચાર અને અભ્યાસ કરતા-કરતા અહીં સુધી આવશે, તો અહીંથી તેમને આગળ જવાનો માર્ગ મળશે જ. જેમ સૂરતથી બદ્રીનાથ જવાનો માર્ગ કોઈ પૂછે, તો તેને હરદ્વાર સુધીનો માર્ગ બતાવાય છે; કેમ કે ત્યાં તે પહોંચશે, તો ત્યાંથી બદ્રીનાથનો માર્ગ તેને મળશે જ. આ રીતે શ્રુતિઓ અને આચાર્યો જાણે છે, કે કર્મ દુ:ખરૂપ છે; તેથી નિષ્કર્મ થવાનો જ ઉપદેશ કરવો યોગ્ય છે. છતાં જુદી-જુદી કામનાવાળાને તેની ઇચ્છાનુસાર સંતોષ થાય, તે માટે તેવો ઉપદેશ પણ તેમની રુચિ અનુસાર કરે છે, કે 'पुत्रकामाय पुत्रेष्टिं वा अमुकं कुर्यात्। પુત્રની ઇચ્છા પૂર્ણ કરવા પુત્ર માટેનો યજ્ઞ અથવા અમુક કર્મ કરવું.' 'स्त्रीकामाय इदं कुर्यात्। સ્ત્રીની ઇચ્છા પૂર્ણ કરવા અમુક આ કર્મ કરવું.' 'द्रव्यकामाय इदं कुर्यात्। દ્રવ્યની ઇચ્છા પૂર્ણ કરવા અમુક આ કર્મ કરવું.' એમ શ્રુતિ કહી રહી છે; પરંતુ એ સર્વ દુ:ખરૂપ છે, એમ પોતે સમજે છે; છતાં શા માટે એમ કરવા ઉપદેશે છે? તેનું કારણ આ છે, કે તેતે કામનાને વશ થયેલો જીવ તે તરફ જ ખેંચાય છે, તેથી ધીમેધીમે તેને સંતોષ આપી ખરે માર્ગે લેવો જોઈએ. તે પોતે જ કર્મ કરતોકરતો જેમજેમ તેતે વિષયોને દુ:ખરૂપ જોતો જશે, તેમતેમ તેનાથી દૂર ખસવા ઇચ્છશે; અને પછી તેની વાસના પણ તેમાં રહેશે નહિ. એ રીતે શ્રુતિ અને આચાર્યો રસ્તો બતાવે છે. જ્ઞાનકાંડ તે કર્મકાંડનો અપવાદ કરે છે, પણ તે અપવાદ ક્યારે સમજાય છે, કે જ્યારે કર્મ કરતોકરતો થાકે અને બુદ્ધિથી વિચાર કરે ત્યારે; પછી તેને સીધો માર્ગ સમજાતાં એની મેળે જ તે નિવૃત્તિ પામશે;

આમ કર્મ કરવાનું કહેતી શ્રુતિઓનો આશય કર્મ છોડાવી નિષ્કર્મ કરવામાં જ રહેલો છે.

સાંખ્યે ૨૪ તત્ત્વ કહ્યાં, ત્યારે પૌરાણિક વ્યાસે વધારે સ્પષ્ટ કરવા ૬ વધારી ૩૦ તત્ત્વો કહ્યાં. ખરી રીતે મુખ્ય બે જ તત્ત્વ છેઃ દ્રષ્ટા અને દૃશ્ય. તેમાં દ્રષ્ટા તે સાક્ષી–ચેતન–આત્મા છે; એ તો અદ્વૈતસ્વરૂપે સિદ્ધ જ છે; અને દૃશ્યરૂપે સઘળું આ જગત છે, તે દૃશ્યમાં અનેક ભેદકલ્પનાઓ થઈ છે. બિંદુ, નાદ, શક્તિ અને લીલાવિગ્રહ એમ ચાર પ્રકારનાં ઈશ્વરનાં રૂપ છે. તેમાં જે નિર્ગુણ તત્ત્વ શિવ છે, તે બિંદુરૂપ છે; ૐકાર નાદરૂપ છે; શક્તિ તો બધે પ્રસરેલી સ્પષ્ટ છે, તેને વ્યાપક રૂપ સમજવી; અને ઈશ્વરનાં અવતાર શરીરો તે લીલાવિગ્રહ છે; તેમાં ભક્તનાં સરંક્ષણ માટેનું જે રૂપ છે, તે શાંતરૂપ છે અને પાપી–દુષ્ટોના સંહાર માટેનું જે રૂપ છે તે ઘોર રૂપ છે.

ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, મીમાંસા અને વેદાંત એ છએ દર્શનકારોના મતે વિકલ્પ પહેલાં નિર્વિકલ્પ આત્મા જ હતો. સઘળી વિકલ્પજાળ તો માયાનો વિલાસ છે; તે બીજ તથા અંકુર જેવો છે; 'बीजांकुरवत् सर्वे जंतव ईश्वरस्वरूपा इति निश्चयः'। સર્વ જીવો બીજ તથા અંકુરની પેઠે ઈશ્વર-સ્વરૂપ છે, એવો નિશ્ચય છે.'

ઇચ્છા, જ્ઞાન અને ક્રિયાપૂર્વક બધાની પ્રવૃત્તિ થઈ રહી છે, તેથી તે ત્રણે બધામાં છે. ઈશ્વરની ઇચ્છા, જ્ઞાન તથા ક્રિયાશક્તિથી સૃષ્ટિની રચના થઈ છે અને તે જ ત્રણ (ઈશ્વરની ઇચ્છા, જ્ઞાન તથા ક્રિયાશક્તિ) બધાં પ્રાણીમાં છે; તેથી બીજાંકુરવત્ કહેલ છે. કોઈ શંકા કરે, કે બીજથી અંકુર અને અંકુરથી બીજ થાય છે, તેમ બ્રહ્મથી જગત અને જગતથી બ્રહ્મ થાય છે. એમ કેમ ન હોય? તે શંકા દૂર થવા કહ્યું છે,

કે એ બધું માયા માત્ર જ છે; કેવલ ચિદેકરસ–આત્મતત્ત્વરૂપ અધિષ્ઠાન જ સત્ય છે. વિશ્વામિત્રે પ્રયોજન વગર સૃષ્ટિ ઉત્પન્ન કરી હતી અને તે બધી ભોગયુક્ત હતી; એમ વિશ્વામિત્રે સંકલ્પમાત્રથી જ સૃષ્ટિની રચના કરી હતી, તો ઈશ્વર તો અનંત શક્તિવાળા તથા સ્વતંત્ર છે; તે પોતાની અનંત શક્તિના બળથી માત્ર સંકલ્પ વડે જગતની રચના કરે, તેને રક્ષે, તેનો નાશ કરે અને પાછી નવી સરજે, તેમાં આશ્ચર્ય શું છે? કંઈ જ નથી. જીવ કરતાં જુદી રીતે શરીરાદિ વ્યાપાર વગર તે બધું કરે છે. તે પ્રભુ સ્વયંપ્રકાશ છે. જીવને ઈશ્વર કહી શકાય નહિ, છતાં ઈશ્વરથી જીવ જુદો નથી. જીવભાવનો લય કરે, તો તે બ્રહ્મભાવ પામે છે, એવો સર્વ શ્રુતિઓનો ઉપદેશ છે.

રેલવે કંપની વગેરે ખાતાં છે; તેમાં ચોર–ઠગારા ન હોય, તો કંપનીવાળા શી રીતે હોંશિયાર રહે? તેમ તાર્કિક વગેરે પૂર્વપક્ષ કરે છે, તો સિદ્ધાંતી જાગ્રત રહે છે. કોઈ શંકા કરે, કે ઈશ્વરને સૃષ્ટિ કરવાની ઇચ્છા શા માટે થઈ? ઈશ્વર તો પૂર્ણકામ છે, તેથી તેને ઇચ્છા સંભવે જ નહિ. આનું સમાધાન આ છેઃ–એક તળાવ ૬૦ વરસથી ભરેલું જ રહેતું, કદી સુકાતું નહિ; પણ એક વખત અનાવૃષ્ટિ થવાથી તે સુકાઈ ગયું; પછી બીજે વરસે વરસાદ પડતાં પાછું ભરાઈ ગયું; પરંતુ જ્યારે સુકાઈ ગયું હતું, ત્યારે તેમાંનાં દેડકાં જે માટીરૂપે અથવા બીજરૂપે થઈ રહેલાં હતાં, તે જળ પડતાં જ પાછાં સજીવન થઈ દોડવા લાગ્યાં–પ્રકટ થયાં. તેમ ઈશ્વરનો સૃષ્ટિસંકલ્પ વરસાદ જેવો છે. પ્રાણીમાત્ર જે વાસનારૂપે લીન હતાં, તે પોતપોતાની વાસનાની સિદ્ધિ માટે ઈશ્વરની ઇચ્છારૂપ જળ પડતાં જ પ્રકટ થઈ જણાઈ આવે છે. 'અમુક શેઠને પુત્રી કેમ આવી?' એવું પૂછનારને એટલો જ જવાબ અપાય, કે 'જમાઈને ભોગ આપવા.' તેમ

ઈશ્વરને ઇચ્છા કેમ થઈ? તેનો જવાબ આ જ હોઈ શકે, કે જીવોનાં કર્મો પ્રમાણે (વાસનાના) ભોગ મેળવવા ઈશ્વરને સૃષ્ટિ રચનાની ઇચ્છા થાય છે.

પ્રશ્ન–'**ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात् कुरुते।** જ્ઞાનરૂપ અગ્નિ સર્વ કર્મને બાળી મૂકે છે.' એ ગીતાવચનમાં સર્વ શબ્દથી પ્રારબ્ધ કર્મ પણ કેમ ન સમજવું?

ઉત્તર–'**सर्वे ब्राह्मणा भोजयितव्याः।** એટલે સર્વ બ્રાહ્મણોને જમાડવા જોઈએ.' એમ કહ્યું, તેથી શું ગામના, જિલ્લાના, પ્રાંતના તથા આખા દેશના બધા જ બ્રાહ્મણો સમજવા? નહિ જ, પણ જેટલા નોતર્યા હોય, તેટલા જ બધા સમજવાના હોય છે; તેમ સંચિત તથા આગામી કર્મ બધાં બળી જાય છે, તેથી ભવિષ્યને જન્મ આપનાર કર્મબીજ રહી શકતું નથી; પણ પ્રારબ્ધ કર્મ તો ભોગથી જ નાશ પામે છે; કેમ કે એક બાણ છૂટી ગયું હોય, તે તો લક્ષ્ય વેધીને જ પડે છે. જો સર્વ શબ્દથી પ્રારબ્ધને પણ લઈ લેવાય, તો જ્ઞાન થતાં જ શરીર છૂટી જશે; એટલે પછી ઉપદેશ આપનાર કોણ રહેશે? ઉપદેશ આપનાર તો જ્ઞાની જ હોવા જોઈએ, એમ પ્રભુ કહે છે:–'**ज्ञानिनस्तत्त्वदर्शिनः, उपदेक्ष्यंति ते ज्ञानं।** તત્ત્વદષ્ટા જ્ઞાનીઓ તને ઉપદેશ કરશે' આ વચનથી પણ સાબિત થાય છે, કે પ્રારબ્ધ કર્મનો નાશ ભોગથી જ થાય છે; અને જ્ઞાની મહાત્માઓ પ્રારબ્ધ કર્મ બાકી હોય, ત્યાં સુધી અનેક બ્રહ્માત્મૈક્ય જ્ઞાનનો ઉપદેશ આપી, કૃતાર્થ કરી, અભયદાન આપવારૂપ પરોપકાર કરતા રહી પોતાના આત્મામાં તૃપ્ત રહે છે.

એક માણસને રસ્તે જતાં ઠોકર વાગી, એટલે નીચે જોતાં તેને અમૂલ્ય હીરો મળ્યો. એવો હીરો ક્યાં રહી શકે? રાજાના મુકુટમાં અથવા સોનાની વીંટીમાં; પરંતુ એ ભાઈએ તો તે

લઈ જઈ કલાઈની વીંટીમાં જડાવી આંગળીએ ઘાલ્યો; તેથી તે હીરાની કિંમત કોડીની–કાચની તુલ્ય કરી નાખી. એટલામાં એક શ્રીમાન ઝવેરીની નજરે તે વીંટી પડી, ત્યારે તેને પાસે બોલાવી, જોઈ, તે માણસને મૂર્ખ માની ઝવેરીએ સમજાવ્યું, કે ભાઈ! આ અમૂલ્ય હીરો કલાઈની વીંટીમાં શોભે નહિ; એ તો ઉત્તમ સુવર્ણમાં જ શોભે; અને ત્યારે જ તેની કિંમત તથા શોભા થાય. આવાં રત્ન કાંઈ બધાંને જ ઠોકર વાગતાં મળતાં નથી; કોઈક જ પુણ્યાત્મા ભાગ્યશાળીને મળે છે; તેમ આ મનુષ્ય–શરીરરૂપ રત્ન અનેક પુણ્યોના સંસ્કારબળથી મળ્યું છે; તેને કલાઈરૂપ વિષયોના સેવનમાં રાખીએ, તો એથી બીજી કઈ મૂઢતા ગણાય? એને તો સત્સમાગમરૂપ સુવર્ણમાં જ જોડી દેવું જોઈએ, તો જ જન્મનું સાફલ્ય અને શોભા થાય છે. અથવા બ્રહ્મવિદ્યારૂપ અમૂલ્ય રત્ન મહત્પુણ્યના બળથી કોઈ સદ્ગુરુ દ્વારા મળી જાય, તો કલાઈ જેવા અધિકારીઓ તેને હલકા માર્ગે વાપરે છે, પણ ઉત્તમ અધિકારીને તે મળ્યું હોય, તો સુવર્ણરૂપ ઉત્તમ શમદમાદિપૂર્વક જીવ–બ્રહ્મની એકતાના અનુભવમાં લગાડી જગતમાં તેને ઘણું શોભાવે છે.

મોક્ષની ઇચ્છા થવી, એ જ બહુ દુર્લભ છે. તે જો થઈ તો સત્પુરુષનો સંગ થવો દુર્લભ છે; કેમ કે '**संसर्गजा दोषगुणा भवंति**। દોષ અને ગુણ સંસર્ગ એટલે સોબતથી આવે છે;' માટે નિત્ય સત્સંગ જ કરવો જોઈએ; કારણ કે તે '**जाड्यं धियो हरति**। બુદ્ધિની જડતા દૂર કરે છે' અને વાણીમાં સત્યનું સિંચન કરે છે.

ખરાં મોતીના ૨૦૦ દાણાની માળામાં બેચાર દાણા ખોટા હોય, તો તે ખરામાં જ ગણાઈ જાય; કેમ કે લોકો માને કે જેને બે હજારની ૨૦૦ દાણાની માળા મળી, તેને શું એકાદ બે

દાણા ન મળે જેથી તે ખોટા ઘાલે? પણ ૨૦૦ ખોટા દાણામાં બેચાર ખરા હોય, તો તે પણ ખોટામાં જ ગણાય; તેમ ઘણા વિષયાસક્ત નબળામાં એકબે સાચા વૈરાગ્યવાળા ભક્ત હોય, તે પણ પેલા ખોટા જેવા જ ગણાય; પરંતુ સેંકડો ખરા જ્ઞાની સજ્જનો સાથે એકાદ વિષયી હોય, તો તે પણ ખરા મહાત્મામાં જ ગણાય છે; માટે '**सदा संतोऽभिगंतव्यः।** હમેશ સત્પુરુષ પાસે જવું.'

મહા–ફાગણમાં આંબા ઉપર એટલો બધો મોર આવે છે, કે પાંદડાં પણ દેખાતાં નથી, તો તે બધી જ કેરીઓ થઈ પાકે, તો ખાનાર થાકી જાય; અરે! ખાનાર જડે પણ નહિ; પરંતુ વાવાઝોડાંથી કેટલોક મોર ખરી પડે છે, કેટલોક એમ જ ખરી પડે છે, કેટલોક છોકરાંઓના પથરાના મારથી પડે છે અને કેટલોક માળી વગેરેના તોડી જવાથી ઓછો થાય છે. એમ જતાંજતાં જે કાંઈ થોડો રહી જાય છે, તેની જ કેરી થાય છે; તેમાં પણ નાના મરવા તૂટી પડે, ઝપટાઈ જાય અને કાચી કેરી થતાં લોક તોડી જાય, તૂટી પડે વગેરે બધું થયા પછી બાકીની ઘણી જ થોડી કેરી ઝાડ પર પાકી અમૃતરસથી ભરેલી અને આનંદદાયી તૈયાર થાય છે; એ જ રીતે ઘણા લોક પરમપદ (પ્રભુ)ને પ્રાપ્ત કરવા તૈયાર થાય છે; તેમાં મોહથી, વિષયથી, સ્ત્રી–દ્રવ્ય સ્વર્ગાદિના ભોગની લાલચથી અને પરદારા–પરદ્રવ્યાદિથી ફસાઈ, લપટાઈ ભાગ્યે જ હજારોમાં કોઈ એકબે છેક સુધી અડગ ટકી રહેનાર, વીર મહાત્માઓ બ્રહ્મવેત્તા થાય છે. ભગવાન શ્રીકૃષ્ણ આ જ અભિપ્રાય ગીતામાં જણાવે છેઃ '**मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये।** હજારો મનુષ્યોમાં કોઈક જ મોક્ષ-સિદ્ધિ માટે યત્ન કરે છે.'

એકમાં જ સુખ છે, બે થતાં બગડે છે. 'બગડે બેય.'

એમ સમજી સંતો ઉપદેશ આપતાં ચિત્તને કહે છે, કે 'रे रे चित्त त्यज द्वैतम्, एकत्वं त्वं समाश्रय। હે ચિત્ત! તું દ્વૈતને છોડ, અને એકપણાનો આશ્રય કર.' તો તું ચિત્ (ચેતન–જ્ઞાન)રૂપ થતાં અનંત ચિદેકરસ બ્રહ્મરૂપ થઈશ. ચિત્તમાં બે (त्+त) તકાર હોવાથી દ્વૈત થાય છે, તેથી જ જન્મ–મરણનો ભય થયો છે. 'भयं द्वितीयाभिनिवेषतः। દ્વૈત પર આગ્રહ કરવાથી સંસારનો ભય રહે છે.' 'द्वितीयाद्व भयं भवति। દ્વૈતના સ્વીકારથી સંસારરૂપ ભય થાય છે;' તેથી એક તકાર (त्) કાઢી નાખે [બેપણું છોડે], તો ચિત્ એટલે જ્ઞાનઘન બ્રહ્મસ્વરૂપે જ રહેતાં અભય પ્રાપ્ત થશે. સુંદરદાસજી કહે છેઃ 'અંતર રામા, બહાર રામા, જ્યાં દેખું ત્યાં રામહિ રામા; જાગત રામા, સોવત રામા, ગુરુકૃપાજન પાયો ભાઈ, રામ બિના કછુ જાનત નાહીં.' આમ બધે ભગવદ્‌ભાવના કરવા પ્રાચીન પંડિતો પણ આવો જ ઉપદેશ કરે છે 'हरिर्दाता हरिर्भोक्ता, हरिरन्नं प्रजापतिः। हरिर्विप्रशरीरस्तु, भुंक्ते भोजयते हरिः॥ દાન કરનાર શ્રીહરિ છે. એ દાનનો ઉપભોગ કરનાર શ્રીહરિ છે; અન્ન પણ પ્રજાપતિ શ્રીહરિસ્વરૂપ છે; બ્રાહ્મણના શરીરે શ્રીહરિ જ ભોજન કરે છે અને જે ભોજન કરાવે છે, તે પણ શ્રીહરિ જ છે.' ગીતામાં પણ શ્રીભગવાન બધામાં બ્રહ્મભાવના કરવા આમ ઉપદેશે છેઃ– 'ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतं। અર્પણ બ્રહ્મ છે, હવિષ–હોમદ્રવ્ય બ્રહ્મ છે અને બ્રહ્મસ્વરૂપ હોતાએ બ્રહ્મસ્વરૂપ અગ્નિમાં જ તે હોમેલું છે.' અંધારામાં દોરડી પડી છે, ત્યાં અનેક લોકો ભેગા થયા છે. કોઈ કહે છે, કે સર્પ છે, કોઈ કહે છે, કે જળધારા છે. કોઈ કહે છે, કે લાકડી પડી છે; અને કોઈ કહે છે, કે જમીનમાં ફાટ પડી છે. એમ જેને જે ભાસે છે, તે કહે છે. તેમાં સર્પ કહેનારો તે સર્પને દૂર કાઢવાને

મંત્ર જપી રહ્યો છે; લાકડી કહેનારે, બીજા લોક સર્પ કહે છે, તેથી રખે તે સર્પ હોય, એમ ડરતો ધીમેથી તેને લાકડી માની લેવા જાય છે; અને ફાટ કહેનારો તેને ઢાંકવા પાટિયું શોધી રહ્યો છે. એવામાં ત્યાં એક વિવેકી મહાત્મા આવી ચઢ્યો. તેમણે પેલા ભ્રમણામાં પડેલા બધાને ખોટી માથાકૂટ કરતા જોઈ પોતા પાસેની દીવાસળી સળગાવી; અને પ્રકાશ પાડ્યો, ત્યારે બધાને સૂઝયું, કે એ સર્પ નથી, લાકડી નથી, જળધારા નથી કે ફાટ નથી, પણ દોરડી છે. પછી બધાની ભ્રમણા મટી, ભય--કંપ ગયો, માથાકૂટ મટી અને અભય અથવા શાંતિ થઈ. એમ પ્રત્યક્ષ દોરડી જોનારને પાછું કોઈ આવી કહે, કે એ તો સર્પ છે, કે લાકડી વગેરે છે, તો શું તે સાચું માની ભડકશે ખરો? નહિ જ; છતાં જો દોરડીનું દૃઢ જ્ઞાન થયું ન હોય અને જરા શંકા રહી ગઈ હોય, તો ડગી જઈને ભરમાઈને ભય પણ પામશે; પરંતુ જેને પાકો નિશ્ચય થયો હોય–પ્રકાશમાં જોઈ ખાતરીપૂર્વક દોરડી જ જાણી લીધી હોય, તે તો એવા ભ્રમિત લોકની વાત જ સાંભળશે નહિ અને તેને ભય પણ લાગશે નહિ. તે તો પ્રસન્ન અને શાંત જ રહેશે; એમ આ બધું પૂર્ણ, એક, સત્-ચિદેકરસ, આનંદઘન પરમાત્મા છે; છતાં તેમાં અજ્ઞાનરૂપ અંધકારને લીધે જગતની ભ્રમણા થાય છે અને તેને લીધે જ અનેક મતભેદવાદીઓ નકામા લડી મરે છે. કોઈ આ જગતને માયાથી થયેલું કહે છે, કોઈ બ્રહ્માથી અથવા કાળથી થયેલું કહે છે, તો કોઈ ઈશ્વરથી થયેલું કહે છે; એમ અનેક ઝઘડા કરી તેઓ કાળ–કર્મ વગેરેથી ભય પામતા રહે છે; અને તે ભયથી છૂટવા કંઈક કર્મ, ધર્મ, યજ્ઞ, યાગ, અનુષ્ઠાન, જપ, તપ વગેરે કરે છે; પરંતુ દિવ્ય દૃષ્ટિવાળા મહાત્મા–ગુરુ આવી જ્ઞાનરૂપ દીવાનો પ્રકાશ પાડે છે, ત્યારે સૂઝે છે, કે આ જગત નથી,

બધાની કલ્પના ખોટી છે; પણ સ્વયંસિદ્ધ, પૂર્ણ, પરમાત્મા જ છે. એ રીતે જેઓએ જ્ઞાનપ્રકાશથી અપરોક્ષ બ્રહ્મને જોઈ-જાણી લીધું હોય અને અનુભવ કર્યો હોય, કે આ કંઈ જ નથી. '**नेह नानास्ति किंचन**–આ બ્રહ્મમાં અનેક જેવું કંઈ છે જ નહિ,' પણ આ બધું બ્રહ્મ જ છે. '**सर्वं खल्विदं ब्रह्म**' તેને ફરી જન્મ-મરણ વગેરેનો ભય કે કંપ થવાનો છે? નહિ જ. પછી તેઓ શું ઝગડા કરશે? નહિ જ. તેઓ તો મહામુનિની પેઠે શાંત જ રહેશે.

એક રાજાએ કોઈ મહાત્મા પાસે જઈ કહ્યું: 'આ સંસાર-સમુદ્ર જલદી તરી જવાય એવો ઉપાય બતાવો.' મૌન રહ્યા પછી ત્રીજે દહાડે સંતે કહ્યું: 'રાજન્! પાણીનો આ ક્ષુદ્ર સમુદ્ર તરવા મોટાં ઝાઝ અને વહાણ બનાવતાં ૫-૧૦ વરસ લાગે છે, તો અનાદિ કાળનો આ સંસારસમુદ્ર, કે જેમાં કર્મ કરીકરીને શરીર ધરવું પડે છે; અને શરીર ધરી કર્મો કરવાં પડે છે, તેને તરવા કેવી મોટી નૌકા જોઈએ અને તે કેટલે વરસે તૈયાર થઈ શકે, તેનો વિચાર કર.'

દૈત્યરાજ વિરોચન અને દેવરાજ ઇંદ્ર બન્ને મળી બ્રહ્મદેવ પાસે બ્રહ્મવિદ્યા લેવા ગયા. બ્રહ્માએ જોયું, કે તેઓનો અધિકાર હાલ વૈભવનો જ છે, જ્ઞાનને તે લાયક નથી; એમ વિચારી જળમાં જેની છાયા પડે છે તે આત્મા છે, એમ કહ્યું. વિરોચને નક્કી કર્યું, કે તે તો શરીરની છાયા પડે છે, માટે દેહને જ આત્મા માની ખૂબ ખાવાનો, પીવાનો ને મઝા કરવાનો ઉપદેશ તેણે દૈત્યોને આપ્યો; પણ ઇંદ્રે વિચાર્યું કે આત્મા તો અજર-અમર અને અતીંદ્રિય છે; દેહ તો નાશવંત, દશ્ય તથા જડ છે, તે શી રીતે આત્મા હોઈ શકે? તેથી પાછો આવી તેણે પૂછ્યું, એટલે પચીસ વર્ષ બ્રહ્મચર્ય પાળી પાછા આવવા બ્રહ્માએ તેને કહ્યું;

પછી તેમ કરી પાછા આવી તેણે પૂછ્યું, ત્યારે તે તો સ્થૂલ શરીરનો ઉપદેશ કરેલો હતો; હવે સૂક્ષ્મ શરીરને આત્મા માનવો, એમ બ્રહ્માએ કહ્યું; પરંતુ ઇંદ્રને વિચાર કરતાં તે પણ ઠીક ન લાગ્યું, એટલે ફરી ત્રીજી વાર બ્રહ્મચર્ય પાળી તે આવ્યો; ત્યારે કારણ શરીરને આત્મા બતાવ્યો; તેથી પણ ઇંદ્રને અસંતોષ થતાં છેવટે મહા-કારણને આત્મા બતાવી, ૧૦૧ વર્ષ બ્રહ્મચર્ય પળાવી, જ્યારે ખરો અધિકારી તે થયો, ત્યારે બ્રહ્માએ તેને બ્રહ્મવિદ્યા આપી હતી.

છોકરો બાળક હોય, ત્યારે ગામમાં રઝળી-રમી માટી ખાયા કરતો હોય, તેને એકદમ છોડાવે, તો તે રડી મરે છે; તેથી તેને ફોસલાવવો જોઈએ, કે 'ભાઈ! આપણાં બારણાંમાં સુંદર ગળી માટી છે, તે ખાજે, બહાર ન જઈશ' એમ કહી થોડી ખાંડ ત્યાં બારણાં આગળ વેરી મૂકી, તેમાં તેને લગાડવો જોઈએ; પછી તે ખાવા લાગે, અને ગામમાં રખડતો બંધ થાય, એટલે પછી ઘરમાં વધારે ગળપણવાળી માટી બનાવી ત્યાં ખાવા લલચાવવો જોઈએ; પછી ત્યાંથી માળ પર અને પછી ઓરડામાં પકવાન્ન પર વળગાડાય, ત્યારે ત્યાંજ મોહ પામી ઘરમાંજ રહેવા માંડશે; એમ અધિકાર લાવવા ધીમે ધીમે યુક્તિથી પ્રયત્ન કરતાં લાયકાત આવે છે અને જ્ઞાનમાં મન લાગે છે. વિષયસેવનનો અભ્યાસ અનેક જન્મોથી છે, તેથી પ્રથમ સકામ કર્મ, દેવ-ગુરુ-બ્રાહ્મણ-સંતની સેવા તથા અતિથિસત્કાર વગેરે બતાવી ઉપરની પાયરી પર લઈ જઈ નિષ્કામ કર્મ કરવા ઉપદેશ અપાય. પછી સત્સંગ તથા શ્રવણ-મનનાદિ અને ધ્યાન, ધારણા, સંયમાદિ કરાવી, બ્રહ્માત્મૈક્ય જ્ઞાનનો ઉપદેશ અપાય, તો તેનો અનુભવ થતાં શાંતિ મળે છે. કહ્યું છે, કે '**ज्ञानमुत्पद्यते पुंसां क्षयात्पापस्य कर्मणः**-પાપકર્મનો જે નાશ થયા પછી મનુષ્યોને જ્ઞાન ઉત્પન્ન થઈ શકે છે.' અહીં

જ્ઞાનની ઉત્પત્તિ કહી છે, તે વૃત્તિ જ્ઞાનની ઉત્પત્તિ જણાવે છે; વ્યાપક જ્ઞાન તો ઉત્પન્ન થતું જ નથી. કોઈ કહે છે, કે આ આત્મા છે, ત્યારે કોઈ કહે છે, કે આ આત્મા નથી. આવા બન્ને વિકલ્પો જ્યાંથી ઉત્પન્ન થાય છે, તે જ વિકલ્પોનું અધિષ્ઠાન આત્મા છે. તે મન, ઇંદ્રિય કે વાણીનો વિષય નથી, છતાં જે એમ કહે છે, કે મેં આત્માને જાણ્યો છે, તેણે તે જાણ્યો જ નથી; પણ જે કહે છે, કે હું આત્માને જાણતો નથી, તે ખરી રીતે જાણે છે. શ્રુતિ કહે છે: '**यस्यामतं मतं तस्य**' જેને તેનું અજ્ઞાન છે, તેને તેનું જ્ઞાન છે.'

એક રાજાને ત્યાં પુત્ર જન્મ્યો. તેને અરધો હાથ ન હતો અને અરધો પગ ન હતો; એવો ઠૂંઠો અને પાંગળો તે જન્મ્યો. પછી જોશી-પંડિતોને બોલાવ્યા; તેઓએ કુંડલી માંડી જોઈ કહ્યું: નક્ષત્રયોગ બહુ સારો છે, તેથી આ કુંવર સમર્થ વિદ્વાન બનશે. પછી તે જોશીઓએ-પંડિતોએ વિચાર્યું, કે આપણું માન હવે જશે; આ કુંવર આપણને બધાને જીતી લેશે; તેથી રાજાને તેઓએ ઊલટું સમજાવી તે બાળકને જંગલમાં ઝાડ-ઘાસની ઘટામાં છોડી દેવા મોકલાવી દીધો. ત્યાં રબારીના છોકરા આવ્યા; તેમણે એ બાળકને જોઈ ત્યાં નાની છાપરી બાંધી, ઘાસ પાથરીને તેના પર તે બાળકને સુવાડ્યો અને ગાય-બકરીનું દૂધ તેને પાવા માંડ્યું. બાળક મોટો થયો. તે પેલી છાપરીમાં બેસી રહે છે. છોકરા આવી રોજ તેને દૂધ પાઈ જાય છે. બારેક વર્ષનો તે થયો, એટલે ત્યાં નારદ આવ્યા; તેમણે પૂછ્યું કે 'ભાઈ, તમે શું કરો છો? કાંઈક માગો.' કુંવરે કહ્યું: 'તમે કોણ છો?' 'નારદ બોલ્યા: 'હું નારદ છું.' કુંવરે કહ્યું:' 'તે વળી શું?' નારદે કહ્યું: 'હું જગતના પાલક ભગવાન વિષ્ણુનું મન કહેવાઉં છું.' કુંવર બોલ્યો: 'વળી એ વિષ્ણુ કોણ છે?'

નારદે કહ્યું: 'તે જગતના પાલક છે, તેઓ મને પણ પાળે છે.' કુંવર બોલ્યો: 'મને દૂધ મળ્યા કરે છે, મારે કાંઈ જોઈતું નથી, જાવ–પધારો.' નારદ ગયા. તેમણે વિષ્ણુને કહ્યું: વિષ્ણુ પણ આવ્યા; તેમણે પણ તે કુંવરને બહુ સમજાવ્યો, કે 'કાંઈ વૈભવ, લક્ષ્મી, સ્ત્રી, વગેરેનું સુખ માગ.' કુંવરે કહ્યું: 'હું તો સુખમાં જ રહું છું; નકામી સંકલ્પની જાળ ગૂંથવાની પીડામાં ક્યાં પડું? તમે જાવ, મારે કશું જોઈતું નથી.' એમ બ્રહ્મા, શંકર, ઇંદ્ર, અગ્નિ, વરુણ, યમ, ધર્મ વગેરે ઘણાએ આવી તેને બહુ સમજાવ્યો; પણ રાજકુમારે તે બધાને ખુલ્લું કહી દીધું, કે 'તમે તમારું દર્શન જ મને ન આપો, ચાલ્યા જાવ, એ જ હું માગું છું; મારે કંઈ જોઈતું નથી.' બધા દેવો વિચારવા લાગ્યા, કે આ તો ભારે તપશ્ચર્યા કરનારો થઈ પડયો છે, જેથી કાંઈ માગતો નથી; આથી આપણું બધાનું અહીં આવવું નિષ્ફળ જાય છે, એમ વિચારી વગરમાગ્યે બ્રહ્માએ તેના શરીર પર હાથ ફેરવતાં તેનું શરીર સુંદર બની ગયું; વિષ્ણુએ સંકલ્પ માત્રથી મહારાજ્યપદે તેને સ્થાપી ત્યાં મોટું નગર રચી તેનો તેને રાજા બનાવી, અપાર ધનભંડારનો સ્વામી બનાવી, સુંદર સ્ત્રીઓ આપી; શ્રીશંકરે નીતિ, બ્રહ્મવિદ્યા વગેરે જ્ઞાન આપ્યું; ઇંદ્રે વખતસર વરસાદ વરસાવવા કહ્યું; વરુણે અમૃત જેવાં નદીસરોવર તૈયાર કરી આપ્યાં; અને વાયુ, અગ્નિ વગેરેએ પોતાના તરફથી અભય રહેવા વરદાન આપી બીજી અનુકૂળતા કરી આપી. પછી બધા પધારી ગયા; અને તે રાજપુત્રે નિર્માન અને નિર્મોહ રહી રાજ કરવા માંડયું. તેણે બધી પ્રજાને વિદ્વાન અને વિવેકી બનાવી, ભક્તિ અને જ્ઞાનનો પ્રકાશ બધાંનાં હૃદય પર પાડયો; પિતાના રાજ્યના પંડિતોનાં અભિમાન ઉતારી તેમને જ્ઞાનવૈરાગ્યયુક્ત કરી સંન્યાસી જેવા નિર્ભય બનાવ્યા. માતાપિતાને ઉપદેશ આપી દેહ પરથી

મમત્વ છોડાવી સુખી કર્યાં. પરદેશોમાં પણ શાંતિ ફેલાવી; અને છેવટે સ્વાત્મનિષ્ઠ સ્થિતિમાં રહી આત્મસ્વરૂપમાં તે અભેદ-ભાવ પામ્યો. તાત્પર્ય કે, ગમે તે સ્થિતિમાં હોઈએ, છતાં જે ઉત્તમતા થવાની હોય, તે સમય થતાં થાય જ છે. નિઃસંકલ્પ સ્થિતિમાં રહેવારૂપ તપનો પ્રભાવ કેવો મોટો છે, તે ઉપરના દૃષ્ટાંતમાં જણાવ્યું છે. શત્રુઓ ભલે ઘણા હોય, તેઓ ભલે કાઢીકઢાવી મૂકે; છતાં તે અત્યંત હિત થવા માટે જ થાય છે. નિઃસ્પૃહતા અને નિર્મોહપણું, પરિણામે અપાર સુખસંપત્તિ-રૂપ અતિ મિષ્ટ ફળ પ્રકટાવે છે અને બ્રહ્મવિદ્યારૂપ અજરામર રસ પિવડાવી પરમ લાભ આપી ભવભ્રમણથી છોડાવે છે.

એક વાર સીતાજી વનમાં ઋષિપત્ની પાસે બિરાજ્યાં હતાં; ત્યાં તેમને પૂછવામાં આવ્યું, કે પેલા ગોરા ગોરા કોણ છે? સીતાજીએ જવાબ દીધો, કે મારા દીયરજી લક્ષ્મણ છે. ફરી ઋષિપત્નીએ પૂછ્યું: બીજા કોણ છે? સીતાજીએ કહ્યું: તે નિષાદ (ભક્ત) છે. વળી ઋષિપત્નીએ પૂછ્યું: પેલા કાળા સરખા કોણ છે? તે વખતે સીતાજીએ ઘૂમટો તાણી મુખ ફેરવ્યું અને મંદમંદ હસ્યાં; એટલે ઇશારતથી સૂચવ્યું, કે તે મારા સ્વામીનાથ પ્રભુ છે; પણ મુખથી ન કહ્યું; તેમ શ્રુતિ ભગવતી માત્ર ઇશારો કરે છે, કે તે સચ્ચિદાનંદ આત્મા તું છે, '**तत्त्वमसि सदेव**' એટલે 'જે સત્ વસ્તુ છે, તે જ તું છે.' અહીં '**सत**' શબ્દથી સોપાધિક અને નિરુપાધિક બન્ને '**सत**' સમજવાં. જગતરૂપ કાર્ય તથા તેનું જે કારણ એ જ સોપાધિક '**सत्**' છે અને એ કાર્ય–કારણરૂપ ઉપાધિથી જે રહિત છે, તે નિરુપાધિક '**सत**' છે.

"અકબરને કીમિયાનો છંદ લાગવાથી જે ફકીર આવે તેને એ વિષે તે પૂછતો. તે વેળા એ ફકીર જો એમ કહે, કે હું નથી જાણતો, તો તેને કેદમાં નાખી દળવા બેસાડતો. એ રીતે

હજારો સાધુ–ફકીર કેદમાં પડ્યા. તેવામાં એક ગુરુ–શિષ્ય આવી પહોંચ્યા એટલે તેમને પણ એ પૂછ્યું, ત્યારે તેમણે કહ્યું, કે 'એમ જો કીમિયો જાણતા હોત, તો અહીં ભીખ કેમ માગત? અમને તમારી કેદમાં આનંદ રહેશે.' પછી તેમને પણ અકબરે કેદમાં પૂર્યા; પરંતુ રાજા, વિદ્વાન, યોગી, જ્ઞાની, શ્રીમાન વગેરે ઐશ્વર્યવાળા (ઇલમવાળા)ના મુખ પર કોઈ વિલક્ષણ દૈવી તેજ હોય છે. અકબર ચતુર હતો; તેણે એ ગુરુશિષ્યનું એ તેજ પારખી લીધું હતું; તેથી એક રાત્રે ગરીબ ભિસ્તીને વેષે સાધુમંડળમાં ફરતાંફરતાં પેલા ગુરુમાં કાંઈક વિલક્ષણતા જોઈ તેની પાસે તે બેઠો. ત્યાં તેને મીઠાઈ મળી. એમ છ મહિના સુધી એ જ વેષે જતા રહી તેઓની સેવા કરી. એક દિવસ તે કરગરીને બોલ્યો, કે 'હું ગરીબ ભિસ્તી છું, મને ફક્ત રૂ. ૮ મળે છે. અને ચાર ખાનાર છે;' એટલે ગુરુએ દયા લાવી એક શીશી કાઢી, રીત બતાવી, તેને કીમિયો શીખવી દીધો ને કહ્યું, કે 'જા, બચ્ચા મોજ કર.' અકબરે બીજે દહાડે ક્રોધનું રૂપ બતાવી હુકમ કર્યો, કે આજે સાંજસુધીમાં જે કીમિયો ન બતાવે તે બધાને તોપથી ઊડાવી દો; અને તોપ ગોઠવી, રાજદરબારમાં બધાને આણ્યા છતાં કોઈ બોલતું નથી. ખોટા બાહર પણ કરાવ્યા; પેલા ગુરુ પણ જાણતા હતા, છતાં મરવાનું કબૂલ કરી ત્યાં ઊભા હતા. તેમને જોઈ રાજાએ પૂછ્યું, કે 'મહારાજ! તમે જૂઠું કેમ બોલો છો? શા માટે મરો છો? કાલે તમે ભિસ્તીને કીમિયો બતાવ્યો હતો; છતાં મૂગા કેમ ઊભા છો?' એટલે ગુરુ બોલ્યા: 'સેવાથી તે મળે છે; ભલે તુંજ તે ભિસ્તી હતો, પણ જે સેવાથી મળે છે, તે જુલમથી મળતું નથી. અમને મરવાનો જરા પણ ભય નથી."

સકામ કર્મ કરી માગનારને ઇજ્જત હોતી નથી. નિષ્કામને વગરમાગ્યે બધું મળે છે. એક રાજા લડાઈમાં જવા

નીકળ્યો, ત્યારે રાણીઓને મળવા ગયો. જે રાણીએ જે વસ્તુ લાવવા કહેલ, તે તે ચીજ, મોતીનો હાર, સાડી, બંગડી, એરિંગ વગેરે બધું લડાઈમાંથી પાછા આવી તેઓને આપી; પણ સૌથી નાની રાણીએ તો એ જ માગેલું, કે 'આપ સુખરૂપ પાછા પધારી આ દાસીનો પલંગ પાવન કરજો અને મારાં નેત્રને આપનાં દર્શનથી તૃપ્તિ આપજો; બીજું મારે જોઈતું નથી; આપ આવશો તો બધું જ છે.' તેથી રાજાએ બીજો જેટલો ખજાનો લાવેલો હતો, તે બધો ત્યાં લાવી ઠાલવ્યો. તાત્પર્ય કે, નિષ્કામ રહી પ્રભુ ભજનારને પ્રભુ પોતાનું પ્રભુત્વ આપી દે છે.

બ્રહ્મજ્ઞાનીનું ભોજન કયું હોય છે? તેઓ તો મહાત્મા, ગુરુ, સાધુ, સંત, સ્નેહી, જ્ઞાની વગેરે દૈવી સંપત્તિવાન સુજ્ઞ જનો સાથે બેસી જગતને જૂઠું જાણી પોતાના નિર્મળ ત્રિગુણાતીત આત્મસ્વરૂપના અનુભવનો પરસ્પર વિચાર પ્રકટ કરી તેનાથી જે શાંતિ તથા તૃપ્તિનો અનુભવ મળે છે, તે રૂપ અમૃતનું ભોજન કરે છે. એવા જ્ઞાનીઓ તાંબૂલ કયું ખાય છે? સત્ય, મધુર અને પ્રિય બોલવારૂપ તાંબૂલ તેઓ ખાય છે. જમીને બપોરે વિશ્રાંતિ લેવામાં આવે છે, તે વિશ્રાંતિ જ્ઞાની કયા પ્રકારે લે છે? જેમાં સંસારનો નાશ કરનારી અમૃતરૂપ ગીતા છે એવું મહાભારત તેઓ સાંભળે અથવા વિચારે. વળી જ્ઞાનરૂપ અર્જુને કર્ણરૂપ અહંકારનો નાશ કર્યો, એવું વ્યાખ્યાન જેમાં છે, અને જેના શાંતિપર્વમાં શાંતિરસ તથા મોક્ષધર્મ છે, એ મહાભારત સાંભળે છે અથવા વાંચે; તેમ જ વૃત્તિરૂપ ગોપીઓ સાથે આત્મરૂપ ગોપાલ ખેલે છે, છતાં એમાં વિકાર આવતો નથી; એવી કથારૂપ લીલામૃત જેમાં છે, તે ભાગવત સાંભળે; વળી જેમાં દુષ્ટ વાસનારૂપ પૂતનાનું લોહી ચૂસી લઈ તેનું અસ્તિત્વ મટાડી તેને તહાકાર કરી–કાળરૂપ સર્પને વશ કરી તે જ

કાલિય નાગને દૂર કાઢ્યો; મોહરૂપ અઘાસુરનો નાશ કરી, તટસ્થ વૃત્તિરૂપ ગાયો, વાછરડાં વગેરે બધાંનું રક્ષણ કરી તે રૂપ અજગરને માર્યો; અહંકારરૂપ કંસને હણ્યો; એ આશયવાળા ભાગવતને તે વિચારે. તેમ જ પિતાશ્રીની આજ્ઞાથી શ્રીરામ વનમાં ગયા, એથી એવો ઉપદેશ મળે છે, કે ધર્મ એ મુખ્ય કર્તવ્ય છે; અહલ્યા શિલા થઈ હતી, તે શ્રીરામના ચરણની રજના સ્પર્શથી તરી ગઈ; પથ્થરનો પૂલ બાંધી વાનરો શ્રીરામના પ્રભાવથી સમુદ્ર ઓળંગી ગયા, તો મનુષ્ય શ્રીરામની સેવામાં તત્પર રહેવારૂપ સાધન કરે, તો તે કેમ સંસારસમુદ્રને ન તરી જાય? વાનરો તર્યા તો મનુષ્ય તરે એમાં નવાઈ છે? રામનામના ભજન–ધ્યાનરૂપ પૂલ આ સંસારસમુદ્ર ઉપર બાંધે તો તે તરે જ. વળી અહંકારરૂપ રાવણને મારી શાંતિરૂપ સીતા લાવ્યા, એવી લીલારૂપ કથાઓ જેમાં છે, તે શ્રીરામાયણ સાંભળે. જે યોગીઓ સચ્ચિદાનંદ બ્રહ્મસ્વરૂપ શ્રીરામમાં રમે છે, તેઓના હૃદયમાં પણ એના એ જ રામ છે; તે આત્મા જ રામ છે. '**रमंते योगिनो यस्मिन् स रामः**।' જેમાં યોગીઓ રમણ કરે છે, તે 'શ્રીરામ છે.' યાદ રાખો, કે ૧૮ પુરાણ, બે ન્યાય, મીમાંસા, છ અંગ, ચાર વેદ, ચાર ઉપવેદ, આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ વગેરે સર્વના શ્રવણાદિ કર્યા છતાં જો જ્ઞાનઘન, અભેદ, પરમાત્મતત્ત્વમાં પ્રીતિ ન થઈ, તો પછી પુરાણાદિના શ્રવણનું ફળ શું? પોતે ઘરડો થયો, પણ પૂર્ણ ન થયો, એટલે જ્ઞાન થયું નહિ, તો તેને પુરાણાદિનાં શ્રવણ–વાંચનથી શો લાભ છે?

આત્મપદે વિશ્રાંતિ સ્વરૂપમાંસ્થિતિ થાય, તો એ જ ન્યાય છે; બાકીનું બધું અન્યાય છે. પદાર્થોનું ચિંતન ન કરે અને કાંઈ જ નથી, એમ સંકલ્પશૂન્ય બની રહે, તેને જ ન્યાય કહે છે; અન્યાયમાં રસિક થવું, તે ન્યાય નથી.

તાર્કિકના તર્કથી બીજાનું ખરાબ વિચારશો તો પ્રભુ શી રીતે પ્રસન્ન થશે? બ્રહ્માત્મ–તત્ત્વજ્ઞાન વિષે તર્ક ન કર્યો, તો તે કુતાર્કિક જ ગણાય છે. તર્કની જે કર્કશતા છે, તે વ્યર્થ જ છે; તર્કનો અંત નથી; માટે તર્કાતીત તત્ત્વમાં મન જોડો.

વૈશેષિક–વિશેષ સહિત છે તે ઠીક છે, પણ પરમાત્મા નિર્વિશેષ છે, તેમાં વૈશેષિકનું શું કામ છે?

સાધર્મ્ય–વૈધર્મ્ય કૃત તત્ત્વજ્ઞાન કંઈ મુક્તિ માટે ઉપયોગી નથી; તે બધું ભ્રાંતિજ્ઞાન છે. સર્વ પદાર્થોનું ચિંતન કરવાનું કંઈ પ્રયોજન નથી; સર્વનાં વિસ્મરણની જરૂર છે. પરમાત્માને વિષે સાધર્મ્ય–વૈધર્મ્ય કંઈ છે જ નહિ, એ તો બહારના વિવેક માટે છે. આત્માનું જ્ઞાન છે, તે જ પૂર્ણ છેલ્લું સત્ય છે, તેમાં પારમાર્થિક ભેદ હોતો જ નથી, તો કાલ્પનિક ભેદ કેમ હોઈ શકે?

સાંખ્યના આશ્રયથી તમે અસંખ્ય ( બહુ ) સંખ્યાની ગણતરી કરી, તેથી શું? સંખ્યાતીતને સમજો. સાંખ્ય જે કહે છે, તે તત્ત્વજ્ઞાન તો અમને માન્ય છે જ. તેમ જ પાતંજલયોગમાં તો ભારે પરિશ્રમ કરવો પડે છે. તેમાં કળાકૌશલ્ય છે, પણ સ્વરૂપસ્થિતિ નથી. એ યોગથી વિદેહમુક્તની સિદ્ધિ પ્રાપ્ત છે, તેથી પરકાયાપ્રવેશ થઈ શકે છે; પણ બ્રહ્મરૂપ શુદ્ધ કાયામાં પ્રવેશ નથી થતો, તો તેમાં પુરુષાર્થ કયો કર્યો? ભૂતો પણ પરકાયામાં તો પ્રવેશે છે. એટલું ખરું કે યોગથી ચિરંજીવી થવાય છે, પણ તેથી શું? છેવટે મરવું તો પડે જ ને? તો પછી તેવા ચિરંજીવી થવાથી શો લાભ? વળી યોગથી દૂરનું સંભળાય છે અને દૂરનું જોઈ શકાય છે, પણ તેથી યે શું? શ્રવણદર્શન તો પાસેનું જ કરવાનું છે, દૂરનું કરવાથી શું? એ તો વ્યર્થ પરિશ્રમ છે. પાસેથી જ શ્રવણ–દર્શન થાય, તો પછી દૂર જોવા–સાંભળવાનો શ્રમ શા માટે કરવો? વળી પારકા મનની વાત જણાય, તેથી

યે શું? ખેચરી મુદ્રા કરવાથી પણ શું? ખે–આકાશમાં ગતિ કરનાર પક્ષીઓ દુઃખી છે; તો તેવો વ્યર્થ શ્રમ કરવાથી શું? મંત્રસિદ્ધિ, મણિસિદ્ધિ, ઔષધિસિદ્ધિ એ બધી તુચ્છ સિદ્ધિઓ છે, વિઘ્નરૂપ છે, તેથી તે નકામી છે.

મીમાંસાનિર્ણય–પૂર્વ અને ઉત્તર મીમાંસામાં પૂર્વ મીમાંસા ખાસ ઉપયોગી દર્શન નથી; કેમ કે કર્મને જો કષ્ટરૂપ માનવામાં આવે છે, તો આત્માને શા માટે દુઃખી કરવો? કર્મ જડ છે, જન્મ આપનારાં છે; અને જ્યાં જન્મ હોય છે, ત્યાં જ કર્મ હોય છે. ઉત્તર મીમાંસા મોક્ષને મુખ્ય માને છે; તેમાં જ્ઞાન કહ્યું છે, તેથી દુઃખ છૂટે છે; માટે ઉત્તર મીમાંસા મુખ્ય છે. જડ કર્મથી દુઃખ અટકવું મુશ્કેલ છે; તેમાં પણ સકામ કર્મ તો અપવિત્ર જ છે, એટલે તે તો ઊલટાં હાનિકારક છે.

ધર્મશાસ્ત્રનિર્ણય–નિષ્કામ કર્મથી દોષ લાગતો નથી; અંતઃ–કરણની શુદ્ધિ થાય છે. પૂજા, ધ્યાન, દાન, વેદાધ્યયન, વિચારાદિમાં અંતરવૃત્તિને રોકી હું સચ્ચિદાનંદ બ્રહ્મ જ છું, એમ વિચારવું અને 'हंसः सोऽहं' એમ આત્મજાપ કરવો.

શ્રૌતસ્માર્તનિર્ણય–શ્રવણ–મનન કરવું એ જ શ્રૌતસ્માર્ત સિદ્ધાંત છે. સાંભળેલું ભૂલવું નહિ; તેને જે યાદ રાખ્યા કરે છે, તે શ્રૌતસ્માર્તનો જાણકાર છે.

છ અંગો વિશે–શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છંદ અને જ્યોતિષ–આ વેદનાં છ અંગો છે. જનકથી શુકદેવજી શિક્ષિત થયા, એવું શિક્ષણ તે જ શિક્ષા હોવી જોઈએ; બાકી જેનાથી અખંડત્વ પામ્યો નહિ, તો શું શીખવ્યું કે શું શીખ્યો? મુખ્ય કલ્પ તો નિર્વિકલ્પ જ છે; સંકલ્પ–વિકલ્પ–સંસ્કારના નિર્ણયથી શું વળવાનું છે? જે કલ્પનાથી બ્રહ્માત્મૈક્ય અનુભવ થાય, તે જ કલ્પના ઉપયોગી છે; તે સિવાયની બધી કલ્પના

નકામી છે; તેથી શું ? વ્યાકરણ દ્વારા પદની વ્યુત્પત્તિ અથવા જ્ઞાનનો ઉદ્દેશ શો છે ? મહાવાક્યને સમજવાં એ જ વ્યાકરણ-જ્ઞાનનો ઉદ્દેશ છે; પણ તે જ જો ન સમજ્યા, તો તે વ્યાકરણના જ્ઞાનથી શું ? જેનાથી આ નામરૂપ પ્રકટ થાય છે, તે તત્ત્વને સ્પષ્ટ ન જાણ્યું, તો વ્યાકરણનું શું પ્રયોજન ? તત્ત્વજ્ઞાન ન ઉપજાવે એવું વ્યાકરણજ્ઞાન વ્યર્થ શ્રમ જ છે. નિરુક્તિ શું કહે છે ? ઉક્તિનો જો અંત ન થયો, તો પછી નિરુક્તિની ઉક્તિથી શું ? અર્થાત્ વાણીનો પ્રવાહ અટકી નિર્વાણ સ્થિતિ ન મેળવી, તો નિરુક્ત ભણવાથી શું ? નિરુક્ત એટલે કોષ.

છંદ—અજ્ઞાનને દૂર કરનાર ગુરુ પરમાત્માનું જો તમે ધ્યાન ન કર્યું, તો જગણ—મગણ—ભગણવાળા છંદોનું શું કામ છે ?

જ્યોતિષ—'**यस्य भासा सर्वमिदं विभाति ।** જેના પ્રકાશથી આ સર્વ પ્રકાશે છે;' તેને ન સમજ્યા, તો જ્યોતિષ ભણવાથી શું ?

વેદજ્ઞાનનો ઉદ્દેશ—હે વિશ્વાત્મન્ ! અમે જે કાંઈ છે, તેને પૂજીએ છીએ, અમારા મનોરથો પૂર્ણ કર; અમુક અમારે માટે લાવ, એમ સ્તુતિ કરવાથી ઈશ્વર પ્રસન્ન થયા, તો તે હોતા આદિના વેદજ્ઞાનનું શું પ્રયોજન ? લોહિત, શુકલ, કૃષ્ણા, ( લાલ, ધોળી–કાળી ), એવા ગુણવાળી માયાનો બ્રહ્મરૂપ યજ્ઞમાં બાધ ન કર્યો, તો પછી બીજી ગમે તે ખટપટ કરવાથી શું ? છાંદોગ્ય વાણીથી બ્રહ્મ ન ગાયું, તો બીજી વાણીથી શું ? જો હૃદયમાં કાંઈ ચમત્કૃતિ ન આવી, તો અથર્વવેદના જ્ઞાનથી શું ? જો જ્ઞાનામૃત ન પીધું, તો આયુર્વેદ—વૈદકશાસ્ત્રના જ્ઞાનથી શું ? પ્રણવરૂપ ધનુષ્ય અને આત્મજ્ઞાનરૂપ બાણથી લક્ષ્ય ન વીંધ્યું, તો ધનુર્વેદના જ્ઞાનથી પણ શું ? આત્માને મનોહર કંઠથી અને મધ્યમ સ્વરથી જો ન ગાયો, તો ગાંધર્વવેદના સંગીતના જ્ઞાનથી શું ? જેટલા અર્થ છે તે અનર્થ છે; જો પરમાર્થ

સિદ્ધ ન થયો, તો અર્થશાસ્ત્રથી શું? એવા વિચારમાં બપોરનો વિશ્રાંતિનો સમય વિતાવવો. પછી સર્વ વ્યવહાર સ્વપ્ન જેવો સમજી નછૂટકાની વ્યવહારપ્રવૃત્તિ કરવી; પછી નિર્વિકલ્પ સમાધિરૂપ સાયં સંધ્યા કરવી. પછી રાત્રિ થાય, ત્યારે નિશ્ચલ મન કરી સૂવું; અર્થાત્ પ્રત્યાહાર કરી શુદ્ધ જ્ઞાનરૂપ મધુર દૂધ પી સમાધિરૂપ પલંગ ઉપર સૂવું; અને બ્રહ્મવિદ્યારૂપ સુંદરીના સહવાસમાં બ્રહ્માનંદનું સુખ ભોગવવું. તાત્પર્ય કે, બ્રહ્મવિત્ જ્ઞાની પુરુષ એ રીતે બ્રહ્મવિદ્યારૂપ સુંદરી સાથે સમાધિરૂપ પલંગ પર પોઢી બ્રહ્માનંદનું સુખ ભોગવે છે.

જેમ ચાંદનીનું લક્ષણ તડકામાં નથી ઘટતું; સ્ત્રીનું લક્ષણ પુરુષમાં ને પુરુષનું લક્ષણ સ્ત્રીમાં નથી ઘટતું; અંધકારનું લક્ષણ પ્રકાશમાં અને પ્રકાશનું લક્ષણ અંધકારમાં નથી ઘટતું; સુખનું લક્ષણ દુઃખમાં અને દુઃખનું લક્ષણ સુખમાં નથી ઘટતું; રાત્રિનું લક્ષણ દિવસમાં અને દિવસનું લક્ષણ રાત્રિમાં નથી ઘટતું, તેમ આનંદમાં દુઃખનું લક્ષણ અને દુખમાં આનંદનું લક્ષણ ઘટતું નથી. જેનો બાધ (રૂપાંતર) નથી થતો, એવા સત્‌માં અસત્‌નું લક્ષણ નથી, અસત્‌માં સત્‌નું લક્ષણ નથી; ચિત્‌નું લક્ષણ જડમાં અને જડનું ચિત્‌માં લક્ષણ નથી; પ્રકાશ્યના વિકાર પ્રકાશકને સ્પર્શ કરતા નથી. ઘડો–ગાગર વગેરે કાણાં–ફૂટેલાં હોય, તેના વિકાર સૂર્યને સ્પર્શ કરતા નથી; તેમ દેહ–પ્રાણ–મન–ઇંદ્રિયાદિ પ્રકાશ્યના વિકારો પ્રકાશક–આત્માને સ્પર્શ કરતા નથી; એ ચિત્ અને જડનું વૈલક્ષણ્ય છે.

આનંદનું લક્ષણ એ છે, કે ઉપાધિરહિત અને કદી જે દૂર ન થાય, એવું સુખ તે નિત્ય આનંદ છે.

આરોગ્ય એટલે શું? 'धातुसाम्यमरोगता। ધાતુઓનું શરીરમાં સરખાપણું તે આરોગ્ય છે.'

સત્‌રૂપ, સર્વકાળે અસ્તિત્વવાળા, સૂર્યની પેઠે ચૈતન્યમય પ્રકાશવાળા અને અમૃત જેવા આનંદરૂપ આત્માને ગુરુમુખથી જાણી દેહાદિ ઉપરના આત્માભિમાનરૂપ સંગથી જે રહિત થાય છે, તે જ મુક્ત છે. મન તે સત્ત્વગુણનું કાર્ય છે; તેમાં બીજી બધી ઉપાધિ આવવાથી તે મલિન થઈ ત્રિગુણાત્મક થાય છે. માટે શુદ્ધ અને સાત્ત્વિક થયેલા મનથી જ આત્માને જાણી શકાય છે. જાગ્રત અવસ્થા એક નગર છે; સ્વપ્નાવસ્થા તેનો કોટ છે; તેની અંદર સુષુપ્તિરૂપ મહેલ છે. તે ત્રણેના અભિમાનીને જીવ કહે છે. સુષુપ્તિરૂપ મહેલમાં આવી સઘળું છોડી દઈ, બુદ્ધિરૂપ સ્ત્રી સાથે તે તદાકાર થાય છે; તે તદાકાર થવારૂપ આનંદ (સુષુપ્તિમાં) તે લે છે. '**अहमस्मि**' એમ આત્મ-સ્વરૂપે ત્યાં નિત્યાનંદનો અનુભવ કરે છે, તે સાક્ષી છે. '**साक्षी चेता केवलो निर्गुणश्च**। ત્રણે અવસ્થાનો જે સાક્ષી છે, તે કેવળ નિર્ગુણ અને ચેતનરૂપ જ છે.' તે નિત્ય જ્ઞાનરૂપ તથા અનુભવરૂપ છે. ત્રણ અવસ્થાવાળો ચિદાભાસ તો કેવળ મિથ્યાભાસ હોઈ ખોટો જ છે. બિંબભૂત ચેતનને જ સાક્ષી કહે છે. જીવમાં વિકારીપણું હોવાથી તે સાક્ષી હોઈ શકે નહિ; આત્મા કેવળ સાક્ષી અને નિર્વિકાર છે. હું સુખી અથવા દુઃખી છું, એમ વૃત્તિ સાથે એકતા માનવાથી જીવ વિકારી છે. કૂટસ્થ જ સાક્ષી છે. તે જ અંતઃકરણમાં જીવરૂપે પ્રવેશી જન્મમરણ પામે છે. જે જાગે છે, સ્વપ્ન જુએ છે, સુખીદુઃખી થાય છે, તે જીવ છે. ચિદ્‌રૂપ હોઈ જે સર્વ જાણે છે, તે સાક્ષી છે. પોતે કેવો છે, તે જોવા આરસીમાં મુખ જુએ છે, ત્યારે સમજાય છે, તેમ અંતઃકરણમાં પ્રતિબિંબ દ્વારા મુખરૂપ સાક્ષી જણાય છે. સાક્ષ્યને લીધે સાક્ષી છે; તે સાક્ષ્ય તથા સાક્ષી બન્ને ઉપાધિ જ છે. શુદ્ધ આત્મા કોઈ રીતે જાણ્યો જતો નથી. તે સ્વયંપ્રકાશરૂપ

તથા અનુભવરૂપ છે. તે બીજાથી અનુભવ કરાય–જોવાય તેમ નથી. પ્રત્યક્ષ પ્રમાણુ તો ઇંદ્રિયજન્ય છે. આત્મા કાંઈ ઇંદ્રિયનો વિષય નથી, તેથી પ્રત્યક્ષ પ્રમાણુથી આત્મા જાણી શકાતો નથી. વળી તે નિરંશ (અખંડ–પૂર્ણ–અંશભાવ રહિત) હોવાથી અનુમાન પ્રમાણુથી પણ જણાતો નથી. આપ્ત વાકય એ શબ્દ–પ્રમાણુ છે; ઈશ્વર યથાર્થ વક્તા છે; તેમનું જે વાકય તે આપ્ત વાકય છે; એટલે ઈશ્વરે કહેલા વેદની શ્રુતિ એ જ આપ્ત વાકય હોઈ પ્રમાણુરૂપ છે, તેથી આત્માને સમજી શકાય છે. અહંકારાદિનો જ્યાં સ્પર્શ નથી, એવું જે ચૈતન્ય તે જ આત્મા છે.

'सत्यं ज्ञानमनंतं ब्रह्म' એ આત્મસ્વરૂપનું લક્ષણ કહ્યું છે. કોઈ જિજ્ઞાસુ એક જ વિશેષણથી સમજે છે, કોઈ બેથી, કોઈ ત્રણથી અને કોઈ ચાર–પાંચ અને વધારે વિશેષણથી સમજી શકે છે. સત્, ચિત્, આનંદ, નિષ્કલ, નિષ્ક્રિય, અભેદ્ય, અવ્યય, અરૂપ, નિર્ગુણ, નિરવયવ વગેરે વિશેષણો અધિકારના ભેદથી છે; તેમ જ ઉપાસના અને કર્મ પણ અધિકારના ભેદથી છે. બ્રહ્મ અરૂપ, અવ્યય, નિર્ગુણ હોવાથી ઉપાસકો માટે શ્રવણ–મનનાદિ ઉપાસના કરવા સગુણ કલ્પના કરી છે. સચ્ચિદાનંદ વગેરે ઘણાં વિશેષણોથી જિજ્ઞાસુને પાકો દૃઢ બોધ થાય છે. 'याद्दशो यक्षस्ताद्दशो बलिः। જેવો યક્ષ તેવો બલિ.' તે પ્રમાણે જેવી રુચિવાળો ઉપાસક હોય, તેવી તેને માટે ઉપાસનાની કલ્પના છે. એમ સગુણની અનેક પ્રકારની ઉપાસના કલ્પી છે. 'पुरुषान्न परं किंचित् सा काष्ठा सा परा गतिः। પરમાત્માથી જુદું કંઈ છે જ નહિ, તે જ છેલ્લી હદ અને ઉત્તમ ગતિરૂપ છે.' એ પરમ બ્રહ્મનાં ચિંતન માટે પરંપરા એટલે ક્રમ–શ્રેણી કલ્પી છે. 'इन्द्रियेभ्यो परा ह्यर्था अर्थेभ्यश्च परं मनः। मनसस्तु परा बुद्धिः बुद्धेरात्मा महान्परः॥ વિષયો

ઇંદ્રિયોથી પર છે, વિષયોથી મન પર છે, મનથી બુદ્ધિ પર છે અને બુદ્ધિથી પર એ પરમાત્મા છે.' એમ એકથી બીજાની શ્રેષ્ઠતા કહી છે; છેવટે આત્માથી શ્રેષ્ઠ કાંઈ નથી—તે અંતિમ પરા ગતિ છે. તલમાં તેલ રહેલું છેજ, પણ યુક્તિથી શ્રમ કરી પીલ્યા વગર તે મળતું નથી, તેમ બુદ્ધિને સૂક્ષ્મ તથા એકાગ્ર કર્યા વગર આત્મા જણાતો નથી. ભગવાન શ્રીકૃષ્ણ કહે છે: '**दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः।** ઉત્કૃષ્ટ સૂક્ષ્મ બુદ્ધિ વડે સૂક્ષ્મ વસ્તુ જોનારા પુરુષો આત્મતત્ત્વને જુએ છે;' અર્થાત્ રાગદ્વેષરહિત થયેલી બુદ્ધિ વડે આત્મા જાણી શકાય છે.

'**अथातो ब्रह्मजिज्ञासा।** નિષ્કામ કર્મો દ્વારા ચિત્તશુદ્ધિ થયા પછી બ્રહ્મ જાણવાની ઇચ્છા થાય છે.' **जिज्ञास्यं ब्रह्म केवलं।** અને કેવળ બ્રહ્મ જ જાણવાને ઇચ્છવાયોગ્ય છે.' આમ બ્રહ્મને જાણવાની ઇચ્છા થયા પછી બ્રહ્મવિચાર ઉપનિષદનાં વાક્યથી કરવો. ઈશ્વર (જગતનું) અભિન્ન નિમિત્તોપાદાન કારણ તથા સર્વજ્ઞ છે, એ તેમનું તટસ્થ લક્ષણ છે; અને ઈશ્વર સચ્ચિદાનંદ-સ્વરૂપ તથા સ્વપ્રકાશ છે, એ તેમનું સ્વરૂપલક્ષણ છે. અંતરંગ સાધન સમીપથી સહાયક છે અને બહિરંગ સાધન દૂરથી સહાય કરનારું છે. નિવૃત્તિમાર્ગમાં મુખ્ય સાધન વૈરાગ્ય છે. '**रागो लिंगमबोधस्य।** રાગ તે અજ્ઞાનનું ચિહ્ન છે.' રાગીમાં વિરાગ હોય નહિ. દોષદૃષ્ટિથી રાગ જાય છે. તૃપ્ત હોય અને જેનામાં જિજ્ઞાસા પણ હોય, એવાને '**सर्वं खल्विदं ब्रह्म।** ખરેખર આ સર્વ બ્રહ્મ છે.' એ ઉપદેશ દેવો યોગ્ય છે. સંસારમાં બધું દૃશ્ય જોઈ કંટાળ્યો હોય, એવાને '**नेह नानास्ति किंचन।** આ જગત જુદુંજુદું કંઈ છે જ નહિ' એ ઉપદેશ સંભવે છે. સત્શાસ્ત્રોથી શુદ્ધ બુદ્ધિવાળા ધીર પુરુષને આકાશના ફૂલ જેવું બધું નિષ્ફળ જણાતાં બ્રહ્મની જિજ્ઞાસા ઉદ્ભવે છે. દોષ-

દૃષ્ટિથી જ તીવ્ર વૈરાગ્ય થાય છે, સહેજ વિરાગ થયો, તેનો કંઈ અર્થ નથી. કોઈના અંગમાં એક ભૂત પ્રવેશે છે, તેથી તે દુઃખી થાય છે, તો જેનામાં પાંચ ભૂતો ભરાયાં છે, તે સુખી ક્યાંથી હોય? અર્થાત્ પંચભૂતના દેહમાં હુંપણું–મમત્વ માનનાર શી રીતે સુખી થાય? પણ દેહાદિથી પોતે અલગ–અસંગ (તેનો માત્ર દૃષ્ટા–સાક્ષી) છે, એમ જે સમજે તે સુખી થાય છે.

ઉપાસના કરી બ્રહ્મલોક જનાર માટે ઉત્તરાયણમાં અર્ચિ વગેરે દેવયાનમાર્ગની વ્યવસ્થા છે; જ્ઞાની માટે તેવો કોઈ નિયમ નથી; કેમ કે જ્ઞાનીને ક્યાં ય જવું-આવવું રહેતું જ નથી; અર્થાત્ તેનું લિંગ શરીર જ નાશ પામ્યું હોય છે. તપેલા લોખંડ ઉપર જળનું બિંદુ પડતાં જ તેમાં તે સમાઈ જાય છે, તેમ જ્ઞાનીના પ્રાણ બ્રહ્મમાં લીન થઈ જાય છે. રામેશ્વરથી હરદ્વાર ગંગાસ્નાન માટે જનાર સારુ માર્ગ છે, પણ કાયમ ગંગા પર પડયા રહેતા હોય, તેને ક્યાં ય જવાનું હોતું નથી. એક મહાત્મા કહેતા, કે 'ન જાના હૈ ન આના હૈ, દિલ કા ભરમ મિટાના હૈ.' ઉપાસકો માટે માર્ગની વ્યવસ્થા છે. સકામ ઉપાસક ઉત્તરાયણ માર્ગથી જાય છે; તેનો જ બીજા કલ્પમાં જન્મ થાય છે. નિષ્કામ ઉપાસક તો ત્યાં જ્ઞાન પામી મુક્ત થાય છે.

રામ, કૃષ્ણ, સનત્કુમારાદિ જ્ઞાની છતાં વારંવાર કેમ અવતરે છે? ગવર્નર અને ગવર્નર જનરલ ત્રણ કે પાંચ વરસ માટે જ નોકરીમાં આવે છે; તેમનાથી બીજે જ દહાડે કે વચમાં જઈ શકાતું નથી; તેમ વસિષ્ઠ, વ્યાસ, સનત્કુમારાદિ જ્ઞાની છતાં થોડી અવિદ્યા રહેવાથી વર્તમાન શરીર છોડી વારંવાર જન્મે છે.

વસિષ્ઠ, વ્યાસાદિ જેવા સમર્થ જ્ઞાની જો જન્મે છે, તો આપણા જેવાનો જન્મ નહિ જ થાય, એ કેમ માની શકાય?

તેમને તો નોકરીનો અધિકાર મળી ચૂકેલો છે. નચિકેતને

યમરાજાએ કહેલું, કે ભાઈ! તું મારા કરતાં બહુ સારો છે. બ્રહ્મવિદ્યા આવી ઉત્કૃષ્ટ છે, છતાં અમારે તો "એને મારો અને એને નાખો" એવી ખટપટ કર્યા કરવી છે; એથી કંઈ વળવાનું નથી. જ્ઞાની પુરુષો જ તુરત વિદેહકૈવલ્ય પામે છે. વામદેવ એક જ જન્મમાં મુક્ત થયા હતા. અનેક જન્મ કે અવતાર લેવારૂપ પ્રારબ્ધ જો લાંબું હોય, તોપણ તે ચાલુ જન્મ જેવું જ છે; ઈશ્વરાદિને કંઈ આવરણ તો નથી, પણ વિક્ષેપ લાગ્યો છે. '**द्वा सुपर्णा सयुजा सखाया समाने वृक्षे।**' તથા '**ऋतं पिबंतौ**' એ બે મંત્રોમાં જીવ-ઈશ્વરના જ્ઞાનની એકતા જણાવી છે. એક (જીવ)ને ભોક્તૃત્વ છે, બીજા (ઈશ્વર)ને નથી; બન્નેમાં વિદ્યા-જ્ઞાન એક જ છે; અભિન્ન રૂપે બન્નેને કહેલા છે. જીવ તથા ઈશ્વરને લઈને '**पिबंतौ**' દ્વિવચન કહ્યું છે; માત્ર ઈશ્વરસ્વરૂપ જાણે છે, ત્યારે જીવ જાણતો નથી; જીવ પણ સ્વરૂપ જાણતો હોત, તો તેમ કરત નહિ; અર્થાત્ કર્તૃત્વ-ભોક્તૃત્વનો અભિમાની તે થઈ બેસત નહિ.

શ્રવણને સૂક્ષ્મ કરવું તે મનન છે, મનનને સૂક્ષ્મ કરવું તે નિદિધ્યાસન છે, નિદિધ્યાસનને સૂક્ષ્મ કરવું તે સમાધિ છે અને સમાધિને સૂક્ષ્મ કરવી તે અપરોક્ષ સાક્ષાત્કાર છે.

ઉત્તમાધિકારીને શ્રવણથી જ દૃઢ જ્ઞાન થઈ જાય છે, કે '**दशमस्त्वमसि।** તું દશમો છે,' એમાં શ્રવણ તથા મનન સાથે જ થાય છે, એમ સૂક્ષ્મ બુદ્ધિવાળાને એ બંને સાથે જ થાય છે. અસંભાવના અને વિપરીત ભાવના મનન અને નિદિધ્યાસનથી જાય છે. '**सर्वं खल्विदं ब्रह्म।** આ સર્વ બ્રહ્મ જ છે,' બીજું કાંઈ નથી; જે છે તે બ્રહ્મ જ છે. જેમ ભૂષણો સુવર્ણ જ છે, નામરૂપ કંઈ છે જ નહિ, તેમ હું અસંગ સચ્ચિદાનંદ બ્રહ્મ જ છું. એવા વિચારો વારંવાર કરવાથી એ બ્રહ્મભાવના

દૃઢ થઈ જાય છે. આત્મા અખંડ સત્ છે, પણ જે 'છે' તે 'નથી' જેવું થઈ ગયું છે; અને આ ભ્રાંતિજન્ય જગત ખરી રીતે 'નથી' તે 'છે' જેવું થઈ રહ્યું છે, એ જ 'માયા' છે.

એક બાદશાહ ભવ્ય મકાનમાં દરબાર ભરી બેઠો હતો. ત્યાં એક અવધૂત મહાત્મા નીડરપણે ચાલ્યા આવ્યા. તેમને પહેરેગીરે પૂછ્યું, ત્યારે તે બોલ્યાઃ 'એ ધર્મશાળા હૈ, તો મૈં ભી થોડી દેર ઇધર ઠેરનેકું આયા હું.' સિપાઈ બોલ્યોઃ 'કૈસી ધર્મશાળા? એ તો દરબાર ભરા હૈ, દેખો; ચલે જાવ.' બીજા સિપાઈએ કહ્યું: 'ધક્કા મારકે નિકાલ દો.' તે સાંભળી સંત ખૂબ હસ્યા અને બોલ્યાઃ 'એ ધર્મશાળા હી હૈ, જાવ પૂછો તુમેરા રાજાજીકું.' તે સાંભળી સિંહાસને બેઠેલા રાજા બોલ્યાઃ 'એ ધર્મશાળા નહિ હૈ, પણ દરબાર હૈ.' મહાત્મા-એ પૂછ્યું: 'આપ ગાદી પર આયે ઉસકે પૂર્વ કૌન રહતા થા?' રાજા બોલ્યોઃ 'હમેરા બાવા.' મહાત્મા બોલ્યાઃ 'અચ્છા, ઉસકી પહેલાં કૌન?' રાજા બોલ્યોઃ 'ઉસકા બાવા.' સંતે કહ્યું: 'તે પહેલાં કોણ હતું?' રાજાએ કહ્યું: 'ઉસકા બાવા' વગેરે. સંતે કહ્યું: 'એ સબ બાવા કહાં હૈં?' રાજા બોલ્યોઃ 'ચલે ગયે.' સંત બોલ્યાઃ 'એ સબ થોડા–બોત રહકે ચલે ગયે, ઐસા તુમ ભી થોડા–બોત રહકે જાવેગે; પીછે તુમેરા લડકા આયગા; જબ ધર્મશાળા નહિ તો કયા હૈં? મૈં ભી ઐસા થોડી દેર ઠેરકેં જાનેવાલા હિ હું.' રાજા બુદ્ધિમાન હતો, તે પગે પડ્યો અને સંતને પ્રેમથી રાખી વૈરાગ્ય અને જ્ઞાન મેળવ્યું; પછી સંત ચાલી નીકળ્યા.

એક વિવેકસિંહ નામે રાજા હતો. તેણે ભવ્ય સુંદર મકાન બંધાવી તેમાં સભા ભરી. પછી બધા સભાસદોને પૂછ્યું: 'આ સુંદર નવા મહેલમાં જે ગુણદોષ હોય તે કહો; કારણ કે જે

ખામી જણાય તે હમણાં જ સુધરાવી લઈએ.' બધા લોક તે મહેલનાં ખૂબ વખાણ કરવા લાગ્યા, કે 'હજૂર! આવા સુંદર મકાનમાં ખામી હોય જ નહિ; પણ આ તો ઘણું જ સુંદર અને ઉત્તમ થયું છે.' તે સાંભળી દૂર ઊભેલા એક નિઃસ્પૃહ, વૈરાગી, જ્ઞાની અને મહાત્મા જેવા ગૃહસ્થ બોલી ઊઠ્યાઃ 'હે રાજન્! આ બધા માત્ર વખાણ કરી તમને સારું લગાડી વહાલા થાય છે, પણ આ મકાનમાં મોટામાં મોટી બે ખામી છે, તે સાંભળો. એક તો ખામી આ છે, કે 'એક દિવસ એવો આવશે કે જ્યારે આ મકાન ગિરેગા, ગિરેગા ઔર ગિરનેકા હિ હૈં;' અને બીજી ખામી આ છે, કે 'એ સબ તુમ લોકો ઈધર બૈઠે હો, વો સબ મરેગા મરેગા, મરનેકા, હિ સહી.' તે સાંભળી રાજાએ તેમને માન આપી, તેમની હિંમત અને સાચા ઉપદેશથી સર્વને થયેલી અસર જોઈ તેમને ઇનામ આપી પ્રસન્ન કર્યા; અને સાથે રાખી તેમનો ઉપદેશ રોજ સાંભળી જ્ઞાન મેળવી એકાંત સેવી અને પ્રભુ ભજીને તે ઉચ્ચ ગતિ પામ્યો.

એક ગૃહસ્થ શ્રીમાન્ અને સુખી હતો. તેને પૂર્વના સંસ્કારને લીધે સંસારથી વૈરાગ્ય થયો; તેથી તેણે સ્ત્રીને કહ્યું: 'હું તો હવે વનમાં તથા તીર્થક્ષેત્રમાં જઈ સત્સંગ કરીશ.' સ્ત્રીએ બહુ સમજાવ્યો, કે જાવ નહિ પણ તેણે માન્યું નહિ; અને તીર્થમાં એકાંત સ્થળે એક મહાત્મા રહેતા હતા, ત્યાં જઈ તેમને શરણ થઈ સત્ય જ્ઞાનની ઇચ્છા બતાવી. મહાત્માએ કૃપા કરી વેદનાં મહાવાક્યનો સારરૂપ ઉપદેશ કર્યો, કે 'तत्त्वमसि, ब्रह्मैव सच्चिदानंदः। તે તું છે; બ્રહ્મ જ સચ્ચિદાનંદ છે.' પેલાએ વિચાર્યું, કે આટલું જ સારરૂપ છે, તો શું એટલાથી જ હું પાર પામીશ? તપ, વ્રત, દાન, ધ્યાન વગેરે કરી જેઓ દેહ તાવી નાખે છે, તે શું નકામી મહેનત કરતા હશે? જેઓ શાસ્ત્ર, વેદ, ગીતા, ભાગવતાદિ

ભણી વિદ્વાન બને છે, તે શું બધું વ્યર્થ જ હશે ? એમ તર્ક કરી ત્યાંથી આગળ ચાલ્યો. રસ્તે એક પંડિતજી મળ્યા; તેમને તે પગે લાગ્યો અને પોતાને વિદ્યા ભણાવવા પ્રાર્થના કરી. પંડિતે કહ્યું: 'મારી પાસે રહી સુખથી ભણ; પણ મારા બીજા શિષ્યો અમુક અમુક જે કામ કરે છે, તે તારે પણ કરવું પડશે; ગાયોની કોઢ સાફ કરવી, ગાયોને બાંધવી, વગેરે.' તે કબૂલ કરી એ રહ્યો. વ્યાકરણ, ન્યાય, સાંખ્ય વગેરે ભણ્યો. છેવટે વેદાંત ભણી ઉપનિષદ શીખ્યો; તેમાં તે જ સારરૂપ મંત્ર અંતે આવ્યા. તે જોઈ તેણે વિચાર્યું, કે 'પ્રથમ જ મને તે મહાત્માએ આ તત્ત્વનો ઉપદેશ કર્યો હતો, પણ શ્રદ્ધાની ખામીથી હું આ બધું ભણવાની ખટપટમાં પડ્યો. ગાયોની અને પંડિતજીની સેવા ઉઠાવી. આ જ સુધી શ્રમથી કષ્ટ વેઠી હેરાન થઈને પણ છેવટે તે જ સારરૂપ સમજાયું; તો આ બધી વ્યર્થ ખટપટ અને કષ્ટ વેઠ્યા પહેલાં જ શ્રદ્ધા રાખત, તો ભણીગણીને જે મેળવ્યું, તે જ પહેલાં મને મળ્યું જ હતું. એ રીતે ઉત્તમ સંસ્કારથી સદ્ગુરુ મળે અને તેમની પાસેથી જો પ્રથમ જ મહાવાક્યનો ઉપદેશ થઈ જાય, તો તેના ઉપરની શ્રદ્ધા છોડી તીર્થયાત્રા, વ્રત, યજ્ઞ, જપ, તપાદિ કરવા જવું, તે વ્યર્થ પરિશ્રમ જ છે.'

એક શાહુકાર કોઈ આસામી પાસે રૂપિયા માગતો હતો. પણ તે આસામીએ કહી દીધું, કે 'હું નથી આપવાનો.' શેઠે કહ્યું: '૧૦૦ કાંદા તું ખાય, તો રૂપિયા છોડી દઉં.' તે કબૂલ થયો અને તેણે કાંદા ખાવા શરૂ કર્યા. દસબાર ખાધા, ત્યાં તો આંખમાંથી પાણી વહી રહ્યું. પછી ૧૦૦ મરચાં ખાવાં કબૂલ્યાં અને કાંદા પડતા મૂક્યા. તે પણ ૧૫–૨૦ ખાતાં તો ડોળા ચઢી ગયા. પછી ૧૦૦ ખાસડાંનો માર ખાય, તો રૂપિયા છોડી દેવા એમ શેઠે કહેવાથી તે પણ કબૂલ થયો. પાંચ ખાસડાં જ શેઠના

જમાદારે માર્યાં, ત્યાં તો પગે લાગ્યો, કે બાપા! નહિ ખમાય; અને રૂપિયા આણી આપ્યા. એમ કાંદા, મરચાં અને ખાસડાંનો માર ખાધા પહેલાં જ રૂપિયા આપી દીધા હોત, તો એ બધું ભોગવવું પડત? નહિ જ. તાત્પર્ય, કે '**ज्ञानादेव हि मुक्तिः स्यात् नान्यथा**। જ્ઞાનથી જ મોક્ષ થાય છે, બીજા કોઈ પ્રકારે થતો નથી;' અને તે પણ મનુષ્યશરીરથી જ પમાય છે. એમ શાસ્ત્ર કહે છે અને આ ઉત્તમ નરદેહ આપણે પામ્યા છીએ, તો પ્રથમથી જ બનતી કાળજીથી સત્સંગ સેવી, જ્ઞાન મેળવી બ્રહ્માત્મૈક્યના અનુભવરૂપ અમૃત પી લઈ મુક્ત થવું જોઈએ; છતાં વિષયના મોહથી સ્ત્રી, પુત્ર, ધન અને ધામમાં અહંમમત્વ કરી, ફસાયા રહી, તે દ્વારા અનેક આધિ–વ્યાધિનાં કષ્ટો સહન કરી, રડી–રવડી–પસ્તાઈને વૈરાગ્ય પામી અંતે સત્સંગ શોધવા જવું અને તેમાં જ આયુષ પૂરું થતાં શરીર છૂટે, ત્યારે બીજા જન્મો ધરી તેમાં પણ તરેહવારનાં દુઃખથી રિબાઈ પાછળથી કર્તવ્ય યાદ કરવું, તેના કરતાં તો આ દેહે જ બાળપણથી અથવા ચેત્યા તે ક્ષણથી જ તે કર્તવ્યમાં લાગી જવું, એ જ સુજ્ઞ મનુષ્યનું ભૂષણ છે; ગમે ત્યારે અથવા ગમે તેટલા જન્મને અંતે પણ સત્સંગ સેવી જ્ઞાન મેળવ્યા વિના તો છૂટકો જ નથી; તે વિના મોક્ષ મળવો અશક્ય જ છે, તો પહેલેથી જ સમજીને શા માટે તેમ ન કરવું?

એક વખતે મહાયાત્રાનો મેળો ભરાયેલો, ત્યાં મુખ્ય મંદિરમાં જવા એક પિતા પોતાના ત્રણ પુત્રોને લઈ ગયો. મોટો પુત્ર પાછળ ચાલતો હતો, તેથી તે ધક્કા ખાતો હતો, અથડાતો હતો અને વખતે વિખૂટો પણ પડી જતો હતો. બીજો તેનાથી નાનો (વચલો) હતો, તે બાપની આંગળીએ વળગી ચાલતો હતો. ત્રીજો નાનો હતો, તેને તો બાપે ખાંધ પર બેસાડ્યો

હતો; તેમાં આંગળીએ વળગાડેલાને કંઈકંઈ ધક્કા લાગતા હતા, પણ તેણે આંગળી પકડી રાખેલી હતી, તેથી તે છૂટો પડતો ન હતો. છેક નાના બાળકને તો ધક્કોમુક્કો કંઈ પણ ખાવાનો ન હતો; તે તો સુખેથી જોતોજોતો પિતાની ખાંધ પર બેસી ઇષ્ટ સ્થાને પહોંચ્યો હતો. તેમ ઈશ્વર એ પિતા છે; તે પ્રથમ થયેલા મોટા પુત્ર કર્મકાંડીને પાછળ ચલાવે છે; તે કર્તૃત્વ–ભોક્તૃત્વ વાળી બુદ્ધિને લીધે કર્મ કરીકરી ધક્કામુક્કા ખાતો, અથડાતો, કુટાતો પાછળ આવે છે. તે ભૂલો પણ પડે છે અને માંડમાંડ ઈશ્વરને શોધી કાઢી દોડતો પાછો આવી મળે છે. વચલો ઉપાસક ઈશ્વરને વળગીને ચાલે છે; તેને થોડાં વિક્ષેપ તથા આવરણરૂપ ધક્કા લાગે છે ખરા; પણ અડગ રહી, હાથમાં મનનું બળ રાખી, ઈશ્વરરૂપ પિતાને છોડતો જ નથી; તેથી તે ભેળો જ પહોંચે છે; જો કે તેને જ્ઞાન તો છેક છેવટે થાય છે; કર્મ, ઉપાસના, શ્રવણ, મનન વગેરે સાધન પામ્યા પછી જ પ્રકટે છે. પણ ઈશ્વરનો સૌથી નાનો પુત્ર તે જ્ઞાની છે; તે તો પિતા-પ્રભુની ખાંધ ઉપર નિર્ભયપણે બેસી પોતાના સ્થાને પહોંચે છે. ગીતામાં પ્રભુ કહે છે: '**ज्ञानीत्वात्मैव मे मतं।** જ્ઞાની તો મારો આત્મા જ છે, એમ હું માનું છું;' કેમ કે તે છેક નાનો બાળક છે ને નાના છોકરા પર માબાપની વધારે કૃપા અને પ્રેમ હોય છે, એ સ્વાભાવિક છે; જગતમાં પણ તે દેખાય છે, મનાય છે, અને કહેવાય છે જ.

પ્રભુ શ્રીરામ સત્સુખસ્વરૂપ છે. લક્ષ્મણ પુરુષાર્થરૂપ છે; તમારામાં સત્સુખરૂપ, ચિદાત્મા, જ્ઞાનમય જે આત્મા છે, તે જ શ્રીરામ છે. લક્ષ્મણે ૧૨ વર્ષ સુધી અન્ન છોડી પરસ્ત્રીનું મુખ પણ ન જોવું એવી ભારે પ્રતિજ્ઞા કરી કઠિન પુરુષાર્થ કર્યો હતો, તેવો લક્ષ્મણ તમારામાં કોણ છે? પુરુષાર્થ એ જ લક્ષ્મણ છે.

ક્રોધરહિત થઈ સમભાવે શાંતિ રાખવાની બુદ્ધિ એ જ તમારામાં સીતા છે. સંતોષ ભરતરૂપ છે. પાપ તથા કામ, ક્રોધ, લોભાદિ શત્રુઓને હણનાર જે ઉત્તમ વિચાર તે જ તમારામાં શત્રુઘ્ન છે. બુદ્ધિરૂપી જાનકી સુખરૂપ રામ સાથે રહેનારી છે; છતાં જ્યારે તેને તે ભૂલી, ત્યારે અહંકારરૂપ રાવણ તે બુદ્ધિરૂપ જાનકીને હરી ગયો. કુંભકર્ણરૂપ ક્રોધ જાગે છે, ત્યારે એકદમ સંહાર કરી મૂકે છે. કામ એ મેઘનાદ-ઇંદ્રજીતરૂપ છે; તે જાગે છે-પ્રવર્તે છે, ત્યારે બધી ઇંદ્રિયોને જીતી લે છે. મન એ વિભીષણ છે; તે અહંકારરૂપ રાવણને બહુ સમજાવે છે; પણ તે માનતો નથી, ત્યારે કુળનો નાશ થાય છે. પરમાર્થ એ હનુમાનજી છે; સત્સંગ એ સુગ્રીવ છે; કુસંગ એ વાલી છે; તે કુસંગની સામે રહી લડી શકાતું નથી; માટે છુપાઈને તાડ ભેદી વાલિ-કુસંગને શ્રીરામે હણ્યો. અંગદ એ વૈરાગ્ય છે. જેમ અંગદે સમુદ્ર ઉપર ત્રણ પ્રકારે (પથરા, પર્વતો વગેરેને રા+મ અક્ષરથી જોડી દઈ) પૂલ બાંધ્યો હતો, તેમ સંસાર-સમુદ્ર તરવાને વૈરાગ્યપૂર્વક કર્મોપાસના, જ્ઞાનકાંડરૂપ સાધનોને પૂલરૂપે કરવાં પડે છે. પછી અહંકારરૂપ રાવણ મરે છે, ત્યારે બુદ્ધિ (સીતા) રામ ભેળી થાય છે.

કોઈ વેળા કોઈ પ્રતાપી મહાત્માનું એક જ વચન સાંભળતાં કોઈને તીવ્ર વૈરાગ્ય થઈ ગયો, તો જાણવું કે એ તેનો એક જ જન્મનો અભ્યાસ નથી, પણ અનેક જન્મોનો છે; તેથી એ નિમિત્તે એકદમ તે સ્ફુરી આવ્યો. એ નક્કી છે, કે પૂર્ણ, દૃઢ વૈરાગ્ય વગર ખરા ભક્તિમાર્ગની પ્રાપ્તિ થતી નથી. સંત-મહાત્માની વાણી સાંભળવાના પ્રતાપ કે બળથી તત્કાળ તો ઘણાની વૃત્તિ સ્થિર થાય છે, પણ તે લાંબો કાળ રહેતી નથી; માટે સંસારના માયિક પ્રાણી-પદાર્થમાંથી મોહને થોડેથોડે

(દોષદૃષ્ટિપૂર્વક) હઠાવી વૈરાગ્યને દૃઢ કરી તેને સ્થિર કરવો.

ભક્તિ અને જ્ઞાન એ બીજું કશું નથી; પણ ચિત્તની માત્ર એક જાતની વૃત્તિ જ છે. અમુક ભાવનાનું નામ ભક્તિ છે. તે કોઈને પ્રત્યક્ષ થતી નથી, મન પણ કોઈને પ્રત્યક્ષ થતું નથી, તો શી રીતે જાણવું કે, ભક્તિ પ્રાપ્ત થઈ? તે માટે શાંડિલ્ય મુનિએ દશ પ્રકારનાં ચિહ્ન કહ્યાં છે. તે બધાં કદાચ બની શકે નહિ, તો પણ એક તો મેળવવું જોઈએ; અને તેમાંનું એકાદ પણ મળે, તો જાણવું કે હું પ્રભુનો ભક્ત છું; અથવા અમુક કોઈ પ્રભુનો ભક્ત છે. તે દશ ચિહ્નમાં 'સન્માન' છે. '**अतिपरिचयादवज्ञा संततगमनान्निरादरो भवति**। ઘણા પરિચયથી અપમાન થાય છે અને નિરંતર અવરજવર રાખવાથી અનાદર થાય છે, એ વાક્યથી ઊલટું જ શ્રીકૃષ્ણ જ્યારેજ્યારે વારંવાર આવજા કરતા, ત્યારે અર્જુન સપ્રેમ ઊભો થઈ સન્માન આપી આદર અને પ્રણામ કરતો, પગ ધોતો અને અર્ઘ્ય આપી આસન ઉપર બેસાડી કુશળ પ્રશ્ન કરતો. બીજાં પણ ચિહ્નો બહુમાન, ભક્તિ, પ્રીતિ, વિરહ, ઇતર વિચિકિત્સા, મહિમ્નખ્યાતિ, તદર્થપ્રાણસ્થિતિ વગેરે છે. સંધ્યા પ્રાણાયામ, સંયમાદિ, કરતાં, માળા ફેરવતાં કે ધ્યાન, ધારણા, સમાધિ, સ્મરણ, જપ, વગેરે કલ્યાણકારી ક્રિયાઓ કરતી વેળા મન સ્થિર નહિ રહેતાં, ગમે ત્યાં નીકળી જઈ ભમે છે; તેનું કારણ શું છે?

આ પ્રશ્નના ઉત્તરમાં જણાવવાનું કે પવન જો ન આવે તો દીવો ડગમગતો કે ડોલતો નથી, પણ સ્થિર રહે છે. તેમ રાજસ–તામસ સંસ્કાર અથવા બીજા સાત્ત્વિક સંસ્કારથી થતા સંકલ્પવિકલ્પરૂપ પવનને નહિ આવવા દો (એટલે સંસ્કારથી થતા સ્ફુરણને રોકો), તો મનની વૃત્તિ સ્થિર રહેશે જ.

જ્યાં બધે દશે દિશામાં ઉપરનીચે પાણી જ હોય છે, એવા મહાસમુદ્રમાં પણ પવનના યોગે લહેરો આવે છે, મોજાં થાય છે અને પરપોટા થયા કરે છે; પણ તે લહેર-મોજાં-પરપોટા વગેરે બીજું કશું નથી, માત્ર જળ-પાણી જ છે. કંઠી, કડાં, સાંકળાં, વીંટી, વેઢ વગેરે અનેક નામરૂપની કલ્પનાવાળા અલંકારો છે; તે બધા ઘાટ માયિક-કલ્પિત નામરૂપવાળા મિથ્યા-અનિત્ય છે; તે (નામરૂપ)નો ત્યાગ કરતાં સુવર્ણ જ છે. તે અસ્તિ-ભાતિ-પ્રિયરૂપે અથવા સત્-ચિત્આનંદરૂપે નિત્ય છે. જેમ અનેક નામરૂપવાળા અલંકાર (આકૃતિ) ને ચોકસી અને સોની લોક અલંકારરૂપે જોતા નથી, પણ સુવર્ણરૂપે જ જુએ છે, તેમ જ્ઞાની એ ચોકસી છે. તેની દૃષ્ટિમાં અનેક નામરૂપવાળું આ ભ્રાંતિજન્ય દેહ-દૃશ્ય વગેરે રૂપ જગત, કેવળ સચ્ચિદાનંદ બ્રહ્મરૂપ જ છે; તેથી તેવા મહાત્માની દૃષ્ટિએ તે સંસ્કારજન્ય સ્ફુરણ અથવા સંકલ્પ-વિકલ્પો સંકલ્પરૂપે જણાતા નથી; પણ કેવલ જ્ઞાનઘન આત્મતત્ત્વ જ (સુવર્ણ પેઠે) જણાય છે; એવી દિવ્યદૃષ્ટિ પ્રાપ્ત કરવા યોગપૂર્વકનું જ્ઞાન એ જ વધારે સુખદાયી છે. કેમ કે યોગવૃત્તિને અંતર્મુખ કરે છેઃ '**योगश्चित्तवृत्तिनिरोधः।** યોગ એટલે ચિત્તની વૃત્તિઓને રોકવી-વશ કરવી;' એમ વૃત્તિ અંતર્મુખ થઈ એટલે જ્ઞાન થાય છે; અર્થાત્ અજ્ઞાનરૂપ આવરણ ખસી જતાં, '**अहमस्मि।** હું છું' અને તે કેવો છું, કે સત્રૂપ, ચિદ્ (જ્ઞાન-પ્રાપ્તિ માત્ર) રૂપ અને આનંદરૂપ છું, એમ સમજાય છે.

ભગવાન શ્રીકૃષ્ણ ગીતામાં કહે છેઃ '**ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति।** હે અર્જુન! સર્વ પ્રાણીઓના હૃદયપ્રદેશમાં ઈશ્વર રહે છે.' એટલે તેનો સાક્ષાત્કાર કરવા વર્ણ અને આશ્રમના ધર્મ સપ્રેમ શ્રદ્ધાથી બરાબર પાળી, શ્રીહરિ, સદ્-

ગુરુ–સંત, માતપિતા, શિષ્ટ પૂજ્ય જનો, અતિથિ–અભ્યાગત તથા મહાત્માઓની સપ્રેમ સેવા તથા સમાગમ કરી શાસ્ત્રીય નિષ્કામ કર્મ કરવાં, જેથી પાપકર્મ નાશ પામશે, ચિત્ત શુદ્ધ થશે અને જ્ઞાન થશે જ. કહ્યું છે: '**ज्ञानमुत्पद्यते पुंसां क्षयात्पापस्य कर्मणः।** પાપકર્મનો ક્ષય થતાં મનુષ્યોને જ્ઞાન ઊપજે છે.' દેહાદિમાં ભ્રાંતિથી જે અહં–મમત્વ બુદ્ધિ થઈ છે, તે ભ્રાંતિ દૂર થતાં હું દેહાદિથી જુદો જ અસંગ અને જ્ઞાનરૂપ સાક્ષી છું, એમ સમજાતાં દેહાભિમાન ગળી જશે અને આત્મ-તત્ત્વનું ભાન થશે. પછી જેમ બધો જળમય પૂર્ણ મહાસાગર જ છે, તેમાં લહેર–તરંગાદિ કેવળ જળ જ છે; એવું સંપૂર્ણ જળનું જ્ઞાન હોય છે, તેમ દશ્ય–અદશ્ય બધું કેવળ કલ્પનારૂપ હોઈ સત્–ચિદેકરસ આનંદઘન બ્રહ્મ જ છે, એમ સમજાશે. કહ્યું છે: '**देहाभिमाने गलिते विज्ञाते परमात्मनि। यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः॥** દેહાભિમાન ગળી જતાં, અને પરમાત્માનું જ્ઞાન થતાં, (બધું હરિમય–બ્રહ્મરૂપ જણાતાં) જ્યાંજ્યાં મન જાય છે, ત્યાં-ત્યાં સમાધિ જ થાય છે;' અર્થાત્ મન જ્યાં જાય, ત્યાં પરમાત્મા જ છે, એમ અનુભવાય છે.

**लयविक्षेपयोः संधौ तत्रोन्मेषं निरामिषं। स संधिः साधितो येन स मुक्तो नाऽत्र संशयः॥** અર્થાત્ વૃત્તિનો લય અને ઉદય, એ બેની સંધિમાં એટલે એક વૃત્તિ પદાર્થાકાર થતાં બીજી વૃત્તિનો ઉદય થતાં તેની સંધિમાં એટલે મધ્યમાં જ્યાં વૃત્તિ નિરિચ્છ, નિઃસંકલ્પ, માનસિક વિચારશૂન્ય હોય છે, ત્યાં હું છું કે નહિ, તે તપાસાશે, તો 'હું' જ જ્ઞાનમય તત્ત્વ છું એવું ભાન થશે; તે જ 'હું' બધે વ્યાપી રહેલું તત્ત્વ છું એમ જાણવું. અહંનો વાચ્યાર્થ જીવ છે; તેનો ત્યાગ કરી લક્ષ્યાર્થ જોવો. જેમ બાળકને બિવડાવવાને કોઈ બોલે છે, કે

'આવે। આવ્યે।' તેથી બાળક ભય પામે છે, તેમ વેદ, શાસ્ત્રો, પુરાણે। વગેરે ભય પમાડનારાં અનેક ભયાનક વાકયે। કહી ભય પમાડે છે; તેથી તમારે ચમકવું કે ડરવું ન જોઈએ. જો તમારે મુક્ત થવાની જ ઇચ્છા હોય, તો એકાંતમાં જઈ બેસો અને વાણી તથા માનસિક વિચાર કર્યા પછી જુએ।, કે 'હું છું કે નહિ.' જો 'હું છું' એમ નિશ્ચય થાય, તો જાણજો, કે 'તે જ તું બ્રહ્મ છે, તે જ તું અનંત બ્રહ્માંડને। આધાર છે.' લાકડામાં રહેલે। અગ્નિ સામાન્ય (વ્યાપક) છે; તે વિશેષ રૂપે પ્રકટ થાય, ત્યારે લાકડાને બાળી નાંખે છે. '**अहमस्मि**।–હું છું, એવું સામાન્ય જ્ઞાન છે, તે '**अहं ब्रह्मास्मि**। 'હું બ્રહ્મ છું' એવા વિશેષ રૂપે પ્રકટે છે, ત્યારે બ્રહ્માંડને બાળી નાખે છે; એટલે મિથ્યા દર્શાવે છે; અથવા અજ્ઞાનરૂપ લાકડાંને બાળી નાંખે છે. એક મહાત્માએ કહ્યું છે:—

કહત કઠિન, સમુઝત કઠિન, સાધન કઠિન વિવેક;
હોઈ ઘુણાક્ષર, ન્યાય જ્યાં, પુનિ પ્રત્યૂહ અનેક.

અર્થાત્ એ જ્ઞાન કહેવું કઠિન છે, સમજવું કઠિન છે; તેનાં સાધન કઠણ છે અને નિત્યાનિત્યને। વિવેક પણ કઠણ છે. શાહીમાં અક્ષર દેખાતા નથી, પણ બધા અક્ષર, શબ્દ, વાકયે। તો શાહીમાં જ છે; ઘુણ નામને। જીવડે। લાકડાંમાં ફરે છે, ત્યારે તેમાં તેના ફરવાથી અક્ષર પડે છે; તે ખરું જોતાં કાંઈ જ નથી, ફક્ત લાકડું જ છે; છતાં તેમાં **क**, **ख**, **ग**, **घ** વગેરે અક્ષરની કલ્પના કરાય છે; તેમ જગત કેવળ કલ્પનારૂપ હોઈ મનોમય છે; ખરું જોતાં તે કાંઈજ નથી. તેનું મૂળ તપાસો, તો સચ્ચિદાનંદ ઘન બ્રહ્મ જ સ્વયંપ્રકાશ સિદ્ધ હોઈ જગતના અધિષ્ઠાનરૂપે છે; તેમાં જગત અધ્યસ્ત (કલ્પિત–મનોમય) છે.

જીવન્મુક્તિનાં લક્ષણોઃ—

लोकानुवर्तनं त्यक्त्वा त्यक्त्वा देहानुवर्तनं ॥ शास्त्रानुवर्तनं त्यक्त्वा स्वाध्यासापनयं कुरु ॥१॥ वेदांतसिद्धांतनियुक्तिरेषा ब्रह्मैव जीवः सकलं जगच्च ॥ अखंडरूपस्थितिरेव मोक्षो ब्रह्माद्वितीये श्रुतयः प्रमाणम् ॥२॥ ब्रह्मानंदरसस्वादासक्तचित्ततया यतेः॥ अंतर्बहिरविज्ञानं जीवन्मुक्तस्य लक्षणम् ॥३॥ निरस्तरागा विनिरस्तभोगाः शांताः सुदान्ता यतयो महान्तः ॥ विज्ञाय तत्त्वं परमं तदन्ते प्राप्ताः परां निर्वृतिमात्मयोगात् ॥४॥ લોકાનુસરણ, દેહાનુસરણ તથા શાસ્ત્રાનુસરણ છોડી આત્મા ઉપરના તે અધ્યાસ (ભ્રમ)નો તું ત્યાગ કર.[1] વેદાંતના સિદ્ધાંતનું આજ સ્પષ્ટીકરણ છે, કે જીવ તથા બધું જગત બ્રહ્મ છે; અખંડ સ્વરૂપે સ્થિતિ કરવી, તેજ મોક્ષ છે અને બ્રહ્મ અદ્વિતીય છે; તેમાં શ્રુતિઓ પ્રમાણરૂપ છે.[2] બ્રહ્માનંદના રસનો સ્વાદ લેવામાં સંયમી–જ્ઞાનીનું ચિત્ત આસક્ત થાય છે, તેથી તેને અંદરનું કે બહારનું ભાન રહેતું નથી; આજ જીવન્મુક્તનું લક્ષણ છે.[3] મહાસંયમી જ્ઞાનીઓ રાગરહિત થઈ ભોગો છોડે છે, અને શાંત તથા જિતેન્દ્રિય હોય છે; તેથી તેઓ પરબ્રહ્મમાંજ તત્ત્વવસ્તુ જાણી છેવટે શરીર છૂટી જતાં આત્મા સાથે જોડાઈ જવાથી પરમ નિર્વાણ–મોક્ષ પામે છે.[4] મોક્ષના ચાર દ્વારપાળ છેઃ શમ, વિચાર, સંતોષ અને સત્સંગ. શાંતિનાં ચાર સ્થાન છેઃ નિર્વાણ, નિરહંકાર, વાસનાત્યાગ અને ઉપશમ. હવે જીવન્મુક્તનો મિત્ર કોણ હોય છે, તે વિચારીએઃ—

अज्ञानसर्पदंष्टस्य ब्रह्मज्ञानौषधं विना ॥ किमु वेदैश्च शास्त्रैश्च किमु मंत्रैः किमौषधैः ॥१॥ नास्त्रैर्न शस्त्रैरनिलेन वह्निना छेत्तुं न शक्यो न च कर्मकोटिभिः ॥ विवेकविज्ञानमहासिना विना धातुः प्रसादेन शितेन पाशकः ॥२॥ अहं-

**कारग्रहान्मुक्तः स्वरूपमुपपद्यते ॥ चंद्रवद्विमलः पूर्णः सदानंदः स्वयंप्रभः ॥३॥ दुर्लभो विषयत्यागो दुर्लभं तत्त्वदर्शनं ॥ दुर्लभा सहजावस्था सद्गुरोः करुणां विना ॥४॥ योगस्य प्रथमद्वारं वाङ्निरोधोऽपरिग्रहः ॥ निराशा च निरीहा च नित्यमेकांतशीलता ॥५॥ वदन्तु शास्त्राणि यजंतु देवान् कुर्वन्तु कर्माणि भजन्तु देवताः॥ आत्मैक्यबोधेन विनापि मुक्तिर्न सिध्यति ब्रह्मशतांतरेऽपि ॥६॥ चित्तस्य शुद्धये कर्म, न तु वस्तूपलब्धये॥ वस्तुसिद्धिर्विचारेण न किंचित् कर्मकोटिभिः॥७॥**

અજ્ઞાનરૂપ સર્પ જેને કરડ્યો છે, એવા પ્રાણીને (બચવા) બ્રહ્મજ્ઞાનરૂપ ઔષધ વિના વેદો, શાસ્ત્રો, મંત્રો કે ઔષધોથી શું વળવાનું છે? [૧] સંસારરૂપ બંધન, વિવેકપૂર્વકના અનુભવજ્ઞાન-રૂપી મહાતીક્ષ્ણ તરવાર વિના, બીજાં અસ્ત્રોથી, શસ્ત્રોથી, વાયુ-થી, અગ્નિથી કે કરોડો કર્મોથી કાપી શકાતું નથીઃ આ વિવેકપૂર્વકનું અનુભવજ્ઞાન પરમેશ્વરની કૃપાથી પ્રાપ્ત થાય છે. [૨] આત્મા અહંકારની પકડમાંથી છૂટી પોતાનું મૂળ સ્વરૂપ પામે છે, ત્યારે ચંદ્ર જેવો નિર્મળ, પૂર્ણ, સદા આનંદસ્વરૂપ તથા સ્વયંપ્રકાશ અનુભવાય છે. [૩] સદ્ગુરુની દયા વિના વિષય છૂટવા મુશ્કેલ છે, તત્ત્વનું દર્શન દુર્લભ છે અને સહજ આત્મસ્થિતિ પણ દુર્લભ છે. [૪] યોગનું પહેલું દ્વાર વાણીનો કાબૂ છે, બીજું દ્વાર અપરિગ્રહ છે, ત્રીજું દ્વાર નિરાશા છે, ચોથું દ્વાર નિઃસ્પૃહપણું છે અને પાંચમું દ્વાર એકાંતસેવન છે. [૫] શાસ્ત્રો ભલે બોલે, દેવોને ભલે પૂજે, કર્મો ભલે કરે, દેવોને ભલે ભજે; પણ કેવળ આત્માના જ્ઞાન વિના સેંકડો બ્રહ્માઓ વીતી જાય તોપણ મુક્તિ સિદ્ધ થતી નથી. [૬] કર્મો ચિત્તની શુદ્ધિ માટે કરવાનાં છે, વસ્તુ મેળવવા માટે કરવાનાં નથી; વસ્તુની પ્રાપ્તિ તો આત્માનો વિચાર કરવાથી જ થાય છે; કરોડો કર્મો કર્યા કરવાથી કંઈ વળતું નથી. [૭]

લાકડાંનો ભારો લઈ છ માઈલથી વેચવા આવેલા એક માણસને શહેરમાં કોઈ શેઠે કિંમત પૂછી, ત્યારે થાકથી હાંફી રહેલા તેણે જવાબ દીધો, કે 'ચાર આના લઈશ.' શેઠે તે કબૂલ કરી ભારો નાંખી દેવા કહ્યું; તેથી તરત તેણે તે ધબ લઈને નાખ્યો. માથા ઉપરથી ભાર ઊતરતાં 'હાશ' કરવા લાગ્યો, તેને શાંતિનું ભાન થયું. તાત્પર્ય કે, કર્તૃત્વ–ભોક્તૃત્વનાં અભિમાન-રૂપ ભારને માથે ઉપાડી અનેક જન્માંતરોથી આપણે ભટકતા આવીએ છીએ; તે ભાર ફેંકી દઈએ, તો નિરુપાધિ–હલકા અસંગ બની જઈએ; ત્યારે જ શાંતિ થશે; પરંતુ ભાઈઓ! તે કઠિયારાનું મગજ તો બેચાર કલાકની મજૂરીમાં થાકી ગયું અને ભાર નાખી દેતાં હલકો ફૂલ જેવો પોતે થયો; પણ આપણે તો બહુ જબરા છીએ, કે અનેક જન્મોથી કર્મનાં કર્તૃત્વાદિનો ભાર ઉપાડતા જ આવ્યા છીએ અને ચાલુ જન્મમાં પણ જન્મથી માંડીને જ ઉપાડી રહ્યા છીએ; છતાં આ સંસારના ભારથી થાકતા જ નથી!

'अतिपरिचयादवज्ञा संततगमनात् निरादरो भवति।
मलये भिल्लपुरंध्री चंदनतरुकाष्टमिंधनं कुरुते॥

અતિ પરિચયથી અવજ્ઞા થાય છે અને રોજ કોઈને ઘેર જવાથી અનાદર થાય છે; જેમ મલયાચલ પર્વત પર ચંદનનાં કાષ્ટ (ઘણાં થાય છે તેથી તે)ને ભીલ લોકોની સ્ત્રી (બાળવાનાં) લાકડાં કરે છે–બાળવામાં જ વાપરે છે.' છતાં આપણે તો એવા બહાદુર છીએ, કે તે વાતને પણ ખોટી પાડી ઊલટું જ કરીએ છીએ. આ સંસાર સાથે આપણને અતિ ગાઢો પરિચય અનેક જન્મોથી થયો જ છે અને આપણે અનેક હજારો વાર જન્મ લઈ આવ્યા જ કરીએ છીએ; છતાં આપણને એનો અભાવ, અવજ્ઞા કે કંટાળો થતો જ નથી, એ શું આપણી

જેવીતેવી બહાદુરી છે? ધન્ય છે! પરંતુ જો હવે ભવાટવિભ્રમણથી આપણે થાકેલા કે કંટાળેલા હોઈએ, તો હે મુમુક્ષુઓ! એવી રીતે ભલે ઉલટાવી નાખીએ; અવળે માર્ગે જવાનું છોડી જ્ઞાનરૂપ સન્માર્ગે જવાની ઊલટી રીત ભલે કરીએ; અર્થાત્ જ્યાં અતિ પરિચયથી ઊલટો પ્રેમ વધે છે અને 'આવો–આવો' થતું હતું, ત્યાં (રોજ જવાથી) છેવટે એટલી બધી ઐક્યતા વધી જાય છે, કે અભેદભાવ થઈ જાય છે, ત્યારે અનુભવાય છે, કે 'આ તો બધું હું જ છું, બીજું કંઈજ નથી.' 'આવો' ગયું અને એક જ છીએ–ભેદ નથી, તેવું ભાન થતાં ભાવ ઘણો જ વધી ગયો, તેથી તન્મય થવાય છે. આમ પરમાત્મા ઉપર અતિ પ્રેમથી વારંવાર વૃત્તિ અંતરમુખ થતાં–આત્મસાક્ષાત્કારના જ અભ્યાસવાળી થતાં છેવટે 'હું પ્રભુનો' એમ મનાતું હતું, તે માન્યતા બદલાતાં પ્રભુની કૃપાપાત્ર થઈ પ્રભુને જ વશ થયેલા જોઈ કહે છે, કે પ્રભુ તો મારા છે; અને પરિણામે ભિન્ન ભાવ ઊડી જઈ પોતે જ શ્રીહરિરૂપ બને છે.

ભમરી એક કીડાને પોતાના દરમાં લાવી મૂકે છે અને એક ડંખ મારીને તરત ઊડી જાય છે. તે ડંખ એવો અસહ્ય હોય છે, કે જો માણસને તેવો ડંખ થયો હોય, તો ત્રાહિત્રાહિ પોકારવી પડે. તેવો એ ડંખ તુચ્છ બિચારા કીડા ઉપર પડે, ત્યારે તે શી રીતે સહન કરે? તેથી તે ડંખ લાગતાં જો તે મરી ગયો હોય, તો પાંચેક મિનિટ પછી ભમરી પાછી આવી તેને બહાર નાખી દે છે અને બીજો કીડો લાવી મૂકે છે. તેને ડંખ મારી ચાલી જઈ પાછી આવી તેને જીવતો જુએ, તો તરત બીજો ડંખ મારી ઊડી જાય છે અને તેથી એ કીડો 'ઓ આવી, અરે વળી મારશે' એવા ચિંતનપૂર્વક તેના ધ્યાનમાં ભમરી સ્વરૂપ બની

જાય છે. ત્રીજી વાર આવી ડંખ મારતાં તે કીડામાંથી બે પાંખ ફૂટે છે અને પછી તે ઊડી જાય છે. એ રીતે ભમરી જેવા સદ્‌ગુરુ જીવરૂપ કીડાને પ્રથમ ડંખ મારે છે; અર્થાત્ પાસે બેસાડી પ્રથમ તો એ જ ઉપદેશ કરે છે, કે આ જગત મિથ્યા-નાશવંત છે; અને તેને વિવેકવૈરાગ્ય આદિ સાધન કરવા કહે છે. તે વાત સાંભળતાં જ તે ભડકી ઊઠે છે અને હેં! એમ આશ્ચર્ય-ચકિત થઈ જાય છે. બીજો ચટકો એટલે ઉપદેશ આપે છે, કે 'તું આ સ્થૂલ–સૂક્ષ્માદિ શરીરસંઘાત નથી, તેથી એ તારો નથી, એ તો સર્વ ભ્રાંતિથી જ ભાસે છે.' એટલે તો તે મહાવિચારમાં ડૂબી જાય છે; અને પછી ત્રીજે ચટકે કહે છે, કે 'એ સર્વ દૃશ્યનો દ્રષ્ટા–સાક્ષી તું અસંગ બ્રહ્મરૂપ છું: 'तत् त्वम् असि। તે અનંત, સચ્ચિદાનંદ બ્રહ્મ તું છે.' ત્યારે તો છેક બદલાઈ જાય છે; જીવત્વ જતું રહી શિવ બની જાય છે અને નિર્ભય બની (ભમરી જેવા) ગુરુરૂપ થઈ ઊડી જાય છે; અર્થાત અભય પ્રાપ્ત કરી ચિદાકાશ બ્રહ્માનંદમાં મગ્ન બની વિચરે છે.

સ્લેટ ઉપર અથવા કાગળ પર ઘોડો ચીતર્યો અને ભૂંસી નાખ્યો, તે કયાં ગયો? એવું જ આ જગત છે. નામરૂપની કલ્પના મનમાં થઈ અને તે મનમાં જ ગઈ. જેમ તે ઘોડો કે અક્ષરો કશું ગયું નથી–દુનિયામાંથી ગયું નથી; માત્ર જણાતું હતું, તે વિલીન થયું. એ જ રીતે નામરૂપ ગયું અને અસ્તિ–ભાતિ આદિરૂપે તે છે જ; તે બ્રહ્મરૂપે થયેલો આત્મા બધે બ્રહ્મ જ જુએ છે. જીવ તથા બ્રહ્મનો ખરી રીતે જો અભેદ ન હોત, તો મુક્તિનો સંભવ જ ન હતો. સુવર્ણના મોટા ગઠ્ઠામાં બે તોલા ચાંદી કે તાંબું ભળે, તો રસરૂપે એકતાનો સંભવ ખરો, પણ તે મૂળ સ્થિતિ ઉતારી પાડે છે–કસ નબળો પડે છે–કિંમત ઘટે છે.

પુરાણોમાં રુચિ ઉપજાવનારાં અનેક વાકયોથી દૃષ્ટાંતો આપી

મનુષ્યોને ભક્તિમાં દોરવ્યા છે. લોકોની રુચિ સંસારનાં સ્ત્રી, પુત્ર, ધન, ધરા, ધામમાં હોવાથી તે મળવાની રુચિ ઉપજાવી, ભગવત્સેવા, કર્મોપાસના, યજ્ઞ, દાનાદિમાં પ્રવૃત્તિ કરાવી છે; કેમ કે સંસારના વિષયોની રુચિ તો હોય જ છે; તે છોડવાનું કહેવાથી કોઈ છોડે નહિ; તેથી તેને કાયમ રાખી કહ્યું, કે 'સત્યનારાયણની પૂજાકથા કરવાથી સ્ત્રી, ધન, પુત્રાદિ મળશે વગેરે.' અમુકઅમુક દેવની ઉપાસના યથારુચિ કરવી, એમ કહેતાં પુરાણનાં રુચિકર વાક્યો પોતપોતાની કક્ષામાં બરાબર યોગ્ય છે. પણ વેદાંતનાં મહાવાક્યો તો આપ્તવાક્યો છે; તેને તો વાઘ, સિંહ જેવા શૂરા મુમુક્ષુઓ જ સાંભળી શકે; બકરાં, બિલાડાં, હરણાં જેવાં પ્રાણીઓ તો તેની ગર્જના સાંભળતાં જ ભડકી નાસી જાય છે. આપ્તવાક્ય એટલે રુચિ ઉપજાવનારાં બનાવટી નહિ એવાં મહાવાક્યોઃ જેવાં કે '**सत्यं वद, धर्मं चर, सत्यं ज्ञानमनंतं ब्रह्म, प्रज्ञानमानंदं ब्रह्म. अयमात्मा ब्रह्म, अहं ब्रह्मास्मि, तत्त्वमसि, सोऽहं हंसः, शिवोऽहं**' વગેરે વાક્યો અતિશય સત્ય અને સ્પષ્ટ અર્થ કહી દે છે. તે સિંહની ગર્જના જેવાં છે; તેને પામર–વિષયી લોકોરૂપી મૃગલાં કે બકરાં સાંભળી શકતાં નથી; તેઓ તો એને સાંભળતાં જ ભડકીને નાસભાગ કરે છે. એ આપ્તવાક્યમાં કોઈએ કશું ઉમેરવાનું જ નથી.

નામરૂપવાળાં ઘાટ, કંઠી, કડાં, વીંટી, વેઢ, એરિંગ વગેરેમાં ક્ષાર નાખી, તેને કુલડીમાં નાખી, અગ્નિમાં ખૂબ ધમધમાવી મૂકી જેમ ગાળી નાખે છે, તેમ સત્સંગરૂપ કુલડીમાં જીવ તથા બ્રહ્મની એકતાનો સાક્ષાત્કાર થઈ શકે છે; કારણ કે ત્યાં જ્ઞાનરૂપ અગ્નિ ખૂબ પ્રકટ થતાં શુદ્ધ સુવર્ણરૂપ બ્રહ્મ અનુભવાય છે. તેમાં પ્રથમ ઈશ્વરરૂપ ગુરુઆરાધનારૂપી ક્ષાર પડે છે. જ્યાં સુધી જ્ઞાનાગ્નિનો સખત તાપ લાગે નહિ, ત્યાં સુધી રસ

બને નહિ; પણ જ્ઞાનાગ્નિ ખૂબ પ્રજ્વલિત થતાં નામરૂપવાળા ઘાટ સમાઈ જઈ શુદ્ધ સુવર્ણરૂપ બ્રહ્મ જ પ્રકટે છે; અર્થાત્ જગતરૂપ ભ્રાંતિ દૂર થતાં બ્રહ્મ જ અનુભવાય છે. મોતીનો ચારો ચરવા હંસ આવે છે; તે મોતી ખાય છે, ત્યારે તેને દસ્ત થતો નથી, પણ મોતી તદાકારતા પામી હંસની પાંખોમાં શ્વેત પ્રકાશરૂપે પચી જાય છે; એજ પ્રમાણે જીવરૂપ મોતી, સંતરૂપ હંસને શરણે જતાં ગુરુનો અનુગ્રહ થતાં તદાકારતા પામે છે. માછલાં અને મોતી બન્ને સમુદ્રમાંજ થાય છે, તેમ પામર વિષયી જીવોરૂપી માછલાં અને અધિકારી, જિજ્ઞાસુ, જીવરૂપી મોતીઓ સંસારમાંજ જન્મે છે; છતાં માછલાં ક્ષુદ્ર છે અને મોતી મહાકિંમતી બને છે; માટે માછલાં ન બનશો; બનો તો કાલુ માછલી જેવા બનજો; કેમ કે કાલુમાં મોતી પાકે છે; તેમ અંતરમાં જ્ઞાનપ્રકાશવાળા થજો. હંસરૂપ સંતો કિનારે આવે છે, તે શરીરના ભોગી નથી; પણ મોતીનાજ ભોગી હોવાથી ખુશીથી તેને ચૂંટી લે છે. કાલુ માછલી પણ મહાજળમાં રહેતી નથી પણ કિનારે જ વસે છે; એ સંતરૂપી હંસો અધિકારીરૂપ મોતી લઈ પોતાના સ્વરૂપમાં મેળવે છે. જગત અને વિષય–વૈભવાદિ જે દેખાય છે, તે સત્ય પદાર્થ જ નથી; તો પછી તેના તરફ વૈરાગ્ય કેમ ન થવો જોઈએ? વૈરાગ્ય એ જ્ઞાનની પહેલી સ્થિતિ છે. એવી સ્થિતિવાળા પુરુષો આત્મરત બની પ્રારબ્ધ જોતા નથી, ને ભોગવતા પણ નથી; તેઓ તો અદ્ધર ઊડે છે; ઊડતા હંસ જેવા છે; તે સિવાયના બીજા જીવન્મુક્ત પુરુષો સાક્ષીપદે રહે છે. તેમને લોકના કલ્યાણાર્થે ઉપદેશ કરવો વગેરે પ્રવૃત્તિ રહે, પણ પેલા ઊડતા હંસ જેવા આરૂઢ યોગીને તો લોકકલ્યાણની ભાવના પણ રહેતી નથી; કેમ કે તેમની તો સર્વ ભાવનાઓ ડૂબી જ ગઈ હોય છે. એક

સ્થળે શંકરની સ્તુતિ કરી છે, ત્યાં કહ્યું છે, કે 'અચિંત્ય અવ્યક્ત સ્વરૂપમાં તમે રમમાણ છો' છતાં હજી લોકના કલ્યાણની ઇચ્છા તમને રહી છે? પણ લોકને શું કહેવાના છો? જ્ઞાનીને લોકૈષણા તો હોતી જ નથી; જ્ઞાની તો સ્તુતિ અને નિંદા બન્ને ફેંકી દઈ પોતાના કર્તવ્યમાં જ જોડાયલા રહે છે. તેમની દૃષ્ટિમાં જગત છે જ નહિ, તો કોના કલ્યાણ માટે શું કહે? તેઓ તો આત્મામાં જ રત અને સંલગ્ન રહે છે; છતાં જે જ્ઞાની મહાત્મા, દયાળુ સ્વભાવથી ઉપદેશ કરવા તત્પર થાય, તે અધિકારીને જ ઉપદેશ કરે છે; અને સભામાં ઉપદેશ કરે છે, તો એક, બે અમુક પાત્રને ઉદ્દેશીને જ કરે છે. વરસાદ વરસે છે, તે રાગદ્વેષરહિત થઈ બધે જ વરસે છે; પથરા, નદી, તળાવ, પહાડ, વન, શહેરો વગેરે બધે સ્થળે વરસે છે; તેમ સંતની વાણીરૂપ વૃષ્ટિ બધે સરખી વરસે છે. તેમાંથી સૌ પોતપોતાની યોગ્યતા પ્રમાણે ગ્રહણ કરી લે છે. અનધિકારીરૂપ ક્ષેત્રોમાં તે વચનોરૂપી બીયાં પડે છે, તો તે લાંબે કાળે અને અનુકૂળ સાધનસામગ્રી મળ્યા છતાં અંકુરિત થવા સંભવ જ રહેતો નથી. તમે ૫–૭ વરસની ઉંમરના હો, ત્યારે બાપની સાથે કાશી ગયા હો, તેની તમને કદાપિ ખબર ન રહે; પણ બાપ કહે, કે અમુક મણિકર્ણિકાના ઘાટે તને સ્નાન કરાવેલું, વિશ્વનાથને ચંદન, બિલ્વપુષ્પ તારે હાથે ચઢાવેલાં વગેરે કહેવા છતાં તે તમને યાદ ન આવે, તો પુખ્ત વયે તમે જાતે કાશી જાઓ, ત્યારે પૂર્વ સંસ્કાર સ્ફુરી આવતાં વગર શંકાએ બધું કહી–જાણી શકો છો; તેમ સત્સંગ કરતાં છેવટે અનુભવામૃતનો સ્વાદ લેવા તમે ભાગ્યશાળી બનો, ત્યારે તમે આત્મતત્ત્વના સુખનો સ્વાદ સમજી શકો છો.

અતિથિ–અભ્યાગતનો સત્કાર કરવો; અર્થાત્ સામાને માન

આપવું, એ જ જ્ઞાનીનું ભૂષણ છે. અર્જુન શ્રીહરિનો ભક્ત હતો, તેથી તે ભગવાનને ઘણો જ પ્રિય હતો; તેથી જ પ્રભુએ તેના સારથી બની ઘોડા હાંક્યા. તે ઉપરથી અર્જુનને 'પ્રિય ભક્ત હું જ છું' એવું અભિમાન થયું. એટલે તેનો ગર્વ ઉતારવા શ્રીકૃષ્ણે વેષ બદલી અર્જુન સાથે મુરધ્વજ રાજા પાસે આવી તેના પુત્રનું અર્ધું અંગ રાજારાણીના હાથે વહેરેલું માગ્યું; તે અતિ કઠિન માગણી પણ રાજારાણીએ કબૂલ રાખી અને પુત્રને બોલાવી વહેરવાનું કામ શરૂ કર્યું. તે જોઈ અર્જુન તો સ્તબ્ધ જ બની ગયો અને વિચારવા લાગ્યો, કે 'અહાહા! મારા જેવાથી પણ ન બની શકે એવો આ રાજા મારાથી ઘણો જ શ્રેષ્ઠ ભક્ત છે.' અર્જુનની તો મિત્રતારૂપ ભક્તિ હતી, પણ એ રાજાની તો આત્મનિવેદનરૂપ ભક્તિ હતી. જેમાં દેહ, પ્રાણ, પુત્રાદિ બધું જ અર્પેલું હોય છે. અર્જુન તો તે પ્રેમ, સત્કાર અને ઉદારતા જોઈ તરત દોડી રાજાને પગે પડ્યો અને પોકારી રહ્યો, કે 'ધન્ય, ધન્ય!' પ્રભુએ પ્રકટ થઈ રાજાને દર્શન આપ્યાં. પછી રાજાએ કહ્યું: 'હે પરમ ભક્તરાજ અર્જુન! તમે ખરા ભાગ્યશાળી છો, કારણ કે નિરંતર તમે પ્રભુ સાથે જ રહો છો; તમારી કૃપાથી જ મને તો આજે દર્શન થયાં છે.' ત્યારે અર્જુન ગળગળો થઈ બોલ્યો: 'હું તમારા આગળ કંઈ હિસાબમાં નથી; તમે તો પ્રભુને હૃદયમાં અથવા ચિત્તના પ્રત્યેક પરમાણુમાં વણી લીધા છે.'

એમ હૃદયનો પલટો કરતાં શીખો. જગતના વિચાર છોડી ૐકારસ્વરૂપ પરમાત્મામાં વૃત્તિને અતિશય રોકી રાખો. આપણા રોમેરોમમાં રામરસ ભરપૂર થવો જોઈએ; શરીરરૂપ વાદળમાં એ જ પાણી ભરેલું છે; તેના સ્વરૂપને જે જાણે છે, તે નીચોવી કાઢે છે. આપણાં શરીર, પ્રાણ, મન, બુદ્ધિ વગેરેમાં વ્યાપક

આત્મતત્ત્વરૂપી રસ છે, તેને ઇંદ્રિયાદિ સર્વ સંઘાતથી અસંગ તથા જુદો સાક્ષીસ્વરૂપ તથા જ્ઞાનરૂપે જાણવો જોઈએ.

શરીર મિથ્યા છે, તો જન્મમરણ પણ મિથ્યા જ છે; જન્મમરણની કેવળ ભ્રાંતિ જ થઈ છે, માટે તે મિથ્યા જ છે. નવીનવી વાસના બંધાઈ જન્મમરણનાં રૂપ ધરે છે. જૂની વાસનાનો નાશ કરતાં શીખો અને નવી વાસના વધારો નહિ. વાસનાઓનું મૂળ અજ્ઞાન છે; તે બળી જાય, તો અંકુર નીકળી વૃક્ષ થવાનો સંભવ જ ન રહે. સકામ જપતપાદિ કરવાથી તો વધારે અંકુરો નીકળે છે; તેથી નિષ્કામ ભાવે શાસ્ત્રોક્ત કર્તવ્ય કર્મ કરી, તેનાથી ચિત્તની શુદ્ધિ થતાં શ્રીહરિગુરુનું શરણ લેવાશે, ત્યારે શ્રીહરિકૃપાથી ગુરુરૂપે તે પોતે જ આવી હૃદય-મંદિરમાં જ્ઞાનદીપ પ્રકટાવશે, ત્યારે અજ્ઞાનરૂપ અંધારું શોધ્યું જડવાનું નથી.

હીરો પારખનાર ઝવેરીને પૂછો, કે તમે તેની શી રીતે કિંમત કરી? તો તે શું કહેશે વારુ? ભાઈ! એ તો આંખમાં જ કિંમત છે; એની આંખમાં કોઈ કાનૂન નથી; હીરાનાં પાણીની પરીક્ષા કરવાનું તેજ જેને બક્ષાયું હોય તે જ હીરાની પરીક્ષા કરે. એવા ઝવેરીના હાથમાં હીરો આવે, તો જ પરીક્ષા થાય; તેમ જ્ઞાનરૂપ હીરાને સંતરૂપ ઝવેરી મળે છે જ. સુવર્ણને કસોટી, હીરાને ઝવેરી તથા મોતીને હંસ જેમ મળે છે, તેમ જ્ઞાનીને સંત મળે છે.

પુત્ર થશે તો ઘડપણમાં સુખ આપશે, ચાકરી કરશે; દ્રવ્ય એકઠું કરીશું, તો સુખે સ્વતંત્ર રહીશું; એમ આ જન્મમાં જ તે તે ફળનો ઉપભોગ કરવા આપણે વિચારીએ છીએ; પણ બીજે જન્મે તે બધું કામ લાગશે, એમ માનતા નથી; તો મોક્ષ પણ મૂઆ પછી થશે, એમ શા માટે કહેવું? ધર્મ

અર્થ, કામ આ જન્મે જ લેવાનાં છે, તો મોક્ષ પણ આ જન્મ-માં જ મેળવી લો. અમુક ભાવનામાંથી મુક્ત થવું, તે જ મોક્ષ છે; જન્માંતરની કેદમાંથી જ છૂટી જવાનું છે; અહંરૂપ દોરડું અને મમતારૂપ ગાંઠથી તમે બંધાયેલા છો, તેમાંથી જ છૂટવું છે; તેને માટે આ મનુષ્યશરીર વગર બીજો ઉપાય નથી; માટે આ મનુષ્યશરીરની તક મળી છે, તો જીવન્મુક્ત થઈ જાઓ. તત્ત્વદર્શી અવધૂત મહાત્મા કેશવાનંદજી ઉપદેશે છે:-

'આતમમેં પરમાતમ દરશે, પરમાતમમેં જાંઈ;
વા ઝાંહીમેં એક ઝાંહી દરશે, કહત કબીર ગોસાંઈ.'

ગોસાઈ સંત કબીરજી કહે છે, કે આત્માનો સાક્ષાત્કાર અથવા આત્માનું દર્શન કરતાં તેમાં પરમાત્મા જ દેખાય છે; અર્થાત આત્મા જોતાં તે જ પરમાત્મા સમજાય છે. તે પરમાત્મા વિષે જાંઈ-ઝાંહી એટલે આ સંસારરૂપ જગત કે પ્રપંચની ઝાંખી થાય છે, તેમાં એક જ ઝાંખી દેખાય છે; અર્થાત્ પરમાત્મા-ની જ ઝાંખી, સત્-ચિદાનંદરૂપે અથવા અસ્તિભાતિ-પ્રિય વગેરે રૂપે દેખાય છે.

મહાત્મા અને સંત જગતને મિથ્યા જ જાણે છે અને જુએ છે; છતાં વારંવાર તે પ્રમાણે શા માટે કહે છે? એવી કલ્પના શા માટે કરે છે? માત્ર મુમુક્ષુ અધિકારી બાળકને સમજાવવા અથવા પોતાનો તે અભ્યાસ દૃઢ કરવા જ તેઓ એમ કહ્યા કરે છે.

મહાત્મા અને સંતોની મંડળીમાં બધા સંતો રોજ માલપૂઆ દૂધપાક, લાડુ, શીરોપુરી વગેરે મિષ્ટાન્ન ખાઈખાઈ નિરાંતે સૂઈ ઘોર નિદ્રા લે છે; તે જોઈ એક રાજાએ કોઈ સુજ્ઞને પૂછ્યું: 'આ બધાને ભજન કરતાં તો હું જોતો નથી; એ બધા ખાઈપીને ઊંઘ્યા જ કરે છે, તે ભજન ક્યારે કરતા હશે?' તે મહાશયે જવાબ દીધો: 'એ તો અહર્નિશ ભજન કર્યા જ કરે

છે;' એટલે તેની ખાતરી કરવા એક દિવસ રાજા આવ્યો. સાધુઓ ખૂબ ઘોરે છે–શ્વાસ ચાલે છે; તે જોઈ રાજા પેલા મહાશયને કહેવા લાગ્યો: 'આ તો ખૂબ ઘોરે છે.' તે માણસ બોલ્યો: 'હા, પણ ભજન કરે છે; અખંડ બ્રહ્માકાર વૃત્તિ લાગેલી જ રહે છે; જુઓ, ખાતરી કરાવું છું.' એમ કહી એક સ્વામીને બૂમ પાડી હલાવ્યા–ઢંઢોળ્યા અને સંબોધ્યા, કે 'હે સ્વામી! મહારાજ!' એટલે તરત જાગતાં જ તે 'હર હર હર હર,' 'ૐ હરિહર ૐ' એમ બોલી ઊઠ્યા. રાજાને બતાવ્યું, કે જુઓ, એની વૃત્તિ પ્રભુમાં જ લાગી રહી છે, તે અખંડ સંલગ્ન છે, તૂટતી જ નથી. જે અભ્યાસ હોય તે જ સ્ફુર્યા કરે છે. જો ભજન કરતા ન હોય અને એ જ અભ્યાસ ન હોય, તો એવા ઉદ્ગાર નીકળે જ નહિ–એમ બોલાય જ નહિ. જે જેનો અભ્યાસ અહર્નિશ હોય છે, તે જ તેને સ્ફુરે છે. સંસારમાં ધંધા–રોજગારમાં, દ્રવ્ય ભેગું કરી, શ્રીમંત બનવાના પ્રયત્નમાં તથા ખાનપાન અને સ્ત્રીઓ સંબંધી વિષયો મેળવવામાં જેઓ આસક્ત બની તેમાં જ રગડાઈ રહ્યા છે, તેઓને તો તેવા જ વિચાર સ્ફુરતા રહી, જાગ્રત–સ્વપ્નાદિ અવસ્થામાં ઉદ્ગાર પણ તેવા જ નીકળવા સંભવિત છે; પણ જેઓની વૃત્તિ વ્યવહારના પ્રારબ્ધાનુસાર કાર્ય કરતાં છતાં, રાત–દહાડો પરમાત્માને વિષે લાગેલી હોય છે; અર્થાત્ પ્રભુ જ જેમને અતિપ્રિય સમજાય છે, તેઓના વિચાર તેવા જ સ્ફુરવાના; તથા ઉદ્ગાર પણ તે સંબંધી જ નીકળતા રહેવાના એ નિર્વિવાદ છે.

અસ્તિભાતિ–પ્રિયરૂપે બ્રહ્મ જ વ્યાપક છે અને નામરૂપ તથા જગતરૂપ પણ તે જ છે, બીજું કંઈ જ નથી. કંઠી એવું નામ અને રૂપ છે, પણ તે સુવર્ણ જ છે; તે પણ છે જ–અસ્તિ, દેખાય છે અને પ્રિય છે, તેથી જ 'हरिरेव जगत् जगदेव हरिः।

શ્રીહરિ જ જગતરૂપ છે અને જગત જ શ્રીહરિ છે.' નીચે જણાવેલી કબીરની સાખી પણ એ જ કહે છે:

## ગઝલ

હમી હૈં ખુદા ખુદા પ્યારે, નહિ પેદા હમારી હૈં.
ન [1]રોજેસેં ન [2]સેહેદેસેં, ન મિલતા દિલ સતાનેસેં,
જો મિલતા દિલ સતાનેસેં, સતાલો જીસકું જી ચાહે. હમી હૈં.
મિલો મુરશદકું જા પહેલેં, જો તુજકું શૌખ મિલનેકા,
[3]વહાંહૈં [4]ચશ્મકી પહેંચાન, લગાલો જીસકું જી ચાહે. હમી હૈં.
[5]ધરે રંગ રંગ કે પ્યાલે, ભયે એક મસ્ત મસ્તીસેં,
તાકત હૈં જીસકું અપની, ઉઠાલો જીસકું જી ચાહે. હમી હૈં.
[6]મોહન [7]દરીઆવ જાતાહૈં, ભરા [8]વાહદકે પાનીસેં,
[9]પ્યાસહૈં જીસકું [10]અપની, બૂઝાલો જીસકું જી ચાહે. હમી હૈં.

સમુદ્રમંથનથી ચૌદ રત્નો નીકળેલાં કહેવાય છે; તેવાં જ તમારા શરીરમાં ચૌદ રત્નો છે; તેને મંથન કરી મેળવી લો. તે વિશે સંતદાસ નામના એક મહાત્માનું કવિત નીચે જુઓ:—

## કવિત

આતમ વિચાર મણી, ભગતી લક્ષ્મી રંભા,
કીરતી પ્રેમરૂપ મદિરા પિછાનીએ.
રાગદા અલાપ શંખ અમીજલ નામજાપ,
દઢ વિશવાસ ઐરાવત પરમાનીએ.

---

૧ ભૂખ્યા રહેવાથી. ૨ બહુ ખાવાથી. ૩ ત્યાં જ. ૪ અધિકારી ૫ નાના પ્રકારની શ્રુતિસ્મૃતિરૂપ રંગરંગના પ્યાલા છે. ૬ હે પ્યારે! ૭ સંસાર-સમુદ્ર. ૮ અનેક વિષયોરૂપ જળથી ભરેલો છે—કાળ વીતી જાય છે. ૯ બ્રહ્મ-જિજ્ઞાસા—આત્મજ્ઞાનની પ્યાસ તૃષા જેને હોય, તે બૂઝવી નાખી તૃષાની શાંતિ કરો. ૧૦ સ્વરૂપની.

દાનરૂપ શશી સંત-સંગહિં કલ્પતરુ,
કામધેનુ શાંતિ સંત-નિંદ વિખ માનીએ.
સદ્ગુરુ દેવ સત, બોલના ધનુષ્ય જાન,
જ્ઞાન ઉચ્ચૈ:શ્રવા ઘોડા, સંતદાસ ઠાનીએ.

ભાવાર્થઃ— ૧ આત્મવિચાર એ જ કૌસ્તુભમણિ છે. ૨ ભક્તિરૂપ લક્ષ્મી; ૩ કીર્તિરૂપ રંભા; ૪ પ્રેમરૂપ મદિરા અને ૫ રાગદા એટલે રાગનો જે આલાપ (ધ્વનિ) તે જ શંખ છે. ૬ ભગવાનના નામનો જપ એ જ અમૃત છે. ૭ દૃઢ વિશ્વાસરૂપ ઐરાવત હાથી છે. ૮ દાનરૂપ ચંદ્રમા છે. ૯ સત્સંગરૂપ કલ્પતરુ છે. '**सत्संगतिः किं न करोति पुंसाम्**। સત્સંગતિ પુરુષને શું નથી કરતી'? અર્થાત્ સર્વ લાભ અર્પે છે; જેમ કલ્પવૃક્ષ જે ઇચ્છા થાય તે આપે છે. ૧૦ શાંતિ કામધેનુરૂપ છે. ૧૧ સાધુસંતની નિંદા એ ઝેર છે. શંકર સમર્થ હતા, તેથી તેમણે વિષપાન કર્યું, પણ બીજા અસમર્થ લોક ઝેર પીએ તો મરી જ જાય. તેમ અજ્ઞાની જનો જો સંતની નિંદા કરે, તો તે અવનતિરૂપ મૃત્યુ જ પામે છે. જ્ઞાની માટે કોઈ બાધ જ નથી; છતાં તે તો નિંદા કરશે જ નહિ; પણ જ્ઞાનીની જે લોક નિંદા કરે છે, તેને તે જ્ઞાનરૂપ મહાદેવ પી જાય છે; એટલે તેને તે ગણકારતો જ નથી. ૧૨ સદ્ગુરુરૂપ ધન્વંતરિ દેવ છે. ૧૩ સત્ય બોલવારૂપ શાર્ઙ્ગ ધનુષ્ય છે. ૧૪ જ્ઞાનરૂપ ઉચ્ચૈ:શ્રવા ઘોડો છે.

એક શેઠને દરવાજે કૂતરો બેસી રહેતો. એક વખતે રાત્રે બાર વાગે ચોર આવ્યો; તેને જોઈ તે ભસવા મંડ્યો. તે સાંભળી ચકલાનાં બીજાં કૂતરાં પણ ભસવા મંડ્યાં. શેઠનો કૂતરો તો ચોર જોઈને ભસ્યો અને પોતાના ધણીને ઊંઘમાંથી જગાડી ચેતાવવા તથા ચોરને નસાડવા ભસ્યો, પણ બીજાં કૂતરાં શું જોઈને ભસ્યાં? તે તો ફક્ત દેખાદેખીથી

જાતભાઈનું જોઈને જ ભસ્યાં; પરંતુ તેથી પેલા મુખ્ય કૂતરાને સહાય મળી; તે મદદ મળવાથી ચોરને વધુ ફિકર થઈ અને મુખ્યને હિંમત પણ મળી; એટલે તેને પોતાના ભસવારૂપ કર્તવ્યમાં બેધડક રહેવા હિંમત આવી. એ રીતે વિષયોની વાસનાથી થતા કામસંકલ્પરૂપ ચોરને અવિદ્યારૂપ અંધારી રાત્રિમાં પોતાના શેઠ આત્માના ઘરરૂપ શરીરમાં આત્મધનની ચોરી કરવા પ્રવેશ કરતો જોઈ, જાગ્રત રહેનાર વિવેકરૂપ દ્વારરક્ષક બૂમ પાડી ઊઠે છે, કે '**शिवोऽहं, सोऽहं, ओमहम्**, અર્થાત્ હું તો પરમસુખરૂપ શિવ છું, પરબ્રહ્મ જ હું છું, ત્રિગુણાતીત અને માત્ર જ્ઞાનસ્વરૂપ છું; તથા ૐ તત્સતસ્વરૂપ છું.' તે સાંભળી બીજા અજ્ઞાની, જિજ્ઞાસુ શ્રદ્ધાળુ વગેરે લોક પણ તે રીતે જ બૂમ પાડી મૂકે છે; તેથી પેલા વિવેક મહાશયને ટેકો મળે છે, સંસ્કાર દૃઢ થાય છે અને ધ્વનિરૂપ હથોડાની પુષ્ટિ મળે છે. તાત્પર્ય કે, '**शिवोऽहं. सोऽहम्, ओमहम्**' ઇત્યાદિ અહંગ્રહરૂપ ઉપાસનાથી સત્ય સ્વરૂપમાં સ્થિતિ થાય છે.

એક રાજાના નગરમાં ધનપાલશા નામે એક શેઠ રહેતો હતો. તે પોતાના દેશનો માલ દૂર દેશમાં લઈ જવો, અને તે ત્યાં વેચી ત્યાંનો માલ પોતાના દેશમાં લાવી વેચવો વગેરે વેપાર કરતો; અને તે માટે વહાણોમાં મુસાફરી કરી આપલે કરતો. દરેક મુસાફરીએ અમુક કંઈ ચીજ લાવી રાજાને ભેટ ધરતો; પણ રાજા કંઈ પ્રસન્ન થતો નહિ. એક વેળા રાજાએ શેઠને કહ્યું: 'શેઠ! તમે કોઈ એવી ચીજ લાવો, કે જેથી મારું મન ખુશ થઈ જાય.' રાજા વિષયાસક્ત હોવાથી સુંદર સ્ત્રીનું મુખકમળ જોવાના મોહથી ઘેરાયેલો હતો, તેથી તે સંબંધે કહેવાનો રાજાનો આશય હતો એમ શેઠ ઘણા ચતુર હતા, તે સમજી ગયા. ફરી જ્યારે માલ ભરી વહાણ લઈ ગયા,

ત્યારે દૂર દેશાવરમાં તે માલ આપી ત્યાંથી બીજો માલ ખરીદ કર્યો. ત્રણચાર દિવસ ત્યાં મુકામ રાખ્યો; તે દરમ્યાન રાજા માટે શું લઈ જવું, તે વિચારી તજવીજ કરતાં એક દિવસે ત્યાંના રાજાની કન્યાને સ્નાન કરી અગાસીમાં વાળ ખંખેરતી જોઈ; શેઠ બહુ મોહિત થયા અને તરત ફોટોગ્રાફીના કેમેરા વગેરે સાધનથી તે કન્યાનો ફોટો લઈ લીધો; અને તેને સુંદર કિંમતી રૂમાલમાં વીંટી, સોનાની સુંદર નાની પેટીમાં મૂકી, પોતાના દેશમાં જઈ રાજાને ભેટ ધરી કહ્યું: 'હજૂર! કોઈ ન હોય, ત્યારે આપ એને ખોલી જોજો.' રાજાએ તરત સભા બરખાસ્ત થવા ફરમાવી દીધું. બધા ગયા પછી પેટી ખોલી રૂમાલ ઉકેલી જોયું, તો તેમણે ઘણી જ સુંદર રાજકન્યાની છબી જોઈ; તે જોતાં જ રાજા ખુશ થઈ ગયો. તેણે શેઠને કહ્યું: 'માગો, ચાહે તે કુછ બી મંગ લો, હમ બહોત ખુશ હૈ.' શેઠે કહ્યું: 'આપકી દયા ચાહિયે; ધનધાન્ય તો હમારી પાસ બહુત હૈં, માટે કાંઈ જોઈતું નથી. ફક્ત આપકી દયાદૃષ્ટિ ચાહિયે.' રાજા બોલ્યો: 'હાં, દયાદૃષ્ટિ તો રાખીશું, પણ હવે એ કન્યા મને મળે તેમ કરો.' શેઠે કહ્યું: 'એ મારી શક્તિ નથી; તે રાજા તો આપ કરતાં અનેકગણો સમર્થ છે; તેની આગળ આપ કશા હિસાબમાં નથી, તો પછી દસવીસ લાખની પૂંજીવાળાનું મારું શું ગજું?' રાજાએ બહુ કરગરી ઉપાય પૂછતાં છેવટે શેઠે એક યુક્તિ બતાવી, કે 'આપણા નગરમાં એક ઘણો જ બહાદુર ચોર રહે છે; તે વૃદ્ધ થઈ ગયો છે; તોપણ જો કંઈ કરી શકે તો તે જ કરી શકે તેમ છે.' રાજાએ તરત હુકમ કરી સિપાઈ મોકલી તેને બોલાવ્યો; તેને હકીકત સમજાવી, એટલે તે બોલ્યો, કે 'હું છેક વૃદ્ધ થઈ ગયો છું. એક રાતમાં ત્રીસચાળીસ ગાઉ જઈ ચોરી કરી પાછો ઘેર આવી સૂઈ જતો; પણ હવે મારી તે

શક્તિ રહી નથી.' રાજાએ બહુ કાલાવાલા કર્યા, ત્યારે ફરી તે બોલ્યો: 'મરવા જેવો તો હું થઈ ગયો જ, તેથી મરીશ તો કંઈ ફિકર નહિ, પણ તમે મારા રાજા છો, તેથી, હિંમત કરું છું; પરંતુ હું કહું તેમ તમે કરો.' રાજા કબૂલ થયો. તરત બધી ફોજ, ઘોડા, હાથી, પાયદળ, રથ વગેરે તૈયાર કરાવ્યાં; એટલે ચોરે કહ્યું, કે 'મારા હુકમ પ્રમાણે ચાલે એવી વરદી આપો.' રાજાએ સૌને તે પ્રમાણે હુકમ આપ્યો. પછી તેણે બે ખચ્ચર ઉપર છાણાં ભરાવી લીધાં; બે ખચ્ચર ઉપર લોઢાનાં બાણ ભરાવ્યાં, બે ખચ્ચર પર નેતર ભરી લીધું; અને પછી કમ્મર બાંધી એક કોથળીમાં ખીલા ભરી લઈ એક હથોડો પણ લઈ લીધો; પછી બધું લશ્કર લઈ તે ત્યાંથી નીકળી ગયો. પેલી તરફ પેલા કન્યાવાળા રાજાની સભામાં મોટા વિદ્વાન જોશીઓ રહેતા હતા; તેઓ રોજ પચીસ ગાઉ સુધીમાં કોઈ ચોર વગેરે ભય આવે, કે તરત સભામાં કહી દેતા; તેથી પેલા બહાદુર ચોરે ત્રીસ ગાઉ છેટે મુકામ કર્યો. ત્યાં આઠદસ મહિના અથવા અમુક કાળ સુધી સાધન સિદ્ધ કરી પછી છાણાં સળગાવી, તેમાં પેલાં લોઢાનાં બાણ મૂક્યાં. પછી લશ્કરને હુકમ કર્યો; કે 'આ બાણો ગરમ-લાલચોળ બની જાય, કે બધાં મારા આખા શરીર પર પગથી માથા સુધી ડામી દેજો' એમ આઠદસ મહિને એવો હુકમ થયો, તેથી લશ્કરનાં માણસોએ પેલા ચોરને આખા શરીરે ડામી દીધો; એટલે તે તો બળીને કોયલો થઈ પડ્યો. બીજે દહાડે સવારમાં તે મરેલા શરીરમાંથી સુંદર જુવાન ૧૬ વર્ષની વયનો પુરુષ બની તે વીર ચોર જ નીકળ્યો. પાછો તેણે હુકમ કર્યો, કે 'આ નેતરથી બધાએ મને ખૂબ મારવો; એટલે તેમ કર્યું, તેથી પણ તે મુડદું થઈ પાછો તેવો જ નવયુવક

બની તે મુડદામાંથી નીકળ્યો અને તેણે હુકમ કર્યો, કે 'હવે બધું લશ્કર તૈયાર થાવ; પણ હું કહું કે તરત બધાએ નાસવા જ માંડવું અને તે આપણે દેશ જ નાસી જવું; કોઈ રહી જશે તો મરશે; તેનો જવાબદાર હું નથી.' એમ કહી સાંજે ચાર વાગે કૂચ કરી પચીસ ગાઉની હદમાં તે આવ્યો, કે તરત જોશીઓએ ત્યાંના રાજાને કહ્યું, કે 'રાજા! આપણી હદમાં ચોર આવે છે અને તે લશ્કર સાથે છે.' રાજાએ અગાસીમાં ચઢી જોયું, તો તેને જણાયું, કે ખરી વાત છે. તરત તેણે લશ્કર તૈયાર કરાવી સેનાપતિ સાથે મોકલ્યું. ચોરે પણ તર્ક તથા અનુમાનથી જાણી લઈ તરત પોતાના લશ્કરને હુકમ આપ્યો, કે 'બસ, નાસી જાવ, એકદમ ભાગી જાવ; ધૂળ ખૂબ ઊડી રહી છે.' એમ લશ્કરને નસાડી મૂકી તે ચોર એક આકડાના ઝાડની બખોલમાં છુપાઈ ગયો. લશ્કર ભાગી ગયું એટલામાં આ કન્યાવાળા રાજાનું લશ્કર આવ્યું. બધાને ભાગી ગયેલા જોઈ બધું લશ્કર પાછું ગયું. પછી ચોર શહેરમાં ગયો, ત્યારે જોશીઓ બોલ્યા: 'ચોર શહેરમાં આવ્યો છે.' તે રાત્રે ચોર રાજકન્યાના મહેલ આગળ આવી ભીંતમાં ખીલા ઠોકતોઠોકતો તેની મદદથી ઉપર ચઢી અગાસીમાં ગયો. ત્યાં બારી ખુલ્લી હતી, કન્યા સૂતી હતી. ચોરે વિચાર્યું, કે એને જગાડવાથી હું પકડાઈ જઈશ અને આને લઈ જવી ફાવે તેમ નથી; તેથી તે કન્યાનાં હીરામાણેકનાં આભૂષણની પેટી લઈ, નીચે ઊતરી પડી પાણી–ભરેલા તળાવમાં તેને તેણે દાટી દીધી; કેમ કે પાણીમાં જોશીઓના જોશનું કંઈ ચાલતું નથી. સવારે જોશીઓએ કહ્યું: 'રાજા! ચોરી થઈ છે.' તરત તેણે તજવીજ કરાવી એટલે સિપાઈઓએ ચોરને પકડી તેને રાજા પાસે આણ્યો; એટલે રાજા પૂછવા લાગ્યો, પણ ચોર તેને કાંઈ જવાબ જ નથી આપતો; એ તો ગાંડા જેવો

બની ગયો. રાજાએ હુકમ કર્યો; કે 'એને ગાડાની તળે છુંદાવી નાખો.' એ હુકમ મુજબ તેને છુંદાવી નાખતાં તે મુડદામાંથી પાછો તેવો જુવાન બનીને નીકળ્યો, ત્યારે જોશીઓએ કહ્યું કે 'ચોર જીવતો થયો છે.' એટલે તેને પાછો પકડાવી–સુવાડી તેના શરીર પર ગાડાં ચલાવી લોઢાનું રોલ ફેરવ્યું; પણ પાછો સવારે તેવો જ જુવાન બની મુડદામાંથી તે નીકળ્યો. ફરી જોશીઓએ કહ્યું: 'ચોર જીવતો થયો છે.' એટલે ત્રીજીવાર તેમ જ કરી તેના હાથપગના કકડા ભેગા કરી રાજાની સભામાં ટેબલ પર લાવી ઢાંકી મૂક્યા; ત્યારે સવારે પાછો જુવાન બની તેમાંથી તે નીકળ્યો. તે જોઈ મોટા આશ્ચર્યથી ચકિત બની રાજાએ પૂછ્યું: 'અહો! તમારામાં આટલું બધું સામર્થ્ય છે? કહો, તમારે શું જોઈએ છે?' ચોર બોલ્યો: 'તમારી કન્યા.' રાજા વિચાર કરે છે, તેટલામાં ચોર બોલી ઊઠ્યો: 'હજૂર! તમારી કન્યા મારે માટે નથી જોઈતી; પરંતુ હું મારા રાજા માટે માગું છું.' રાજા ખુશ થઈ બોલ્યો: 'ભલા માણસ! પહેલેથી જ કેમ ન બોલ્યો? રાજાની કન્યા તો રાજા માટે જ હોય ને? છતાં તેં આ બધો શ્રમ શા માટે કર્યો?' ચોરે કહ્યું: 'અમારા હિંદુસ્તાનના રાજાને તમે કદી તમારી કન્યા આપો કે ન આપો તેથી.' પછી રાજાએ તેને પોશાક આપ્યા; એમ તેને ખૂબ માન આપી, પાસે રાખી, તરત તેના રાજા પર કંકોત્રી લખાવી મોકલી. વરરાજા તે કંકોત્રી વાંચી પ્રસન્ન થઈ શેઠ અને ચોરને અત્યંત ધન્યવાદની વૃષ્ટિથી વધાવી લેતો લશ્કર સહિત જાન તૈયાર કરાવી ત્યાં આવી પહોંચ્યો; અને ખૂબ ધામધૂમથી પોતાની ઇષ્ટ વસ્તુ તે (બ્રહ્મ-વિદ્યારૂપ) કન્યા પરણી પરમ આનંદરૂપ નિત્ય તૃપ્તિ પામ્યો.

તાત્પર્ય કે, બ્રહ્મવિદ્યા મેળવવામાં આવાં સાધનો (શમ

દમાદિ ) કરવાં પડે છે; ખૂબ તાપ, તાઢ, માર, તોફાન, મુડદાં જેવી સ્થિતિ વગેરે અનેક કષ્ટ સહન કરી તેમાંથી પસાર થઈ તેમાં વિજયી થવું પડે છે. પછી સદ્‌ગુરુ પ્રસન્ન થઈ કૃપા કરે, કે તરત તે બ્રહ્મવિદ્યા આપણી જ થઈ જાય છે અને તે આપણને મળે છે. પછી પરમ શાંતિ થાય છે *

* શરીરરૂપ નગરનો રાજા અભિમાની જીવ ( ચિદાભાસ ) સમજવો; તેના એ નગરમાં સારા વિચારરૂપ શેઠ સમજવો; તે દૈવી સંપત્તિરૂપ મળેલા ધનમાં રક્ષણપૂર્વક વધારો કરવા માયાના શુભ પ્રદેશમાં મુસાફરી કરતો; અર્થાત્ મનુસ્મૃતિ, પારાશરસ્મૃતિ, શ્રીમદ્ ભગવદ્‌ગીતા, ભાગવત, ભારત વગેરે કર્મયોગ, ભક્તિયોગ અને જ્ઞાનયોગનાં રહસ્યરૂપ ધનથી પૂર્ણ વિદ્વાનોની સંગતિ કરી ભટકીરઝળી અનેક પ્રકારના શુભ સંસ્કારોરૂપ ધનનો સંગ્રહ કરતો હતો. તે માયિક પદાર્થોરૂપ સુશોભિત અને ચમત્કૃતિવાળી મનોહર ચીજો-રૂપ કર્મ, ભક્તિ તથા જ્ઞાનાદિની સંસ્કારરૂપ વાતો પોતાના રાજા સમીપ લાવી ધરતો; પણ તે રાજાને શાશ્વતી શાંતિરૂપ પરમ આનંદ થતો નહિ. બ્રહ્મવિદ્યારૂપ કન્યા દૂર પ્રદેશમાં ગુપ્ત રહી હતી; તેનું દર્શન તે શ્રેષ્ઠરૂપ સુવિચારને થયું; તેનું ચિત્ર ( છબી ) રાજા આગળ તેણે આણ્યું; એટલે રાજાને પ્રસન્નતાનું ભાન થયું; પણ તે કન્યા પોતાની પત્ની થઈ ભવતારક થવી જોઈએ, એવા વિચારથી રાજાએ શેઠને વિનવતાં શેઠે તેને મેળવવા સુદૃઢ પુરુષાર્થરૂપ બહાદુર ચોરને તે કામ સોંપવા યુક્તિ બતાવી; તેથી જો કે રાજવૈભવ અથવા વિષયાદિ ભોગથી પુરુષાર્થ ઢીલો થયો હતો; છતાં દૃઢ નિશ્ચયથી તેને બળ આપી આગળ મોકલ્યો; અર્થાત્ શમ, દમ, ઉપરતિ વગેરે સાધનો અને સંયમ સિદ્ધ કરવા કમ્મર કસી. બ્રહ્મવિદ્યા જેવી સંસારથી છોડાવનારી વસ્તુ કંઈ સહેજસાજમાં મળી શકતી નથી, તેથી પુરુષાર્થરૂપ બહાદુર ચોરે પોતાનો નાશ થવાની દરકાર ન કરતાં હિંમત રાખી નિશ્ચય કરી તે મેળવવા પ્રયત્ન આરંભ્યો. શમ, દમ, સંયમાદિ સાધન કરી તે પરિપક્વ સિદ્ધ થયો; પરંતુ જેમ ઘણા પુરુષાર્થ કરનારા પણ હઠયોગ વગેરે સાધનથી અનેક સિદ્ધિઓરૂપ લાલચ આવી મળતાં તેમાં લલચાઈ બધી મહેનત પર પાણી ફેરવી તેમાં ફસાઈ પડી પાછા ધન, સ્ત્રી વગેરેમાં ભ્રષ્ટ થઈ પડે છે, તે રીતે ન થવા પામે; માટે પોતાની પરીક્ષા–

એક રાજાએ પોતાના પ્રધાનને કહ્યું, કે 'એક વાઘ અને એક બકરો લાવો. તે બન્નેનું વજન કરીને બન્નેને ખૂબ પૌષ્ટિક ખોરાક ખવડાવો અને જે દહાડે હું માગું, ત્યારે બન્નેને મારી પાસે લાવી રજૂ કરો; પણ તોલ કરાવો, ત્યારે આજે જે વજન થાય તેટલું જ તે વખતે થવું જોઈએ; જરા પણ વધે નહિ કે ઘટે નહિ. જો ફેર પડશે તો ગામ બહાર કાઢી મૂકીશ.' પ્રધાનને ચિંતા પેઠી, કે 'માંસમલીદા વગેરે પૌષ્ટિક ખોરાક ખવડાવવાથી તો બમણું વજન થઈ જશે અને રાજાને તો એટલું જ તોલ આપવું, તે કેમ બનશે?' તે મુઝાયો, ત્યારે તેણે એક મહાત્મા પાસે જઈ પૂછ્યું કે 'ગુરુ! હવે શું કરું.' સંત

---

કસોટી પોતે જ કરી જોવાની જરૂર છે. જગતનું મિથ્યાત્વ કયારે જાણ્યું કહી શકાય, કે જ્યારે પ્રિય સ્ત્રી, પુત્ર, ધન, ધામ, ગામ વગેરેના વિયોગથી વૃત્તિમાં જરા ય ખેદ ન થાય; તેમ જ અનેક રંભા–ઉર્વશી જેવી સ્ત્રીઓ અને અખૂટ ધનસંપત્તિ મળે, છતાં તેનાથી વૃત્તિમાં હર્ષ ન થાય; શત્રુમિત્રમાં સમાન ભાવ રહે; માયિક પ્રાણી–પદાર્થનો મોહ લલચાવી ન શકે, ત્યારે જાણવું, કે જગત અને પોતાનો દેહ આદિ દશ્ય ખરેખર મિથ્યા જાણ્યું છે અને તે પ્રમાણે પોતે વિરક્ત થયો છે કે નહિ, તેની કસોટી પોતે જ કરી શકે છે; તેમ જ દેહમાંથી અહં–મમત્વભાવ અને મોહ ગયો છે કે નહિ, તે જોવાને પ્રથમ સાધન અજમાવવું જોઈએ; પછી તેમાં નિર્મોહ અને નિર્ભય બની વૃત્તિનું અથવા મનનું નહિ હોવા જેવું થઈ જતાં ફરી મૂળ સ્થિતિમાં અનુભવ કરવો; છતાં દિવ્યરૂપે થયેલી વૃત્તિ જણાય, ત્યારે બીજા પ્રકારે પરીક્ષા લેવી; તેમાં પણ અડગ અને પ્રસન્ન મુખમુદ્રાપૂર્વક વૃત્તિ પ્રકટી નીકળે, ત્યારે આગળ પ્રયાસ શરુ કરવો. પોતે નિર્ભય થવાથી પોતાના બળનો નિશ્ચય થયા પછી કોઈની સહાયની જરૂર ન રહે, ત્યારે બહારનાં લશ્કરને રજા આપવી; અર્થાત્ બહિરંગ સાધનોને છોડવાં. બ્રહ્મવિદ્યાનું દાન કરનાર સમર્થ મહારાજા–સદ્ગુરુની સભામાં વિદ્વાન ભવિષ્યવેત્તા અથવા જ્ઞાતા તો હોય જ. સ્વરૂપમગ્ન સદ્ગુરુને શિષ્યે અથવા આશ્રિત રહેલા સુજ્ઞ જનોએ પોતાની ફરજ બજાવી ચોરની ખબર આપવી જ જોઈએ, પણ

બોલ્યા: 'એમાં શું? સામાન્ય વાત છે; બે પિંજરાં બનાવી બન્ને પ્રાણીને એકએક પિંજરામાં રાખો; આજનું વજન કરી નોંધી લો; પછી બન્ને પિંજરાં સામસામે નજીક રાખવાં; અને તેમને ખૂબ ચાહે તેટલો પૌષ્ટિક ખોરાક ખવડાવ્યા કરો; રાજા જ્યારે માગે ત્યારે વજન કરશો, તો આજે જેટલું હશે તેટલું જ થશે.' વજીરે તે પ્રમાણે કર્યું. ગમે તેટલો ઉત્તમ ખોરાક ખાય, પણ વાઘ પોતાના ભક્ષ્ય બકરા સામે જોઈ બરાડ્યાં કરે, પણ કેદ પડેલો તે શું કરે? તે જ રીતે બકરો વાઘની ગર્જના સાંભળી ભયભીત બની ગભરાયા કરે; તેથી બન્નેની જેટલી પુષ્ટિ વધે છે, તેટલી બળતી-ગળતી જ રહે છે અને જેટલી હોય તેટલી જ કાયમ રહે છે. ઘણે દહાડે રાજાએ મંગાવી તેમનું તોલ કરાવતાં વજનમાં ફેર પડ્યો નહિ; તેનું કારણ તેઓને પિંજરામાં સામસામે રાખેલાં જોઈ પૂછ્યું, કે 'આ અક્કલ ક્યાંથી લાવ્યા? કેમ કે એ તમારી બુદ્ધિ ન હતી.' પ્રધાને કહ્યું: 'સંત-મહાત્મા પાસેથી એ યુક્તિ મળી હતી.'

---

સદ્‌ગુરુ પૂરા અભય જ હોય છે; પુરુષાર્થરૂપ વીર ચોરે કન્યાના અલંકારની પેટી ચોરી આણી; એટલે કે ક્ષમા, શાંતિ, પ્રસન્નતા, નિર્ભયતા, જ્ઞાન વગેરે બ્રહ્મવિદ્યાનાં આભૂષણની પેટી ચોરી ચિત્તરૂપ જળમાં તેને છુપાવવી; પછી જ્ઞાતારૂપ સભાસદ જોશીના કહેવાથી તે જાણી ગુરુ તે પુરુષાર્થને પકડી પાસે લાવી તેની પરીક્ષા કરી જુએ અને પછી દેહ દશ્યાદિમાંથી તેનું અહં-મમત્વ ગયું છે, એવી ખાતરી થતાં અધિકારી જાણી તેને પૂછે, કે 'તારે શું જોઈએ છે?' પછી તે પોતાના અભાગાની રાજા (જીવ) માટે બ્રહ્મવિદ્યાની માગણી કરે, કે તરત પ્રસન્ન થઈ ગુરુ કબૂલ થાય અને જીવ રાજાને (સબળ પુરુષાર્થી વીર અધિકારી દ્વારા) સમીપ તેડાવી વિધિપૂર્વક બ્રહ્મવિદ્યાનું દાન આપી, પ્રસન્ન કરી સંસારના ભયથી મુક્ત કરે છે; પછી તે જીવાત્મા સ્વરૂપાનંદનો નિરંતર અનુભવ કરતો રહી જીવન્મુક્ત સ્થિતિમાં પ્રારબ્ધ કર્મોના અંત સુધી વિચારતો રહી અંતે બધે સમાન વ્યાપક એવા સચ્ચિદાનંદ પરબ્રહ્મરૂપ પરમતત્ત્વમાં સમાઈ અભેદભાવને તે પામે છે.

સંસારમાં જન્મમરણરૂપ પિંજરામાં કેદ પડેલા દેહાત્મભાવવાળાને વિષયો મેળવવાની તૃષ્ણા કાયમ રહે, ત્યાં સુધી ગમે તેટલું તેને મળે, છતાં શાંતિરૂપ પુષ્ટિ થતી નથી; તેમ જ 'મારુંમારું' એવી તેમાં આસક્ત રહેવારૂપ મમતા જ્યાં સુધી હોય; અર્થાત આ દેહ મારો, આ સ્ત્રી પુત્રાદિ મારાં એવું મમત્વ હોય, ત્યાં સુધી તે જતાં રહેવાની; લુટાઈ જવાની કે વિયોગ થવાની ચિંતા કાયમ જ રહે છે; અને તે ચિંતા જ ભયંકર છે; કહ્યું છે, કે

**चिता चिंता तयोर्मध्ये चिंता एव गरीयसी ।**
**चिता दहति निर्जीवं चिंता दहति जीवितम् ॥**

અર્થાત ચિતા અને ચિંતા એ બેમાં ચિંતા વધારે મોટી–અતિ ભયંકર છે; કેમ કે ચિતા તો જીવરહિત–મરેલા શરીરને જ બાળે છે, જ્યારે ચિંતા જીવતાને બાળી નાખે છે.

જેને દેહમાં અહંભાવ નથી તથા મમત્વ નથી, તેને તૃષ્ણા, ભય કે ચિંતા નથી. અખંડ, એકરસ પૂર્ણ આત્મા જ પોતાને જાણ્યો, પછી તેને ભય શાનો? અને ઇચ્છાતૃષ્ણા શાની? શ્રુતિઓ કહે છે:–' **अभयं वै प्राप्तोऽसि जनक । द्वितीयाद्वै भयं भवति । एकमेवाद्वितीयं तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ॥** હે જનક! તું અભય–પરબ્રહ્મ પામ્યો છે; બીજાથી જ ભય થાય છે; પરબ્રહ્મ તો એક જ અદ્વિતીય છે; તેમાં પોતાની એકતા જોનારને મોહ શો? શોક શો?'

એક બાદશાહ હતો. તેણે વિચાર્યું, કે 'મારે ઘણા પુત્રો છે, તેમાં બાદશાહી કોને આપવી?' પુત્રોને એક પછી એક બોલાવી પૂછતાં દરેકે એમ જ કહ્યું, કે 'મને આપો.' એક સેવક નિરંતર રાજાની સેવામાં જ રહેતો; તેના ઉપર બાદશાહની ઘણી પ્રીતિ હતી. હવે રાજ્ય કોને આપવું, તેનો નિશ્ચય કરવા

રાજાને એક યુક્તિ સૂઝી. એક ચોરસ નાનું તળાવ ખોદાવી, તેમાં પાણી ભરાવ્યું; પાસે કિંમતી પાંચ પોશાક રખાવ્યા તથા એક શૂળી તૈયાર કરાવી હુકમ કર્યો, કે 'આ પાંચ પોશાક પહેરી આ તળાવના પાણીમાં, જે પડે અને જેનું વસ્ત્ર જરા પણ ભિંજાય નહિ અને જે કોરો રહી બહાર નીકળે, તેને બાદશાહી આપવી; પણ જો વસ્ત્ર ભિંજાય તો તેને આ શૂળીએ ચઢાવવો; પછી કદાચ તે મારો પુત્ર હોય તોપણ શું?' એ હુકમ સાંભળી બધા વિચારમાં પડ્યા: 'એમ બની શકે જ નહિ, પોશાક પાણીમાં કદી ભિંજાયા વગર રહે જ નહિ; અને ભિંજાય એટલે શૂળી પર પ્રાણ જાય;' તેથી બધાએ ના કહી. રાજાએ છેવટે પેલા સેવકને કહ્યું, કે 'કેમ? આ પોશાક પહેરી તમે પડશો?' તે બોલ્યો: 'જેવો બાદશાહનો હુકમ.' રાજા બોલ્યો: 'તો પોશાક પહેરો.' સેવકે કહ્યું: 'જેવો બાદશાહનો હુકમ.' પછી તેણે પોશાક પહેર્યો. રાજા બોલ્યો: 'હવે પડો, ભિંજાશે તો શૂળી મળશે; નહિ ભિંજાય તો બાદશાહી મળશે.' સેવકે કહ્યું: 'જેવો હજૂરનો હુકમ.' એમ કહી તે પડ્યો, તો તે ભિંજાઈને બહાર નીકળ્યો. રાજા બોલ્યો: 'હવે શૂળીએ ચડવું પડશે.' સેવક બોલ્યો: 'જેવો બાદશાહનો હુકમ.' હવે રાજાએ વિચાર્યું, કે 'એને શૂળીએ પણ કેમ ચડાવાય? એણે કંઈ શરત કરી નથી; તેમ જ એની ખુશીથી પોશાક પહેરી જળમાં તે ગયો નથી; એણે તો મેં કહ્યું તેમ કર્યા કર્યું છે; વળી એને ગાદી પણ કઈ રીતે અપાય? વસ્ત્ર પલળ્યાં છે.' પછી તેને છોડી મૂક્યો અને બીજાં કોરાં વસ્ત્ર પહેરાવ્યાં. રાજાએ વિચાર્યું, કે 'ગાદીને લાયક તો આ જ છે, પણ હજુ કાચો છે,' તેથી તેને કહ્યું: 'જાવ, પાઠશાળામાં ભણો.' હુકમ પ્રમાણે જઈ ત્રણચાર વર્ષ તે ભણ્યો. પછી રાજાએ પાછો વિચાર કરી બધા પુત્રને

બોલાવી પૂછતાં બધા જ બોલ્યા: 'ગાદી મને આપો.' ત્યારે તેણે બીજી યુક્તિ કરવા વિચાર્યું: વજીરને પૂછ્યું, કે 'ખજાનામાં ઝવેરાત કેટલું છે?' વજીરે કહ્યું: 'બહુ છે, મહારાજ.' પછી રાજાએ હુકમ કર્યો, કે 'તમામ ઝવેરાતનાં ગાડાં ભરાવી પાંચ માઈલ પર રખાવો; સોનામહોરનાં ગાડાં ચાર માઈલ પર, રૂપિયાનાં ગાડાં ભરાવી ત્રણ માઈલ ઉપર, પૈસાનાં ગાડાં બે માઈલ પર અને કોડીનાં ગાડાં ભરાવી એક માઈલ પર રખાવો.' વજીરે હુકમ પ્રમાણે તજવીજ કરી. પછી ખુદ બાદશાહ નીકળ્યા. કોડીનાં ગાડાં આગળ આવી પૂછ્યું, કે 'આમાં શું છે?' વજીર બોલ્યો: 'કોડી છે.' રાજાનો હુકમ થયો, કે 'અચ્છા, લૂંટ લો.' એટલે ગરીબ લોકોએ રૂા. ૨થી રૂા. ૧૦ સુધીની જેટલી કોડી લેવાઈ તેટલી લીધી. રાજા આગળ ચાલ્યા અને પૈસાનાં ગાડાં પાસે આવી, તે જ રીતે પૂછ્યું અને હુકમ આપી તે લુટાવ્યાં. તે સિપાઈ તથા લોકો વગેરેએ જેટલા જેનાથી લેવાયા, તેટલા રૂા. ૫,૨૫ કે ૫૦ સુધીના પૈસા લૂંટી લીધા. ત્યાંથી આગળ ગયા, તો રૂપિયાનાં ગાડાં વિષે પણ તે જ રીતે વ્યવસ્થા થઈ; ત્યાં નોકર, ચાકર વગેરે લોકોએ હજાર–બેહજાર અથવા જેટલા વધારે લેવાયા તેટલા રૂપિયા લીધા. તેમાં તે બાદશાહના પુત્રે પણ લેવાય તેટલા લઈ, સામે રહી સલામ પણ નહિ કરતાં મુખ છુપાવી ચાલવા માંડ્યું. આગળ જતાં મહોરનાં ગાડાં પણ તે જ રીતે હુકમ આપી લુટાવ્યાં; તેમાં મોટા અમલદાર–ઓદ્દેદારોએ વિચાર્યું, કે 'એક હજાર સોના મહોર લઈશું, તોપણ પંદર હજાર રૂપિયા થશે.' એમ જેનાથી જેટલી લેવાઈ તેટલી લીધી ને સૌ ચાલ્યા ગયા. તેમાં રાજાનો એક છોકરો પણ બેચાર હજાર લઈ ગાડાંની પાછળ રહી ચાલતો થયો. રાજા તે જોઈ જ રહ્યો હતો. છેવટે ઝવેરાત આગળ જઈ એ જ

રીતે કરતાં વજીરે વિચાર્યું, કે 'રાજા ગાંડો થઈ ગયો છે અને તે હવે ફકીર થયો છે; માટે આ હીરારત્નાદિથી છોકરાંનાં છોકરાં ખાશે,' એમ વિચારી તે પણ લઈ શકાય તેટલું લઈ ખસી ગયા. આ સર્વ સ્થળે પેલો સેવક બાદશાહની સાથે જ હતો, પણ તે કશું જ લેતો નથી ને જોયા જ કરે છે. તેને બાદશાહે કહ્યું: 'ભાઈ! તું કેમ કંઈ લેતો નથી? જોઈએ તેટલું લઈ લે; આ ઝવેરાત છે.' તે સેવક બોલ્યો: 'સાહેબ! એને હું શું કરું; આપ એ બધાંથી નિઃસ્પૃહ થઈ જે તૃપ્તિથી તૃપ્ત છો, જે તૃપ્તિથી આપ બધું લુટાવો છો, તે તૃપ્તિ જો આપ આપતા હો તો આપો.' રાજા બોલ્યો: 'મને તો બાદશાહીની તૃપ્તિ છે; જો તારે તે જ જોઈએ છે, તો ભલે.' એમ કહી તે રાજદરબારમાં આવ્યા. સિપાઈ મોકલી વજીરને તેડાવી સભા કરી. સભા આગળ ત્રણ શૂળી તૈયાર કરાવી હુકમ કર્યો, કે 'જેટલા લોકો જે જે જેટલું લૂંટી ગયા છે, તે તમામ લાવી ઢગ કરો; જરા પણ છુપાવેલું માલૂમ પડશે, તો તેને માટે આ શૂળી તૈયાર છે.' એ સાંભળી સઘળા મરણના ભયથી પોતાના ઘરનું પણ ભેગું કરી નાખી ગયા. રાજાના છોકરાઓએ પણ જે લીધું હતું, તેની સાથે ભયના માર્યા બધું લાવી નાખ્યું. તે વખતે બાદશાહે પુત્રોને ત્યાં જ બોલાવી પૂછ્યું, કે 'બાદશાહી કોને આપવી?' દરેકે કહ્યું: 'મને આપો,' ત્યારે બાદશાહે કહ્યું: 'ભાઈ! ચોરને બાદશાહી અપાય? રૂપિયા બે હજાર લઈ મારી સામે પણ નહીં આવતાં છુપાતો ગાડાં પાછળથી તું જતો રહેલો; માટે તું ચોર છે; ચોરને ગાદી અપાય નહીં, જા.' પછી બીજા પુત્રને કહ્યું: 'તું પેલા તારા ભાઈ કરતાં મોટો ચોર છે; મહોર લઈ ગુપચુપ ચાલતો થયેલો;' એ રીતે બધા પુત્રને ત્યાં જ બોલાવી નિરાકરણ કર્યું. પછી બાદશાહે પેલા

સેવકને અત્યંત ધન્યવાદ આપી તેની સેવા, તેનો દૃઢ નિશ્ચય, નિઃસ્પૃહતા, આજ્ઞાપાલકપણું વગેરે તેના ઉત્તમ સદ્ગુણ અને શ્રદ્ધાપૂર્વકની તેની ઉચ્ચ અભિલાષાનું વર્ણન કરી કહ્યું, કે 'આ પુરુષને મેં લુટવાનું કહ્યું, છતાં નિઃસ્પૃહ રહી શાંતિથી જે તૃપ્તિથી હું લુટાવતો હતો તે જ તૃપ્તિની ઇચ્છા તેણે બતાવી.' 'પ્રજાજનો! તમે સમજો, કે તે તૃપ્તિ આ બાદશાહી જ છે; તેથી એને તો એ જ મહાશય લાયક છે.' વજીર પણ નીચું મુખ રાખી ત્યાં બેઠેલો હતો; તેણે સર્વ પ્રજાની સંમતિ સાથે પોતાની સંમતિ આપી અને તે જ વખતે ધામધૂમથી વાદિત્રોની ગર્જનાપૂર્વક રાજ્યાભિષેકની ક્રિયા કરી, પેલા સેવકને બાદશાહી-ગાદી પર બેસાડ્યો.

ઉપરના દૃષ્ટાંતનું તાત્પર્ય આ છે, કે 'કિંમતી-અમૂલ્ય પાંચ પોશાક તે પંચભૌતિક આ મનુષ્યદેહ છે અને તળાવ-સરોવરરૂપ આ સંસાર છે. તેમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ-એ પાંચ વિષયોરૂપ જળ ભર્યું છે; તેમાં અભિમાન કરી, અહંકર્તા, અહં ભોક્તા માની જીવાત્મા એ સરોવરરૂપ સંસારમાં પડે છે. તે ભિંજાય તો ખરો જ અને તે પાપથી શૂળીરૂપ જન્મમરણ તેને સહન કરવાં પડે છે; તે જ નરકરૂપ દુઃખ સમજવું. (ગર્ભરૂપ નરકમાં રહેવું જ પડે છે.)' પણ આજ્ઞાંકિત સાચો ગુરુભક્ત રહી, તે સેવકની માફક કર્તૃત્વાદિ અભિમાનરહિત થઈ ગુરુની આજ્ઞાથી સંસારમાં પડી સંસારભારને (પ્રારબ્ધ પર્યંત) ઉપાડી છૂટે છે, તે ભિંજાય તો ખરો; અર્થાત્ સુખદુઃખાદિથી સુખીદુઃખી જણાય ખરો; પણ અભિમાનરહિત હોવાથી બંધન પામતો નથી, ને છૂટી જાય છે; પણ તેને સ્વરૂપજ્ઞાન થયું હોતું નથી; તેથી પાઠશાળારૂપ સત્સમાગમ કરી, ત્યાં તેને બ્રહ્મવિદ્યા શીખવાની જરૂર રહે છે. પછી શમદમાદિરૂપ પુરુષાર્થ

કરી બ્રહ્મલોક સુધીના ભોગને કાગડાની વિષ્ટા–તુલ્ય જાણી વૈરાગ્ય વિવેકથી નિઃસ્પૃહ રહે છે, ત્યારે તેને સ્વરાજ્ય આત્મસુખનો અધિકાર આવે છે. કોડીઓ જેવાં સ્ત્રી, પુત્ર, ધનધામ, ધરા વગેરેનાં અલ્પ સુખમાં જ સંતોષ માની, તેમાં જ તૃપ્તિ સમજનારા, પૈસારૂપ રાજ્યાદિ મળ્યું તેમાં જ પૂર્ણબુદ્ધિ કરનારા, રૂપિયારૂપ અષ્ટસિદ્ધિ મેળવ્યાથી જ કૃતકૃત્ય માનનારા યોગીલોક વગેરે સોનામહોરો જેવાં સ્વર્ગાદિ લોકના સુખમાં સંતોષ માનનારા, તથા ઝવેરાત જેવાં બ્રહ્મલોકનાં સુખની ઇચ્છાવાળાએ બધા કરતાં જેનામાં તે તે વસ્તુ પર નિઃસ્પૃહતા રાખી, તે જ પેલા સેવક જેવો પુરુષ સર્વમાયિક વૈભવથી પર રહેલો બ્રહ્માત્મૈક્ય જ્ઞાનરૂપ બાદશાહીનો અધિકારી છે; કેમ કે તેને તેમાં જ માત્ર સ્પૃહા પ્રકટે છે. એ બાદશાહી મળતાં તે બધો જ ખજાનો મળવાનો જ છે, એવા વિવેક–વૈરાગ્યસંપન્ન સાચા શ્રદ્ધાળુ ભક્તને જ સદ્‌ગુરુ પરમાત્મારૂપ મહાસમર્થ બાદશાહ, પોતાનું સ્થાન આપે છે–અભેદપણે પોતાના અનંત સચ્ચિદાનંદ–બ્રહ્મસ્વરૂપમાં સ્થિતિ અર્પે છે.

એક ગૃહસ્થ શ્રદ્ધાળુ હોવાથી જે સાધુ–સંન્યાસી–મહાત્મા આવે, તેમની શ્રદ્ધા તથા પ્રેમથી સેવા–બરદાસ કરતો; તેમને ભોજનાદિ આપતો અને સંતોષ પમાડતો. એકવાર એક સંન્યાસી આવ્યા; તેમની સેવા ચાકરી કરી ભોજન માટે કહેતાં તે સ્વામી બોલ્યાઃ 'જો મેરા શિષ્ય હોતા હૈ, ઉસકા મૈં ભોજન–ભિક્ષા સ્વીકારતા હું.' તે સેવક બોલ્યોઃ 'મૈં આપકા દાસ–શિષ્ય હી હું, મંત્રોપદેશ દિજીએ.' પછી તેમણે ઉપદેશ દીધો. પછી તે જમ્યા અને વિદાય થયા. થોડા ગાઉ ગયા ત્યાં એક બીજા સંન્યાસી આગળ તેની વાત કરી, કે 'હમે તો શિષ્ય કીયે બિના કિસિકા ભોજન હિ લીયા નહીં.' તે સાંભળી એ બીજા સંન્યાસી બોલ્યાઃ 'હા, અમુક દેશમાં તે અમુક નામવાળો અચ્છો

છે; તેણે મને છ માસ રાખ્યો હતો અને તે તો મારો શિષ્ય થયો છે.' પેલા સ્વામી બોલ્યાઃ 'તે તો મારો શિષ્ય થયો છે.' તકરાર થતાં બન્ને તે ગૃહસ્થને ઘેર આવ્યા. જુદાજુદા છેટે ઊતર્યા. ખબર મળતાં તે ગૃહસ્થ પણ પતાસાંની થાળ, પુષ્પમાળા, ચંદન, શ્રીફળાદિ લઈ આવ્યો; બન્નેની પૂજા કરી પગે લાગ્યો અને 'હું કૃતાર્થ થયો,' એમ કહી સંતોષ આપી બન્નેને જમાડ્યા. પછી એકે પૂછ્યું, કે 'તુમ કિસકા શિષ્ય?' શેઠે કહ્યું, કે 'આપનો.' એજ રીતે બીજા સ્વામીએ પૂછ્યું; તે વખતે બોલ્યોઃ 'કાલે કહીશ.' સ્રીને ઘરમાં સમજાવી મૂકી કે 'આજે હું કથા સાંભળવા જાઉં, ત્યાં અધવચ બૂમ પાડવા આવજે અને મને કહેજે, કે 'ચાલો જલદી; વખત થઈ છે.' તે સંકેત પ્રમાણે બીજે દહાડે સવારે કથામાં તે ગયો; તે પછી સ્રી આવીને બોલી, કે 'જલદી ચાલો.' તેજ વખતે તે ગૃહસ્થે બન્ને સ્વામી સામે જોઈ કહ્યું, કે 'મહારાજ! આપ હમકું પૂછતે થે; સો અબ દેખો, ઓ ખડી હેં, સો મેરી ગુરુ હેં; વો જબ કહે તબ આપકી સેવા બજા શકું. ઇસકે અંગ પર હજારોકે જરીઆન હેં, સો ઇસકી પૂજા હૈં; આપકી સેવામેં વો બાઈ (ગુરુ) મુજકો રૂપિયા પાંચ દેતી હૈં ઇસીસે મૈં સેવા બજાતા હું. અબ સો આઈ હેં બોલાનેકું, તો ચલના પડતા હેં. ઇસ લીયે ઓ મેરા ગુરુ હે. ઇસકી આજ્ઞામેં રહના પડતા હેં. ઇસકી હજારો રૂપીયાકી સેવા હોતી હૈ, ઔર આપકી તો એ પાંચ રૂપિયા દેવે તો હોય. ઓ દેખા મેરા ગુરુ? તે સાંભળી બન્ને સ્વામીએ નીચું જોયું.

તાત્પર્ય કે, જિજ્ઞાસુ મનુષ્યે તો સર્વ સંત–સાધુ–મહાત્માની શ્રદ્ધાપ્રેમથી યથાશક્તિ સેવા કરતા રહી, તેમને અન્નપાનાદિથી સંતોષી, તેમનાથી જે સાર મેળવી શકાય તે જ ગ્રહણ કરવો;

જેની પાસેથી જે ગુણ લેવાય, તે ગુરુરૂપ છે જ; ગુરુ દત્તાત્રેયે જેની પાસેથી જે ગુણ લીધો હતો, તે બાબતમાં તેને ગુરુ માન્યા છે જ; પરંતુ ગુરુપદનું અભિમાન થાય, તો તેને અટકાવવા અને પરસ્પરનો ટંટો સમાવી દેવા એ ગૃહસ્થે ત્રીજો ગુરુ સ્ત્રીને બતાવી બુદ્ધિચતુરાઈ વાપરી હતી.

એક મહાત્મા હતા. પરમેશ્વર ઉપર તેની ઘણી જ પ્રીતિ હતી; તેવી જ પ્રભુની પણ તેના ઉપર પ્રીતિ હતી; તેથી તે સિદ્ધિને પામ્યા હતા; પણ પ્રારબ્ધના દોષથી તેમના શરીરે કોઢનો રોગ થયો હતો. તેના દર્શન માટે એક ફકીર સાધુ પાંચ ગાઉ દૂરથી આવતો હતો. રસ્તે દાડમનું ઝાડ જોઈ ખાવાની ઇચ્છાથી એક દાડમ તેણે તોડયું અને ચાખ્યું, તો આગળ જતાં બીજા ઝાડે મોટાં દાડમ દીઠાં; તે લેવાની ઇચ્છાથી જતાં, તેનાથી સારા દાડમનાં ઝાડ આગળ જોયાં; તેમાં સરસ દાડમ હશે. તે લઈશું એવી તૃષ્ણાથી તે આગળ ચાલ્યો. એમ ઘણાં ઝાડ આવતાં ગયાં; તેટલામાં તો મહાત્માનો આશ્રમ આવ્યો; તેથી હવે લેવું ઠીક નથી; એમ વિચારી હાથમાં જે લીધેલું હતું, તે પણ ફેંકી દઈ મહાત્મા પાસે જઈ તે ઊભો. તેને જોઈ પેલા સૂતેલા મહાત્માએ કહ્યું કે, 'આવ રે અમુકના પુત્ર! અમુકરામ!' તેણે પૂછયુંઃ 'મારા પિતાને આપે જોયા સાંભળ્યા છે?' સંત બોલ્યાઃ 'ના ભાઈ!' ત્યારે તેણે પૂછયુંઃ 'તો મારું તથા મારા બાપનું નામ તમે શી રીતે જાણ્યું?' સંત બોલ્યાઃ 'પ્રભુકૃપાથી.' ત્યારે તે બોલ્યા, કે 'તો આ કોઢકું ભી પ્રભુકો વિનતિ કરકે મિટા દો, એ કાહેકું રખા હૈ?' સંત મહાત્મા બોલ્યાઃ 'દેખ ભાઈ! તેરેકું મનમે કોઢ હુવા હૈ ઔર મેરેકું તન મેં હુવા હૈ. તેરે કોઢસેં મેરા બહોત અચ્છા હેં; તેરેકું દાડમકી જો બઢતી–બઢતી તૃષ્ણા હો રહીથી, ઓ કોઢ

બડા બૂરા હૈ; ઓ વાસના-તૃષ્ણાકું મિટાને કે લિયે તુમ ભી પ્રભુકી સ્તુતિ કરો.' પોતાના મનની દાડમની વાત પણ આ જાણે છે, તે જોઈ એ ચૂપ થઈ ગયો. ત્યારે સંત ફરી આગળ બોલ્યા: 'દેખ, કોઈ સંત ગુફામાં રહે છે, તેને કોઈ સંસારી લોક આવી હેરાન કરે નહિ, તે માટે ગુફાનાં દ્વાર ઉપર સિપાઈનો પહેરો રાખે છે; તેવો સિપાઈ મેં પણ આ કોઢરૂપે રાખ્યો છે, જેને જોઈ અમારા ધ્યાનમાં કોઈ વિક્ષેપ કરવા આવતું નથી-એ સિપાઈને જોઈ બધા દૂર જતા રહે છે; અર્થાત્ એ કોઢની ગંધથી જ બધા ભાગી જાય છે. ઓર તેરેકું તો હમેરેસેં ઊલટા હૈ; જેમ કોઈ વેશ્યા હોય, તેનાં દ્વાર પર રાખેલો સિપાઈ બધાને અંદર આવવા બોલાવે, કે 'તુમ આવ, તુમ ભી આ જાવ, ચલે આવ, સબ આવ.' ઐસા તેરા કોઢ ભી હૈ; વળી ભાઈ, તું કહે છે કે એ રોગ મટાડી દો; પણ સદાવ્રત ચાલતું હોય, તે બંધ શા માટે કરવું જોઈએ? તેનાથી અનેક પ્રાણીઓ વગેરે જીવો તૃપ્ત થાય છે; એ હમેરા સદાવ્રત હિ હૈ; ઇસલિયે એ હમારા કોઢ બહોત અચ્છા હૈ. તેરે મનકી વાસનારૂપ કોઢ દૂર હો જાય, ઐસી તુમ પ્રભુકી પ્રાર્થના કર. વાસનાક્ષય થશે તો સુખી થવાશે, એ જ તાત્પર્ય છે; કેમ કે શરીર ક્ષણભંગુર હોવાથી વાસનાનો નાશ કરી પરમાર્થસિદ્ધિ મેળવવા આલસ્ય, પ્રમાદ અથવા વિલંબ કરવો યોગ્ય નથી.'

એક રાજાનો વજીર ગુરુ દ્વારા જ્ઞાની થયો હતો. તે નગરમાં એક વેશ્યા રહેતી હતી; તેણે સભા ભરી પોતાની પ્રતિજ્ઞા જાહેર કરી કે 'સવા કરોડ રૂપિયા આપે તેની સામે હું જોઈશ.' પછી તે વેશ્યાને રાત્રે સ્વપ્ન આવ્યું, કે વજીર સાહેબ ચાર દિવસ મારી સાથે રહ્યા; રંગભોગ-વિલાસ કર્યો અને પાંચમે દહાડે ઘેર ગયા;

તેથી બીજે દિવસે રાજાની સભામાં જઈ વજીરને તે કહેવા લાગી, કે 'ચાર સવા પાંચ કરોડ રૂપિયા લાવો.' વજીર કહે 'શાના?' વેશ્યા કહે 'ચાર દિવસ મારી સાથે રહ્યા તેના.' લોકો આશ્ચર્ય પામ્યા. વેશ્યા બોલી: 'જૂઠું બોલું તો રામદુવાઈ (એ તેની વાત પણ ખરી).' વજીર બોલ્યા: 'હું તારે ત્યાં ક્યારે આવ્યો હતો? અને એ શું?' તકરાર વધી. વજીરે ગુરુને તેડાવ્યા. ગુરુ બોલ્યા: 'બેટા! શું છે?' વેશ્યા બોલી: 'વજીર મારી સાથે ચાર દિવસ રહ્યા, તેના પાંચ કરોડ રૂપિયા માગું છું.' વજીર બોલ્યો: 'પાંચને બદલે છ કરોડ આપું, પણ હું એને ત્યાં ગયો જ નથી.' ગુરુએ પૂછ્યું: 'બેટા! સ્વપ્નામેં વજીર આયા થા?' વેશ્યા બોલી: 'હા, મહારાજ.' ગુરુ બોલ્યા: 'અચ્છા, બેટા વજીર! લાવ, રૂપિયા પાંચ કરોડનો ઢગલો કર.' તરત તેણે રૂપિયા મંગાવી ઢગલો કર્યો. એક મોટો આરસો મંગાવ્યો, તે આડો મૂક્યો. પછી વેશ્યાને ગુરુએ કહ્યું: 'જો દેખ લે, રૂપિયા પાંચ કરોડ દેખાય છે? ઓછા હોય તો બોલ.' વેશ્યા બોલી: 'બરાબર છે.' ગુરુ બોલ્યા: 'અબ જો આરસામેં દીખતા હે સો ઉઠા લે.' વેશ્યા બોલી: 'કાચમાં દેખાય તે શી રીતે લેવાય?' ગુરુ બોલ્યા: 'તો હૈયું શું ફૂટી ગયું છે? સ્વપ્નમાં દીઠું, તેના રૂપિયા જાગ્રતમાં કેવી રીતે મંગાય!' સમાધાન થયું. વેશ્યા નીચું મોઢું કરી ચાલી ગઈ. વજીર આરોપમાંથી મુક્ત થયો. તાત્પર્ય, કે સ્વપ્નનું દૃશ્ય જાગ્રતમાં મિથ્યા છે, તેવું જ જાગ્રતનું દૃશ્ય સ્વપ્નમાં મિથ્યા છે. દ્રષ્ટા–સાક્ષી–ચિદાત્મા જ અસંગ જ્ઞાનરૂપ હોઈ સત્ય છે.

સમષ્ટિ–બ્રહ્માંડમાં ચૌદ લોક છે; તેના નાથ શ્રીહરિ પરમાત્માને ચૌદ લોકના નાથ કહીએ છીએ; તે જ પ્રભુ આ દૃશ્ય વિશ્વમાં અનેક વ્યક્તિ–વ્યષ્ટિરૂપે બની રહ્યા છે. તે

સમષ્ટિનું જ પ્રતિબિંબ અથવા નકલ પ્રત્યેક વ્યષ્ટિ છે; તેથી વિચાર કરી જોતાં આપણે આપણાથી અલગ ઈશ્વરને શોધવા જતાં તે શોધાતા જ નથી.*

---

* આપણું બ્રહ્માંડ આ શરીર જ છે. તેમાં બ્રહ્મરંધ્રરૂપ દ્વાર તે પહેલો લોક છે. બે નેત્ર, બે કાન, નાકનાં બે છિદ્ર, મુખ, ગુદા, લિંગનાં બે છિદ્ર (એક મૂત્રનું તથા એક વીર્યપતનનું), નાભિ, બે તરફનાં બે પાંસળાં એમ બધાં મળી ચૌદ દ્વારરૂપ લોકને આત્માએ નાથી લીધા છે; અથવા એમાં પોતે નાથાઈ રહ્યો છે; માટે આત્મારૂપે હું જ એ ચૌદ લોકનો નાથ છું.

કેડની નીચેનો ભાગ, વચલું ધડ, અને ડોકું, એ ત્રણ લોકોનો નાથ હું ચૈતન્ય છું. બે હાથના ચાર કકડા (ઉપલા–નીચલા), બે પગના ચાર કકડા અને બાકીનું ધડ વગેરે શરીર મળી નવખંડ પૃથ્વીનો અધિપતિ હું ચૈતન્ય છું.

આપણે જેવા છીએ તેવા આપણા બાપ, દાદા, પ્રદાદા, હતા; એ જ રીતે કર્તા પુરુષ તથા મૂળ પુરુષ પણ આપણા જેવા જ છે, એમ સૂક્ષ્મ વિચારથી જોવું.

પાતાળરૂપ જળ પગ છે; તે ઉપર પૃથ્વી કેડ છે; તે ઉપર નાભિ પવન છે; તે ઉપર નેત્ર અગ્નિ છે; તે ઉપર બ્રહ્માંડ આકાશ છે. એ સર્વનો સાક્ષી સર્વથી જુદો જ હું છું; તે સર્વથી અલિપ્ત છું. 'પિંડે તે બ્રહ્માંડે.'

માયા સાચી છે, એવું પણ અધિકારી પરત્વે કહેવામાં આવે છે. જુઓ, જ્ઞાની શિવ, બ્રહ્મા, વિષ્ણુ, વસિષ્ઠ વગેરેના પહેલાંની માયા છે અને તેથી તેનું નામ સત્યા–સાચી છે; તેથી જ તે રહે છે. ઉમામહેશ્વર, લક્ષ્મીનારાયણ, રાધાકૃષ્ણ, સીતારામ એ રીતે મોટાની પહેલાં પણ એ માયાશક્તિનું જ સ્મરણ થાય છે. કોઈ એમ નથી બોલતા, કે નારાયણલક્ષ્મી, મહેશ્વરઉમા વગેરે; કેમ કે એ માયાનો પ્રદેશ પ્રથમ વટાવવો, ઓળંગવો, કાપવો પડે છે; પછી માયાપતિનાં પરમધામની હદમાં પ્રવેશ થાય છે.

આપણાથી કાંઈ થતું નથી; આપણે કંઈ જ કરી શકતા નથી. આપણે બોલીએ, ચાલીએ, ખાઈએ, ખવડાવીએ, ભણીએ, ભણાવીએ, કમાઈએ, રમીએ, ભમીએ, અનેક પ્રકારના સંકલ્પો કરીએ, એ સર્વ પ્રારબ્ધથી થાય

આ જગતમાં લોભે કોઈને છોડ્યો નથી; તે વિષે એક કવિએ સાચું લખ્યું છેઃ–

**सकामी कामलुब्धश्च निष्कामी मोक्षलोभवान्।**
**भगवान् भावलुब्धश्च निर्लोभी अतिदुर्लभः॥**

કામનાવાળા કામના લોભી છે, નિષ્કામ થયેલા મોક્ષના લોભી છે; અને ભગવાન ભાવના લોભી છે; આમ લોભવગરનો (મળવો) અત્યંત દુર્લભ છે.

સંકલ્પોનું વારંવાર સ્ફુર્યા કરવું, એ જ અંતઃકરણની મલિનતા છે; અને તે સંકલ્પથી શાંત થવું–નિઃસંકલ્પ થવું,

---

છે. સંકલ્પ ઊઠે છે, તે પણ પ્રારબ્ધ કર્મથી જ ઊઠે છે.

પિત્તળના ઘડામાં દૂધ હોય અથવા સોનાના, ચાંદીના, તાંબાનાં કે માટીના ઘડામાં દૂધ ભરેલું હોય, ત્યારે તે ઘડા શાના છે, તે આપણે જોવાનું નથી. આપણને તો દૂધ સાથે કામ છે; તે ખુશીથી લઈશું જ. તેમ બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય આદિના શરીરરૂપ ઘડામાં અથવા સંસ્કૃત ભણેલા વિદ્વાન, પંડિત, શાસ્ત્રીમાં અથવા અભણમાં જે વ્યક્તિરૂપ ઘડામાં જ્ઞાન હોય, તે જ્ઞાન સાથે આપણને કામ છે. તે જ્ઞાન લેવાની જરૂર છે; તે જ્ઞાન ખુશીથી લેવું.

બરફીપુરી, શાકભાજી, ભાતદાળ વગેરેનું પોટલું બાંધી માથે ભાર ઉપાડી અશ્વિનીકુમાર જઈએ અથવા ભમતા ફરીએ; તો તે ભાર માથે ઉપાડી બોજો સહન કર્યા કરવો એ કેવળ ક્લેશ છે. જ્યાં સુધી ભિન્ન-દ્વૈત રાખ્યું છે, ત્યાં સુધી ક્લેશ જ છે; પણ તે બધું જમી લઈ ચાલે–હરેફરે, મોજ કરતો રહે, તો કશું દુઃખ નથી; કંઈ ભાર નથી અને કશો ભય નથી; તેમ ભણ્યાગણ્યા, સત્સંગ સેવ્યો અને વિદ્યા મેળવી, તેથી વિદ્યા–જ્ઞાનરૂપ પોટલું લઈ, મોટા વિદ્વાન–પંડિત બન્યાનું અભિમાન ધરી ફર્યા કરે, તો તેના માથા પર એ દુઃખદાયી બોજો જ છે, પરંતુ તે જ્ઞાનને ગળે ઉતારે–યથાર્થ સમજી, વિચારી, મનન–નિદિધ્યાસન કરી અનુભવે; અર્થાત્ અભેદનો સાક્ષાત્કાર કરે, તો તે અભય પ્રાપ્ત કરી પ્રસન્નતાથી મોજ કરતો રહી પ્રારબ્ધ બાકી હોય, ત્યાં સુધી સંસારની મુસાફરી ખેડી છેવટે સ્વરૂપમાં તન્મય બને.

એ જ નિર્મળતા છે. એવા નિર્મળ થવાથી તે સ્થિતિમાં સ્વરૂપનું ભાન થવાનો સંભવ છે.

ઝાંઝવાનાં જળ જોઈ સ્નાનપાન કરી લેવાના સંકલ્પ કરતો ને મલકાતો એક પ્રવાસી જતો હતો. સામેથી આવતા એક સુજ્ઞ મહાશયે તેને પૂછ્યું, કે 'ભાઈ! કેમ મલકાઓ છો?' પ્રવાસી બોલ્યો: 'તરસ લાગી છે, તેથી જળપાન કરશું, સ્નાન કરીશું અને સંધ્યા કરી પરવારી લઈશું, એ વિચારથી ખુશી થતો જાઉં છું.' તે સાંભળતાં જ તે સુજ્ઞે ડોકું ધુણાવ્યું, ત્યારે પ્રવાસીએ પૂછયું: 'કેમ?' સુજ્ઞ બોલ્યો: 'તમારી મૂર્ખાઈ જોઈને; એ તો ઝાંઝવાનાં જળ છે, માત્ર કહેવાનાં અને જોવાનાં જ છે; તે સાચાં જળ નથી; છતાં તેમાં સુખ ઇચ્છી તૃપ્તિ મેળવવાના સંકલ્પની તમે જાળ ગૂંથી રહ્યા છો, તે જોઈ મેં ડોકું ધુણાવ્યું. એ જળ જેવાં ભાસે છે ખરાં, પણ તે કશું જ નથી.' પ્રવાસી બોલ્યો: 'શું બોલો છો? પ્રત્યક્ષ દેખાય છે ને?' સુજ્ઞ બોલ્યો: 'ભ્રાંતિ છે, જાઓ, ન માનો, તો ખાતરી થશે, દોડ્યા જાવ.' પ્રવાસી દૂર ને દૂર ચાલ્યો જ જાય છે; તે સાચાં જળ જેવું દેખાયા જ કરે છે, પણ કશું જ નથી. પાછા ફરી જોયું, તો જ્યાંથી પોતે આવ્યો, તે જમીન ઉપર પણ જળ દીઠું. પછી તે વિચારવા લાગ્યો, કે 'આ કેવું આશ્ચર્ય છે? જે પાછળની જમીન મેં હમણાં જ છોડી છે, ત્યાં કશું જ ન હતું; છતાં આ ખોટું જળ ત્યાં ભાસી રહ્યું છે; તો આગળ પણ ગમે તેટલા દોડી મરીશું અને થાકીશું પણ તેથી વ્યર્થ શ્રમ જ છે, એ તો મિથ્યા છે.' એમ વિચારથી તેના ધ્યાનમાં આવ્યું. તેમ સાચા વિચારની ખામીથી જગત આવું ને આવું જ દેખાય છે. ખારી જમીન સાથે સૂર્યનાં કિરણોનો સંબંધ થવાથી ત્યાં સાચા જળ જેવું ખોટું ભાસે છે, તેવી રીતે માયાના

ત્રણ ગુણ સાથે ચેતનની સત્તાનો સંબંધ થતાં જગત સાચું હોય તેવું દેખાય છે. એમાં સ્ત્રી, પુત્ર, ધન, ધરા, ધામ વગેરે મેળવી સુખી થઈશું, એવી સુખની ઇચ્છા કરવી, તે વ્યર્થ જ છે-નરી મૂર્ખાઈ છે. પાછળ જળ દેખાયા કરતું હતું, તેને સાચું જાણી, તેને મૂકીને આવ્યા, પણ તે મળ્યું નહિ. જેમ આપણા બાપ ગયા, દાદા ગયા, પ્રદાદા ગયા; એમાંનું અત્યારે કાંઈ નથી; તે જ પ્રમાણે આગળ આપણે જઈશું, પુત્રો જશે પૌત્રો જશે અને છેવટે બધું જશે; એમાં સાચું કાંઈ નથી. એ મિથ્યા ભ્રાંતિથી કામના લોભી થવું, એથી મોટી મૂર્ખાઈ બીજી કોઈ નથી. ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણ કહે છે: '**दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया।** ગુણમય મારી આ દૈવી માયા ખરેખર છૂટવી મુશ્કેલ છે' આ અર્ધો શ્લોક જ પકડી રાખી કેટલાક જે કામી, લોભી, સંસારી લોક છે, તે એ અર્ધા શ્લોકનું ઓઠું-આડું ધરી કહ્યા કરે છે, કે એ દૈવી ત્રિગુણમયી મારી માયા તરવી બહુ કઠણ છે, એમ પ્રભુ જ કહે છે; શું કરીએ ભાઈ! પણ તે અજ્ઞાનીઓ તે શ્લોકનું પાછલું અર્ધું ચરણ બોલતા નથી, કે '**मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते।** જેઓ મારે જ શરણે આવે છે, તેઓ એ માયા તરે છે,' એટલે હું એવું જુદું કાંઈ છે જ નહિ; પરમાત્મા જ આ જગતરૂપે જણાઈ રહ્યા છે; તે જગતમાં હું પણ આવ્યો. દરેક વ્યક્તિમાં 'હું' 'હું' રૂપે તે પ્રભુ જ છે, તો મારામાં પણ 'હું' રૂપે તે શ્રીહરિ જ છે; અર્થાત્ હું બ્રહ્મરૂપ છું, એમ જાણી જેઓ મારે શરણે આવે છે, તેઓ એ માયા તરી જાય છે.

પ્રશ્ન—શ્રીકૃષ્ણે એ રીતે કહ્યું, તે વેળા અર્જુન તો તેમની સમીપમાં જ હતા, પણ આપણે તે કૃષ્ણને શરણે શી રીતે જઈએ?

ઉત્તર—ભગવાન પોતે જ કહે છે: '**अहमात्मा गुडाकेश**'

હે નિદ્રાને જીતનાર અર્જુન ! દરેક પ્રાણીમાં હું જ આત્મારૂપે રહેલો છું. '**सर्वस्य चाहं हृदि सन्निविष्टो।** સર્વના હૃદયમાં હું રહેલો છું;' એમ તે જ શ્રીકૃષ્ણે કહ્યું છે; તો ખોટી જુદાઈ અને અહંમમત્વ છોડી પોતાનું સત્ય સ્વરૂપ જાણી '**ब्रह्मैवाहम्।** હું બ્રહ્મ જ છું,' એવા દૃઢ નિશ્ચયથી જે જ્ઞાની રહે છે, તે જ મારે શરણે આવેલો ગણાય છે. પ્રત્યેકનો જે પ્રત્યગાત્મા છે, તે જ સચ્ચિદાનંદ શ્રીકૃષ્ણ પરમાત્મા છે.

તેલરૂપ સ્નેહ કાયમ હોય, ત્યાં સુધી બત્તી બળ્યા કરે છે; પણ તેલ ખલાસ થતાં બત્તી બુઝાઈ જઈ દીવો પોતાના વ્યાપક અગ્નિસ્વરૂપમાં એકતા પામે છે; તેથી તેને લોક કહે છે, કે દીવો ઘેર ગયો. તેમ કર્મ, અવિદ્યા, વાસના-રૂપ સ્નેહ (તેલ) કાયમ હશે, ત્યાં સુધી ગુણ એટલે દોરી-દિવેટ-બત્તીરૂપ શરીર ઊભું રહેશે; અને તે ગુણ (બત્તી) સાથે સ્નેહ (તેલ) રહેશે, ત્યાં સુધી જ જન્મમરણ થયા કરશે; પરંતુ ગુણ સાથેનો સ્નેહ છૂટશે એટલે કર્મ-વાસના વગેરેનો નાશ થઈ જશે અને બ્રહ્મભાવ પ્રાપ્ત થશે.

જે કર્મ કરવું તે ઈશ્વરાર્પણબુદ્ધિથી કરવું, તેથી તેનું નાશવંત ફળ નહિ મળે; પરંતુ ચિત્તશુદ્ધિરૂપ અવિનાશી ફળ તો મળશે. અથવા એમ કહેવું અને માનવું કે હું કર્તા નથી, પણ ઈશ્વર જ કર્તા-ભોક્તા છે, તો તેથી તે કર્મનો સ્પર્શ પણ નહિ થતાં તે સંબંધી કોઈ પ્રતિબંધ પણ નડશે નહિ. આવા અભિપ્રાયથી કહ્યું છે, કે '**हरिर्दाता हरिर्भोक्ता हरिरन्नः प्रजापतिः॥ हरिर्विप्रशरीरस्तु भुंक्ते भोजयिता हरिः॥ एवं ज्ञात्वा नरो भुंक्ते अन्नदोषो न विद्यते॥** અર્થાત્ આપનાર શ્રી હરિ છે, ખાનાર શ્રીહરિ છે, અન્ન પણ પ્રજાપતિ શ્રીહરિ છે; બ્રાહ્મણના શરીરે શ્રીહરિ જમે છે અને જમાડનાર પણ શ્રી

હરિ જ છે, આમ સમજીને જે જમે છે, તેને અન્ન સંબંધી દોષ લાગતો નથી.'

કર્મ કરી ઈશ્વરને અર્પણ તો કરીએ, પણ ઈશ્વર તે ગ્રહણ નહિ કરે, તો પછી તે આપણી જ પાસે રહેશે; અને તેમ થાય, તો તે ભોગવવાથી જન્મમરણ તો કાયમ જ રહ્યું. એ ઈશ્વર તો અંતર્યામીરૂપે નિર્લેપ, અકર્તા, અભોક્તા છે; એટલે સાક્ષી, દ્રષ્ટા તથા આત્મારૂપ ઈશ્વર તો કાંઈ કરતો જ નથી, ત્યારે કર્મનાં ફળભોગની નિવૃત્તિ શાથી થાય?

તત્ત્વજ્ઞાનથી. હું અસંગ, સચ્ચિદાનંદ બ્રહ્મરૂપ છું, એવા જ્ઞાનથી કર્મો છૂટે છે. ગીતામાં ભગવાન કહે છે: '**ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात् कुरुते**। જ્ઞાનરૂપ અગ્નિ સર્વ કર્મોને બાળી ભસ્મ કરે છે.'

× સકામ કર્મથી વારંવાર જન્મમરણ થાય છે અને નિષ્કામ

---

× દિતિ અને અદિતિ એ બે કશ્યપની સ્ત્રી હતી. તેમાં દૈત્યોની માતા દિતિએ મુનિ કશ્યપની ખૂબ સેવા કરી તેમને પ્રસન્ન કર્યા; તેથી કશ્યપે વર માગવાનું કહેતાં દિતિએ માગ્યું, કે 'ઇંદ્રને મારનારો પુત્ર થાય, એવું વરદાન આપો.' મુનિએ વિચાર્યું, કે 'માસી થઈને શું માગે છે?' પણ બોલી ચૂક્યા એટલે શું કરે? તેમણે કહ્યું: 'બાર માસ તું વ્રત રાખશે, તો તેમ થશે. તે વ્રત એવું છે, કે જૂઠું ન બોલવું, દિવસે અને સંધ્યાકાળે સૂવું નહિ, પગ ધોયા વગર સૂઈ ન જવું વગેરે.' દિતિ તે પ્રમાણે વ્રત પાળવા લાગી. તે વાત ઇંદ્રના જાણવામાં આવી, તેથી તે બીજું રૂપ ધરી ચાકર થઈને દિતિ પાસે રહ્યો અને રીતસર સેવા કરવા લાગ્યો. એક વખત દિતિ સંધ્યાકાળે પગ ધોયા સિવાય ઊંઘી ગઈ. તે ભૂલની તક મળવાથી ઇંદ્રે તેના પેટમાં પ્રવેશ કરી ગર્ભના સાત કટકા કરી તે દરેક (સાત)ના સાત-સાત કટકા કર્યા. તે ૭×૭=૪૯ વાયુ થયા. તેથી ઇંદ્ર મરાયો નહિ. એમ સકામ કર્મમાં અનેક વ્યર્થ ક્લેશ સહન કરવા પડે છે; તે સાથે ભૂલચૂક થાય, તો કંઈને બદલે કંઈ થઈ જાય છે;

**કર્મ કરવાથી ચિત્તશુદ્ધિ થઈ જ્ઞાન થાય છે; તે જ્ઞાનથી મોક્ષ થાય છે. તેને માટે અનુભવસિદ્ધ અભેદ બ્રહ્માત્મૈકય વિજ્ઞાન થવું જોઈએ. કહ્યું છે, કે 'शास्त्रजन्यं ज्ञानम्, अनुभवसिद्धं विज्ञानं। શાસ્ત્રથી જે થાય છે, તે જ્ઞાન છે અને અનુભવથી જે સિદ્ધ થાય છે, તે વિજ્ઞાન છે.'**

ત્યારે દુઃખી થવું પડે છે, અને ધારેલું ન થવાથી શ્રમ તથા ખર્ચ કરેલો નિષ્ફળ જાય છે. પગાર આપી નોકર રાખ્યો હોય, તેનાથી દીવો સળગાવતાં હાંડી ભાંગી જાય, તો તેના પર ક્રોધ કરાય છે, પગારમાંથી તે હાંડી વગેરેની કિંમત કદાચ કાપી લેવાય; પણ વગરપગારે ખુશીથી નોકરી કરતો હોય તો આપણે એમ કહીશું કે ફિકર નહિ, ચિંતા નહિ, ગભરાતો નહિ.

નાશકમાં એક બ્રાહ્મણને પુત્ર થયો. તે બ્રાહ્મણે તપ કરી વિષ્ણુને પ્રસન્ન કરેલા, તેમના વરદાનથી તે પુત્ર થયો હતો; પણ તે આંધળો હતો. તે જન્મથી આંધળો જન્મેલો, પરંતુ ઉત્તમ સંસ્કારથી સત્પુરુષોનો સમાગમ થતાં તે સાથે મનન અને વિચારથી બ્રહ્મનિષ્ઠ થયો. તે પુત્રે એક દિવસ પિતાને પૂછ્યું: 'હે તાત ! હું જન્મથી આંધળો કેમ ?' બાપે કહ્યું: 'તેં કોઈનાં રત્ન ચોર્યાં હશે, તેથી તું આંધળો થયો છે. પુત્ર બોલ્યો: 'જેના પ્રકાશ વડે સૂર્ય, ચંદ્ર, અગ્નિ, તારા અને સર્વ પ્રકાશે છે, તે પ્રકાશક તત્ત્વને જે નથી જાણતું તેને જ શાસ્ત્રો, ઉપનિષદો, સત્પુરુષો અને શ્રીભગવાન પણ આંધળો કહે છે. પિતાજી ! મને ક્ષમા કરશો; તેઓના એ ડિંડિમથી સાબિત થાય છે, કે ખરા આંધળા તમે જ છો; તમે જન્મ વૃથા ગુમાવ્યો છે; સાંભળવા યોગ્ય તે એક પરમ તત્ત્વને સાંભળ્યું નહિ. જાણવા લાયક તે સદ્વસ્તુને જાણી નહિ, એટલે આત્મરૂપે અનુભવી નહિ અથવા મેળવવા લાયક તે અભેદ જ્ઞાન મેળવ્યું નહિ. હું આંધળો નથી. મારા નાશવંત, તુચ્છ, ભૌતિક સ્થૂલ શરીરને શું જોઈ રહ્યા છો ? એ તો એનું જેવું પ્રારબ્ધ હશે, તેવું જ થશે, તેમાં મને કંઈ સ્પર્શ સંબંધ નથી; હું તો સાક્ષી દ્રષ્ટા છું. **पुन्नाम्नो नरकात् त्रायत इति पुत्रः** પુત્ નામના નરકથી જે બચાવે છે, તે 'પુત્ર' છે. એ વચન અનુસાર હું તમારો પુત્ર છું, એમ કહેવાય અને મનાય, તો મારે મારી ફરજ–મારો પુત્રધર્મ બજાવવો–પાળવો જ જોઈએ; તેથી તમને એ

જ્ઞાનની વાતમાં જેને રસ લાગે, આનંદ, રુચિ, પ્રેમ થાય તેને પણ જ્ઞાની જાણવો. જેમ સૌથી સારો સંગીતકુશળ ગવૈયો હોય તેના ગાયનની ખૂબી જાણનાર સભામાં કોઈક જ હોય છે; એ ખૂબી જાણનારને જ ખરો રસ પડે છે–તેને જ ખરો પ્રેમ પ્રકટે છે; બીજા બધાને રસ–સ્વાદ જણાતો નથી. તે જ પ્રમાણે કોઈ વાદિત્ર વગાડનારો નરઘાં, સારંગી બજાવે, તેમાં બધા લોક વાહવાહ કરી ખુશ થાય, પણ તેમાં પેલા ઉત્તમ ગવૈયાના ગાયનની ખૂબી ન જાણનાર તો કહે છે, કે મારે ત્યાં એક ગાય છે, તેની વાછરડી 'આ આ આ આ' કરીને આમ જ બરાડે છે. મતલબ કે પૂર્વના સંસ્કારથી જ્ઞાનની વાત પ્રિય લાગવાથી જેને તેમાં રસ પડે છે, તેને પણ જ્ઞાની જાણવો.

સર્વ જ્ઞાનીઓનો અનુભવ એક જ હોય છે; આનંદમાં ન્યૂનાધિકતા હોય છે; વધારે ઉપાધિવાળાને તેટલો ઓછો આનંદ હોય છે. જેટલી ઉપાધિ ઓછી તેટલો આનંદ વધારે;

ઉપદેશરૂપે કહેવું યોગ્ય છે. આ મેં મારી ફરજ બજાવી છે; માટે હે પિતાજી! તમે તે સદ્વસ્તુ આત્મતત્ત્વને જાણો; જ્ઞાનચક્ષુ બંધ છે, તેને અજ્ઞાનરૂપ આવરણનું પડળ ખસેડી નાખી તે ખોલીને જુઓ; બધે સર્વરૂપ–જ્ઞાનરૂપે તમે પોતે જ સદ્ગુરૂ પરમાત્મા પૂર્ણ તથા સિદ્ધ છો. શ્રુતિ કહે છે, કે 'नेह नानास्ति किंचन। આ અનેક નાનારૂપે ભાસતું દૃશ્ય કાંઈ જ નથી.' તમે જ સચ્ચિદાનંદ ઘન એક પૂર્ણ છો; ભ્રાંતિથી મિથ્યા ક્લેશમાં શા માટે તણાઓ છો. હું બ્રહ્મરૂપ છું એમ જાણો, તો મુક્ત જ છો. જેમ ગંગા, ગોદાવરી, મોક્ષ આપનારી પાસે જ છે, એમ સાંભળ્યા છતાં અને જાણ્યા છતાં લોક તેને છોડી બીજાં અનેક તીર્થો ઉપર જઈ ભમતા ફરે છે; પણ જે પાસે છે, તેને જાણતા નથી. તેમ તે મોક્ષરૂપ આત્મા તમે પોતે જ છો, છતાં જડને બાઝી રહી ક્લેશ સહો છો, તો હવે વિચાર કરી તેમ ન કરતાં, દેહાદિ દૃશ્ય નથી, પણ બધાંનો સાક્ષી જ્ઞાનસ્વરૂપ છું, એમ જાણો, તો મુક્ત જ છો. એવા જ્ઞાનચક્ષુથી યુક્ત થઈ તમે સાચું જોનારા થાવ, એ જ મારી નમ્ર પ્રાર્થના છે.

પણ અનુભવ તો તે સર્વનો એકસરખો જ હોય છે; માત્ર સ્થિતિમાં ફેર હોય છે. વધારે વ્યવહાર ભોગવનારાની સ્થિતિ કાચી ગણાય, પણ તે કાચો છતાં અનુભવ તો તેને એક-સરખો જ હોય છે.

પ્રશ્ન–કાચી સ્થિતિવાળો જ્ઞાની વધારે વ્યવહારયુક્ત હોવાથી તેને ભ્રષ્ટ થવાનો સંભવ છે; તેથી તે કદી ભ્રષ્ટ થાય તો તેને જન્મમરણરૂપ પુનરાવૃત્તિ થાય કે નહિ?

ઉત્તર–વધારે વ્યવહારથી ભ્રષ્ટ થાય, તોપણ જો તે જ્ઞાની હોય, તો તેની પુનરાવૃત્તિ થાય નહિ. કાચી સ્થિતિવાળો અથવા પરિપક્વ સ્થિતિવાળો જ્ઞાની હોય, તો તેની પુનરાવૃત્તિ થાય જ નહિ; પરંતુ તેને જગત તો કાંઈ ને કાંઈ કહેશે જ. જેમ મહાભારતનો યુદ્ધપ્રસંગ સાંભળી શૂરવીરને શૂર ચઢે છે અને અભિમન્યુને માર્યાની વાત સાંભળી બાળક રડે છે; તેમ જે જ્ઞાની હશે તે તો જ્ઞાનની વાતથી જ રાજી થશે, તેમાં જ તેને રસ–સ્વાદ લાગશે. જેમ એક ઠેકાણે રામાયણની કથા ચાલતી હતી; તેમાં આવ્યું, કે 'રાવણ આવ્યો અને તે સીતા માતાને ઉપાડી ચાલ્યો.' તે સાંભળી એક સાચો શૂરવીર ઊઠ્યો અને 'ક્યાં છે રાવણ?' એમ કહી તલવાર લઈ દોડ્યો, ત્યારે તેને કોઈએ કહ્યું, કે 'આ તરફ લંકામાં ગયો;' એટલે તરત તે દોડતો દરિયામાં જઈ તેમાં ડૂબી મૂઓ. તેવું જ જ્ઞાની સંબંધે જાણવું. ખરો સંસ્કારી પુરુષાર્થી વીર જ્ઞાની હશે, તે તો જ્ઞાનની વાત સાંભળી વિવેક–વૈરાગ્યરૂપ તલવાર પકડી વેગથી મનન, વિચાર અને અભ્યાસરૂપ માર્ગે દોડી જઈ બ્રહ્માત્મૈક્યના અનુભવરૂપ પરમ સમુદ્રમાં વહી અભેદરૂપ થઈ રહેશે.

શાલિગ્રામમાં લોકો વિષ્ણુબુદ્ધિ કરે છે, તે પાષાણ જાતે

કંઈ વિષ્ણુ નથી; પણ તેવી ઉચ્ચ ભાવનાપૂર્વક તેમાં વૃત્તિ ઠરાવતાંઠરાવતાં ચિત્ત વિષ્ણુમય બની તેમાં સ્થિર થાય છે; તેમ જ્ઞાનની વાતમાં પ્રેમ લાગે, તો તે યોગ્ય સાધન કરતાં-કરતાં જ્ઞાની થઈ શકે છે.

ખૂબ દારૂ પીધો હોય, તેને દુનિયાનું ભાન નથી રહેતું; પણ નિયમથી (થોડો) પીનાર હોય છે, તેને કેફ તો ચઢે છે; પણ તે તેની ખુમારીમાં હોય, છતાં વાતચીત-કામકાજ વગેરે વ્યવહાર બરાબર કરતો જણાય છે. આમ દારૂ તો બન્ને પીએ છે, પણ એક જણ વ્યવહાર કરે છે અને બીજો કરી શકતો નથી. ત્રીજાએ થોડો દારૂ પીધો હોય, તો તેણે પણ દારૂ તો પીધો ગણાય, પણ તે વ્યવહાર વધારે કરે છે; તેને માત્ર સુરખી-લહેર રહે છે; એ બે જણા તો દારૂનો સ્વાદ કહેશે, પણ જેણે ખૂબ પીધો હોય અને તેથી જેને જગતનું ભાન રહેતું નથી, તે સ્વાદ શું કહેવાનો છે? કહી શકે તેવી સ્થિતિમાં જ તે નથી; તેમ જ જેણે સમૂળગો દારૂ પી જાણ્યો જ નથી, તે પણ કહી શકવાનો નથી, કે દારૂનો સ્વાદ આવો હોય છે. પેલા બે વચલા કહી શકશે. તેમ ઉપલી ભૂમિકાને જે જાણે છે અને નીચલીને પણ જાણે છે, તે જ ઉપદેશ કરવાનાં કામ કરી શકશે. સમાધિનિષ્ઠ થઈ ઉચ્ચ ભૂમિકા પર આરૂઢ થયેલો પુરુષ તથા અજ્ઞાની એ બે તો કાંઈ જ કરી શકતા નથી. જેમ કોઈએ મુખમાં લાડુ ઘાલ્યો હોય, તેને પૂછીએ કે, ભાઈ! લાડુનો સ્વાદ કેવો છે? તો તેનાથી કહી શકાશે નહિ. તે લાડુ ખાઈ જાય અથવા પાછો બહાર કાઢી નાખે, તો જ તે લાડુનો સ્વાદ કહી શકે; પણ જેણે સમૂળગો લાડુ ચાખ્યો જ નથી, તે તો લાડુનો સ્વાદ ક્યાંથી કહી શકશે? બિલકુલ નહિ કહી શકે.

પ્રારબ્ધ બે પ્રકારનાં છેઃ ભોગપ્રારબ્ધ અને યોગપ્રારબ્ધ. ભોગપ્રારબ્ધમાં યોગપ્રારબ્ધ રહેલું હોય છે અને યોગપ્રારબ્ધમાં ભોગપ્રારબ્ધ રહેલું હોય છે. ભગવાન કૃષ્ણ ભોગપ્રધાન પ્રારબ્ધ-વાળા હતા; તેમાં ગૌણરૂપે યોગપ્રારબ્ધ પણ હતું અને રામચંદ્ર, જનક, શુકદેવ વગેરે યોગપ્રધાન પ્રારબ્ધવાળા હતા; તેમાં ગૌણપણે ભોગપ્રારબ્ધ પણ હતું. (યોગ કરતાં ભોગનો ભાગ થોડે અંશે હતો.)

વ્યવહારમાં કદી જ્ઞાનીનો અવિવેક હોય, પણ જ્ઞાનમાં તો વિવેક જ રહે છે. શુકદેવ આવ્યા, ત્યારે તેમની પાછળપાછળ છોકરાં ધૂળ, કાંકરા વગેરે નાખતાં, તેમની સાથે હસતાં-રમતાં આવતાં હતાં; ત્યારે તરત વ્યાસ, વસિષ્ઠ, પરાશર વગેરે મુનિઓએ ઊભા થઈ સત્કાર કરી શુકદેવજીને બેસાડ્યા; તે જોઈ છોકરાં નાસી ગયાં. તે વખતે રાજા પરીક્ષિતે વ્યાસ વગેરેને પ્રશ્ન કર્યો, કે 'મહારાજ! આપ તો આ શુકદેવજીના વૃદ્ધ–વડીલો છો, છતાં તેમની સામે ઊભા થઈ તેમનો સત્કાર શા માટે કર્યો?' ત્યારે વ્યાસાદિએ ઉત્તર આપ્યો, કે 'ભાઈ! અમારામાં ભોગવાસના વધારે છે અને આ બાળક શુકદેવમાં ભોગની વાસના ઘણી થોડી છે; માટે જ એ સત્કારને પાત્ર છે.'

કોઈને સહજસિદ્ધ જ્ઞાન હોય છે અને કેટલાકને સાધનસિદ્ધ જ્ઞાન થાય છે. જેને સહજસિદ્ધ જ્ઞાન હોય, તેને કદાપિ વૈરાગ્ય થતો નથી, માત્ર જ્ઞાન થાય છે; અને જેને ચાર સાધનથી જ્ઞાન થાય છે, તેને વૈરાગ્ય હોય છે. કેટલાક જ્ઞાન ઉપદેશે છે, પણ તે જાતે તેવા વિવેક–વૈરાગ્યાદિવાળા હોતા નથી; તો તેમાં આપણને શું? મહેતાજી હિસાબ ભણાવે છે; તે પોતાને ઘેર હિસાબ ભણતા નથી; જે ભણનાર છે તેણે તે કંઈ જોવાનું નથી; તેણે તો તે સદ્‌ગુણ, વિવેક, જ્ઞાન જે કંઈ હોય, તે જ તે મહેતાજીમાંથી

લઈ લેવાનાં છે. ગુણ ગ્રહણ કરનારે દોષ શોધવાની કે દોષ તરફ નજર કરવાની જરૂર નથી.

આગ્રહ ન રાખવો એ જ્ઞાનનું ફળ છે; અને સમજવું તથા ખુશ રહેવું, એ સર્વ વેદાંતનો ખાસ સિદ્ધાંત છે.

પ્રશ્ન–સર્વ જ્ઞાનીઓનું લક્ષણ એક જ હોય છે, કે જુદાં-જુદાં હોય છે ?

ઉત્તર–ખરું, મુખ્ય લક્ષણ એક જ હોય છે, પણ વ્યવહાર જુદાજુદા હોય છે. જેમ કોઈ શહેરમાં ઘણા ધનાઢ્ય શાહુકાર રહેતા હોય છે, પણ કોઈના ઘરમાં કંઈ અને કોઈના ઘરમાં કંઈ જુદો જ વ્યવહાર ચાલતો હોય છે; તેથી તેમાંનો કોઈ દરિદ્રી ગણાય નહિ; બધા ધનવાન જ ગણાય.

કોઈ મોટા શાહુકારની પેઢી ચાલતી હોય, તેમાં જે હિસાબ થતા હોય, તેને કેટલાક સમજે છે અને કેટલાક નથી સમજતા કે હિસાબ શી રીતે થાય અને કેવા હોય! એ નહિ સમજનારા બન્ને પક્ષના માણસો સાથે તે પેઢીના અધિપતિ શેઠને કંઈ લેવાદેવા નથી. એ જ રીતે વેદાંતશાસ્ત્રને જ્ઞાની કે અજ્ઞાની સાથે કંઈ લેવાદેવા નથી; છતાં જે જ્ઞાની છે, તે (હિસાબ સમજ-નારાની માફક) વેદાંતનું જ્ઞાન સમજીને તે સમજાવી શકતો હોઈ અજ્ઞાની કરતાં સારો છે; અને તે બન્ને કરતાં જે સમજી જાણી બ્રહ્મરૂપ થઈ રહ્યો હોય, તથા જેની દૃષ્ટિ અભિન્નાદ્વૈત થઈ રહી હોય, તે શ્રેષ્ઠ છે. હિસાબ સમજનારો કોઈ દહાડો શેઠ થઈ શકવા સંભવ છે; તેમ વેદાંત–જ્ઞાન કહ્યા કરનારો અથવા પોતે જ્ઞાની હોવાનું અભિમાન રાખનારો પણ કોઈ દિવસ સાચો અનુભવી થઈ નિરભિમાન બ્રહ્મરૂપ થઈ જવાનો સંભવ છે; માટે અજ્ઞાની–મૂઢ મનુષ્યો કરતાં જ્ઞાન કહી જાણનારો અથવા 'જ્ઞાની છું' એવું અભિમાન રાખનારો પણ શ્રેષ્ઠ–સારો છે.

એવા પાસેથી સાચું સુખ ઇચ્છનાર સત્યશોધકે માત્ર ગુણ ગ્રહણ કરી લેવા, તેના દોષ તરફ નજર કરવી નહિ.*

'તમને મરતાં આવડે છે?' આ પ્રશ્નનો ઉત્તર આપવા એક સુજ્ઞને પૂછતાં તેણે એક મહાત્મા પાસે જઈ

* એક રજપૂત ગુરુભક્ત હતો. તે વૃદ્ધ થઈ જવાથી શરીરે અશક્ત થયો હતો. એકવાર તેના ખેતરમાં ચોર લોક પેઠા, એવી બૂમ સાંભળતાં જ તેનામાં શૂર આવ્યું; પાસે તલવાર પડેલી હતી, તે લઈ તે દોડ્યો; શૌર્ય આવવાથી શરીર પણ ફૂલી ગયું હોય તેવો બની તે બળવાન થઈ ગયો અને દોડ્યો. તેનો એજ નિશ્ચય હતો, કે જે આવે તે બધાને મારી નાખવા, ખેતરમાં તે બધે ઘૂમ્યો, ત્યાં કોઈ મળ્યું નહિ; તેમ તેની પાસે કોઈ જઈ પણ શક્યું નહિ, આવું જોઈ કોઈએ યુક્તિ બતાવી, કે દૂર ઊભા રહી બૂમ પાડો, કે દીક્ષિતજી (તે રજપૂતના ગુરુ) ગુજરી ગયા. તે પ્રમાણે એક જણે દૂરથી બૂમ પાડી; તે સાંભળતાં જ 'હે! દીક્ષિતજી ગુરુ મરી ગયા!' એમ બોલી તલવાર નાખી દઈ તે નીચે પડ્યો; તે સાથે જ તેનામાં જે શૌર્ય વ્યાપેલું તે બધું શાંત થઈ ગયું અને શૌર્યના જે સંસ્કાર હતા તે પણ નીકળી ગયા; કેમ કે તે ગુરુભક્ત હતો, તેથી તેનામાં ગુરુભક્તિના જે સંસ્કાર હતા, તે જ (તેવી સાધનસામગ્રીરૂપ બૂમ સાંભળતાં જ) સ્ફુરી આવ્યા. એ રીતે જ્ઞાનીના વ્યવહાર જુદાજુદા હોય છે; તેથી પ્રારબ્ધયોગે તે વ્યવહાર કરતો દેખાય છે; પણ તે જ્ઞાની છે, તેથી જ્યારે તે વ્યવહાર નથી કરતો, ત્યારે જ્ઞાનચર્ચા, ધ્યાન, ભજન, સત્સંગ વગેરે જ કરે છે. નાદાન બાળક છે, તે 'બાપા–બાપા' કરે છે અને બાપાને મુક્કી મારે છે કે ચોટલી તાણે છે; તે માત્ર 'બાપા' બોલી જાણે છે, પણ બાપા શબ્દનો અર્થ શું તથા કોને હું બાપા કહું છું, તે સમજતો નથી; પણ જ્યારે મોટો થશે અને સ્ત્રીપુત્રાદિ પરિવારવાળો થશે, ત્યારે બરાબર સમજશે કે બાપા શબ્દનો અર્થ આ છે, તથા પુત્રનો પિતા પ્રત્યે અમુક આવો ધર્મ હોય છે; તેમ વેદાંતના જ્ઞાનને માત્ર કહી જાણનારો પોતે ભલે કાચો હશે; તોપણ જેમજેમ પરિપક્વ થતો જશે, તેમતેમ જે બોલે અને ઉપદેશે છે, તેનું રહસ્ય સમજશે; અને સાચું રહસ્ય સમજાયા પછી શાંત બની મૌન સ્વીકારશે.

ખુલાસો માગ્યો; ત્યાં તેને ઉત્તર મળ્યો, કે 'ભાઈ! મરતી વખતે સર્વ વિષયની વાસના જેની દૂર થઈ જાય છે અને જન્મ વખતે જેવો હતો, તેવો નિર્વાસનિક ચિદાકાશરૂપ બની રહે છે, તેને મરતાં આવડે છે.' યુધિષ્ઠિરે ૩૬ વર્ષ રાજ કર્યું; તે પછી એક વેળા આરસીમાં જોયું, તો વાળ ધોળા જોયા; તેથી વિચાર્યું, કે બધું કરી લીધું; હવે સાચું કર્તવ્ય કરવા નીકળવું જ જોઈએ તેથી સર્વ છોડી દઈ તપ કરી મુક્ત થવા અથવા મરવા તે નીકળી પડ્યા. તે વેળા મૃત્યુ તેમની સામું નથી આવ્યું, પણ તે મૃત્યુની સામા ગયા છે; એનું નામ મરતાં આવડ્યું ગણાય. કોઈના રૂા. ૧૦૦) લીધા, તે પાછા નહિ આપવાની બદદાનતથી મુખ છુપાવ્યા કરો, તો ફરિયાદ થાય અને વૉરંટથી પકડાઈને આપવા તો પડે છે; તેમ પરમાત્મા શાહુકાર છે; તેને વખતસર અહંભાવ આપી દેવા તૈયાર રહીએ, તો શાહુકાર જેમ બીજા રૂા. ૧૦૦૦) આપતાં વાર નથી લગાડતો, તેમ પ્રભુ પણ આશ્રય આપી છેવટે સ્વપદ આપવા કૃપાળુ થાય છે. ખરી રીતે પરોપકારી જ્ઞાનીને મરતાં આવડે છે. પોતાનો સ્વાર્થ છોડી બીજાનો સ્વાર્થ સિદ્ધ કરી આપે છે, તે સત્પુરુષ છે; પોતાનો સ્વાર્થ સાધી સાથે બીજાનો પણ સાધે છે, તે સામાન્ય દરજ્જાનો માણસ ગણાય છે; પણ પોતાના સ્વાર્થ માટે બીજાનું જે બગાડે છે, તે મનુષ્યરૂપે રાક્ષસ જ છે; પરંતુ પોતાને લાભ ન હોય, છતાં જે બીજાનું બગાડે તેને કઈ ઉપમા દેવી, તે ખરેખર સમજાતું નથી.

**સજ્જન કોણ કહેવાય?** સાચો સજ્જન કોણ, એ સમજાવતું આવું કાવ્ય યાદ રાખવા જેવું છે:–

'**परद्रव्येषु ये त्वंधाः परस्त्रीषु नपुंसकाः। परापवादे च मूकाः तेषां गंगा पदेपदे॥** પારકાં દ્રવ્યમાં જે આંધળા છે,

પરસ્ત્રીમાં જે નપુંસક છે અને પરનિંદામાં જે મૂંગા છે, તેને પગલેપગલે ગંગા છે.' આપણું સાચું દ્રવ્ય જે સ્વાત્મતત્ત્વરૂપ ધન છે, તે આપણને જણાતું નથી. જો પોતાનું તે સાચું ધન જણાય, તો સઘળું દારિદ્ર ચાલ્યું જ જાય; પણ 'પર' એટલે માયા; તે 'પર' દ્રવ્ય–માયાનાં–દ્રવ્યનાં તેજથી તો અંધાપો આવે છે. તુકારામ કહે છે, કે 'જેઓ પરસ્ત્રીમાં નપુંસક છે, તેને રાખ ચોળવાની જરૂર નથી, તે શિવરૂપ તથા સાધુસંન્યાસી જ છે. જેણે આત્માનુભવ માટે માર્ગ શુદ્ધ કર્યો હોય, તેને માથે જટા હોય તો યે શું? અને ન હોય તોપણ શું?'

કોઈ બાજીગરે એક મોટો સર્પ કંડિયામાં ઘાલ્યો; તેનું ઢાંકણું જરા ઊંચું રહેતું હતું. એક દિવસ તેને ખાવાનું આપ્યા વગર તેણે કંડિયો ખૂણે મૂકેલો, એક ઊંદરે તે કંડિયો કરડ્યો, તે જગ્યાએ જ સર્પનું મુખ હતું, તેથી તેના મુખમાં તે ઊંદર ગયો; એટલે તે ધરાયો અને માર્ગ થવાથી તેમાંથી બહાર પણ નીકળી ગયો. એમ તે ઊંદરે કરેલો માર્ગ તેને બહાર નીકળી જવામાં કારણરૂપ થયો. તાત્પર્ય, કે દૈવ જ ઉન્નતિ તથા અવનતિમાં કારણભૂત છે. જેમ રથનો ભાર ઘોડા ઉપર રખાય છે, તેમ આપણો ભાર પરમાત્મા પર નાખી દો; અને અહં–મમત્વરહિત થઈ આસક્તિ છોડી કેવળ અસંગ આત્મપદે સ્થિતિ કરી સુખરૂપે રહો; એ જ અભય છે.

જંગલમાં એક સિંહને એક ભૂંડ મળ્યું, ત્યારે તે ગભરાયા છતાં હિંમતથી સિંહ પાસે જઈ બોલ્યું: 'दश व्याघ्रा जिताः पूर्वं सप्त सिंहास्त्रयो गजाः' મેં પહેલાં દસ વાઘ, સાત સિંહ અને ત્રણ હાથી જીત્યા છે, અને આઠમા તમને આવતા જોઈ હું તમને જીતવા આવ્યો છું; સિંહ હસીને બોલ્યો:

વાહ, ધન્ય છે! '**गच्छ सूकर भद्र त्वं, ब्रूहि सिंहो मया जितः। पंडिता एव जानंति सिंहसूकरयोर्बलं ॥** હે ભૂંડ! તું સુખે ચાલ્યો જા, અને કહેજે કે મેં સિંહ જીત્યો છે. વિદ્વાનો તો સિંહ તથા ભૂંડનું બળ જાણે જ છે.' તેમ દશ વાઘ તે પ્રાણ, પાંચ જ્ઞાનેન્દ્રિયો સહિત મન તથા બુદ્ધિ એ સાત સિંહ છે. અને સત્ત્વ, રજ, તમ એ ત્રણ હાથીઓ છે. તેઓને જીતવા અસમર્થ વિષયાસક્ત મનુષ્ય તે ભૂંડ છે. તે સર્વજ્ઞ સ્વરૂપ તથા અડગ વૃત્તિવાળા સ્થિતપ્રજ્ઞરૂપ મહારાજા સિંહ આગળ પોતાની ખોટી બડાઈ તથા ડંફાસ હાંકે છે, ત્યારે તે સંત પુરુષ હસી તેને કહે છે, કે 'વાહ, ધન્ય છે.' સુજ્ઞ બુદ્ધિમાન પંડિતો તારા જેવા વિષયોના કીડાને અને બ્રહ્માનંદરૂપ અમૃતના ભોક્તા મહાત્માને લક્ષણાદિથી ઓળખે જ છે.

ધનના ત્યાગ માટે એક વિદ્વાન ઉપદેશે છે, કે '**वित्तं चित्तभ्रमकरं जिज्ञासो मास्म संग्रहीः। वित्तस्य तस्य वित् त्यागे ज्ञानमेवावशिष्यते ॥** વિત્ત એટલે ધન; તે ચિત્તને ભમાવનારું છે, માટે હે જિજ્ઞાસુ! એનો સંગ્રહ કર મા. '*वित्त*' શબ્દમાંથી '*त*' નો ત્યાગ કરવાથી '*वित्*' એટલે જ્ઞાન જ બાકી રહે છે; અર્થાત્ ધનનું દાન કરવાથી ચિત્તશુદ્ધિ દ્વારા 'વિત્' એટલે જ્ઞાન જ પ્રાપ્ત થાય છે. ખરી રીતે લક્ષ્મી તે એક જાતનો દારૂ જ છે. જુઓઃ—

'**प्रमदा मदिरा लक्ष्मीर्विज्ञेया त्रिविधा सुरा ॥ दृष्ट्वैवोन्मादयत्याद्या पीत्वा च संचयात् परे ॥** દારૂ ત્રણ પ્રકારનો છેઃ સ્ત્રી, મદિરા (દારૂ) અને લક્ષ્મી. તેમાં પહેલી સ્ત્રીને તો જોતાં જ કેફ ચઢે છે, મદિરાને પીવાથી અને લક્ષ્મીનો સંગ્રહ કરવાથી કેફ—મદ ચઢે છે.' માટે દ્રવ્યનો સદ્‌વ્યય એટલે પરોપકારમાં ઉપયોગ કરી કૃતાર્થ થવું એ જ યોગ્ય છે.

**જ્ઞાનીનું ભૂષણ શું? ક્ષમા ज्ञानिनां भूषणं क्षमा ॥***

**પ્રશ્ન–મોટા જ્ઞાનીઓને પાપકર્મની ઇચ્છા જો કે સંભવતી જ નથી; છતાં કદાચ (પ્રારબ્ધાનુસાર) થાય, તો તે શાથી?**

**ઉત્તર–પ્રારબ્ધકર્મ સંસ્કારના વેગથી થાય છે. જેમ કોઈ તાબાના અમલદાર–કારકુન કે સિપાઈને રાજાની આજ્ઞા થઈ,**

---

* ભોજરાજાની સભામાં ૧૨૦૦ પંડિતો હતા; તેમાં મુખ્ય કાલિદાસ હતા. તે સમર્થ પંડિત હોવાથી તેમના આગળ બધા નિસ્તેજ થતા, કોઈનું બળ ચાલતું નહિ; તેથી બધાએ મળી વિચાર્યું, કે કોઈ એવી યુક્તિ કરવી, કે ભોજરાજા કાલિદાસને ધારાનગરીમાંથી બહાર કાઢી મૂકે. એ વાતની કાલિદાસને ખબર પડી; તેથી એક દિવસ ગંગાસ્નાન કરી માછી પાસેથી માછલાં ખરીદી, શાલમાં વીંટી, બગલમાં મારી તે જતા હતા; એટલામાં એક જણે તે જોઈ તરત રાજાને ખબર આપી. રાજાએ સભામાં ઠરાવ કર્યો, કે 'જો તમે ૧૪૦૦ પંડિતો જૂઠા પડશો, તો બધાને ગધેડે બેસાડી ગામ બહાર કાઢી મૂકીશ.' પછી રાજાએ કાલિદાસને તે જ વેશે સભામાં બોલાવ્યા અને પૂછ્યું: 'कक्षे किं? બગલમાં શું છે?' કાલિદાસે કહ્યું: 'मम पुस्तकं મારું પુસ્તક છે.' રાજા બોલ્યો: 'પાણી કેમ ટપકે છે?' કાલિદાસે કહ્યું: 'એ તો કાવ્યનો સાર ટપકે છે.' રાજાએ પૂછ્યું: 'ગંધ કેમ આવે છે?' કાલિદાસે કહ્યું: 'રામ-રાવણના યુદ્ધમાં બહુ રાક્ષસોનો નાશ થયેલો, તેમનાં લોહી વગેરે સડી જવાથી તેની ગંધ આવે છે.' રાજા–'જીવ છે તે શું?' કાલિદાસ' 'સંજીવન પુસ્તક લખ્યું, તેથી જીવ છે.' રાજા–'પૂછડું દેખાય છે તે શું?' કાલિદાસ–'તાલપત્ર છે.' પછી તરત રાજા પોતે હાથ વડે ખેંચતાં તેમાંથી બધાં તાળપત્રો નીકળી પડ્યાં, જે પુસ્તકરૂપે જ હતાં. એમ સમર્થ અને પ્રિય પંડિતની આબરૂ લેવા બધા પંડિતોએ આગ્રહ કરેલો; તેથી રાજાએ ઠરાવ પ્રમાણે ૧૪૦૦ ગધેડાં મંગાવ્યાં અને હુકમ કર્યો, કે 'સબકું નિકાલ દો.' પછી કાલિદાસે કહ્યું, કે 'વૃક્ષ પર હંસ બેસે છે અને કાગડા પણ આશ્રય લે છે, માટે મારા ઉપર આપ પ્રસન્ન હો, તો એ બધાના અપરાધ ક્ષમા કરો.' એ રીતે ક્ષમા આપી કાલિદાસે બધાને ફજેત થતા બચાવ્યા; એ જ જ્ઞાનીનું ભૂષણ છે, તેથી કવિ કાલિદાસની કીર્તિ વધુ ફેલાઈ.

જયદેવ નામે સ્વામી હતા. તેમને ત્યાં ૧૦૦ સંત મહાત્મા આવી ચડ્યા; તેમને શરબત પીવાની સવડ કરી આપીને બાર વરસે તે ગામમાં

કે 'આ રીતે કરો' ત્યારે તે કરવાની ઇચ્છા તો કોઈને હોતી નથી; છતાં રાજાની આજ્ઞા બળાત્કારે કરાવે છે, તેમ કામની પ્રેરણાથી જ ક્રિયા થાય છે. માત્ર 'अकामस्याक्रिया काचित्'–અકામને ક્રિયા સંભવતી નથી; અને ક્રોધ કામનું જ રૂપાંતર છે; કામ જળરૂપ છે અને ક્રોધ કાદવરૂપ છે. જળનો આધાર કાદવ છે. જેમ જળનું સ્વરૂપ કાદવમય થાય છે, તેમ વિષયાદિથી કામ ચલાયમાન થાય છે

---

જવા નીકળ્યા. દરવાજામાં જ એક શાહુકાર રૂ. ૨૦૦૦) લઈ જતો મળ્યો. 'અહો પ્રભુ!' એમ કહી તે થેલી મૂકી પગે લાગ્યો અને સ્વામીએ સંતો પધાર્યાની વાત કહેતાં તેણે તેમને થેલી આપી દીધી; તે ત્રણ ઠગ ચોરે જોઈ, એટલે તે સાધુ બની આવ્યા. એકે કહ્યું: 'દામોદર એટલે ખૂબ દામ છે.' બીજો બોલ્યો: 'હરિહર એટલે છીનવી લો.' ત્રીજો બોલ્યો: 'નારાયણ એટલે નદીનાણું આવવા દો.' સ્વામી બોલ્યા: 'આવો મહારાજ. ૧૦૦ આયા હે, તુમ ભી ચલો; લો એ થેલી; એમ કહી રૂ. ૨૦૦૦) આપી દીધા. પછી એકે કહ્યું: 'મારી નાખો,' બીજો બોલ્યો; 'નહિ, હાથપગ કાપી કૂવામાં નાખો.' પછી સ્વામીને હાથપગ કાપી કૂવામાં નાખ્યા. સ્વામી કૂવામાં 'રામ, રામ હરિઃ ૐ' કર્યાં કરે છે. એવામાં ત્યાંથી રાજા જતો હતો; તેણે ઉપર ખૂબ પ્રકાશ જોયો, એટલે તે કૂવા પાસે આવ્યો; ત્યાં અવાજ સંભળાયો; જોયું તો સ્વામી હતા. તરત તેમને બહાર કઢાવ્યા અને પૂછ્યું, ત્યારે સ્વામી બોલ્યા: 'હમ આયા થા, સો ગિર ગયા કૂછ નહિ. અને પછી પેલા ૧૦૦ સંતને રામેશ્વર જવાની સગવડ કરાવી આપી મોકલી દીધા. રાજાએ પગે લાગી પૂછ્યું, કે 'ગુરુજી! હુકમ ફરમાવો.' સ્વામીના કહેવા પ્રમાણે ચાર ધર્મશાળા તેણે કરાવી. ત્યાં જે આવે તે જમે, અને જાય ત્યારે તેને રૂ. ૧) આપવો, એમ ઠરાવ્યું. આવું મફતનું ખાવાનું સાંભળી ઘણે દહાડે પેલા ત્રણ ઠગ સાધુ બની આવ્યા. સ્વામીને જોઈ તેઓ ભડકયા. સ્વામીએ બોલાવ્યા અને રાજાને કહેવાડયું, કે એમને મહેલમાં રાખો. એ તો મોટા સંત છે; તેથી તેમને મહેલમાં રાખ્યા. રોજ મિષ્ટાન્ન ખાવા મળે છે, છતાં તે સુકાતા જાય છે; કેમ કે ભય છે, કે હવે શું કરશે? ૨૦–૨૫ દહાડે રજા માગી, ત્યારે રાજાએ સ્વામીને પુછાવ્યું. તેમણે આજ્ઞા કરી કે 'એમની સાથે ત્રણ ગાડી ભરી રૂપિયા આપો.' તે મુજબ આપી સાથે પોલીસ વગેરે આપ્યા. એક ચકોર પોલીસ અમલદારે રસ્તે પૂછ્યું, ત્યારે એક ઠગે કહ્યું, કે 'એ

અને તે નીચેની રજ–ધૂળને પોતામય કરે છે. કામ જો વિષયોને લીધે ચલાયમાન ન થાય, પણ પરમાત્મા માટે જ કામના કરીએ, તો નિર્મળ જળની પેઠે તે કાયમ રહેશે. ભક્તિરૂપી કુહાડો લઈ, તેમાં કામાદિરૂપ લાકડાંનો દંડો ઘાલી, તે વડે સંસારરૂપ વનને છેદી નાખવું જોઈએ. પરમાત્મા–વિષયક કામનાથી રજોગુણ નાશ પામે છે. પાણી સુકાય તો કાદવ સુકાઈ જાય છે, તેમ કામ સુકાય તો રજોગુણ નાશ પામે છે. એકલા કામને સોનું, અનાજ વગેરે ગમે તે આપો; છતાં તે તૃપ્ત થતો નથી. અગ્નિમાં ઘી હોમવાથી અગ્નિ વધે છે, તેમ કામ પણ તેને પોષણ આપ્યાથી વધે છે. કામ, ક્રોધ, લોભ એ ત્રણ મોટા શત્રુ છે, તેમને યુક્તિથી વશ કરવા.*

સ્વામી તો અમુક રાજાની રાણી સાથે ફસાયલા હતા; તે બધું અમે જાણીએ છીએ, તેથી તેમણે અમને બહુ માન આપ્યું. આટલું બોલતાંની સાથે જ કડડડભૂસ કરતી જમીન ફાટી; તેમાં ત્રણે ઠગ સમાઈ જઈ પાતાળે પડ્યા. તે ખબર રાજાને થઈ. સ્વામીને ખબર થતાં હાથ–પગ ભોંય સાથે ઘસવા લાગ્યા, એટલે તે નવા ફૂટી નીકળ્યા. રાજાને ગુરુએ કહ્યું, કે 'બ્રહ્મ મહારાજાની શક્તિમાં હમ ફસ ગયા થા.' તેણે કહેલું તે ખરું છે. જુઓ, કેટલી ભારે ક્ષમા! અપકારને બદલે ઉપકાર કરી છેવટ સુધી ક્ષમા રાખી. ધન્ય છે તેવા સંતોને!

* દૃષ્ટાંત એક ગૃહસ્થ ભારે શ્રીમાન હતો, પરંતુ બહુ લોભી હતો. તેનું કોઈ સગું ન હતું. ઘરમાં ગોર મહારાજ આવતા તેમના પર, એક વિશ્વાસુ નોકર પર અને એક હજામ–એ ત્રણ ઉપર તેમને ભરોસો હોવાથી એ ત્રણ જ આવતા જતા હતા. ગોરે જોયું કે 'આ શેઠ દાનધર્મ કંઈ કરતો નથી; તેથી મરશે ત્યારે તેનું બધું સરકાર ખાઈ જશે; આપણને કોઈ કંઈ આપવાનું નથી.' એમ વિચારી તેણે શેઠનો ઘાટ ઘડવાનો વિચાર કર્યો. નોકરને સમજાવ્યો, કે 'આમ છે, માટે એને ઠેકાણે કરી વહેંચી લઈએ.' નોકર બોલ્યો: 'મેં એનું અન્ન ખાધું છે, તેથી હું જાતે એને મારીશ નહિ, તમારે ફાવે તેમ કરો, હું અનુકૂળ છું;' ત્યારે હજામને સમજાવી પક્ષમાં લીધો. એક દિવસ નક્કી કર્યો. તે રાત્રે હજામ અને ગોર બન્ને આવ્યા. નોકરે બારણાં ઉઘાડ્યાં; બન્ને અંદર ગયા; ત્રણે જણા ધીમેધીમે વાત

રામેશ્વરને ગંગોત્રીની કાવડ એટલે ગંગાજળ પ્રિય છે, તેમ ભગવાનને પોતાના કરતાં પોતાના ભક્તના યશ ગાય, તે વધારે પ્રિય છે.

પ્રશ્ન–ઉત્તમ ભક્ત કોણ?

ઉત્તર—**सर्वभूतेषु यः पश्येत् भगद्भावमात्मनः । भूतेषु भगवत्यात्मन्येष भागवतोत्तमः**' જે સર્વ ભૂતોમાં પોતાનો ભગવદ્‌ભાવ જુએ છે અને આત્મારૂપ ભગવાનમાં તથા ભૂતોમાં કેવળ ભગવત્સ્વરૂપ જુએ છે, તે ભક્તોમાં ઉત્તમ છે; અર્થાત્

---

કરવા લાગ્યા. ઉપલે માળે શેઠ સૂતો હતો; તે વૃદ્ધ હોવાથી નિદ્રા તો થોડી જ હોય, તેથી તેણે ગડબડ સાંભળી, પણ તે મુખ પર ધોતિયું ઓઢી સૂઈ રહ્યો; તેમાંથી જોયું, તો પેલા ત્રણે જણ માળ ઉપર આવ્યા. શેઠ તરત ચેતી ગયો, એટલે તરત ઊઠી બેઠો થયો અને બોલ્યો: "બહુ સારું થયું કે તમે આવ્યા ચાર દિવસથી મને વિચાર થાય છે, કે 'લોકો ખાઈ જશે;' એટલે સવારમાં તમને બધું ધન સોંપી દેવાનું મેં નક્કી કર્યું હતું; એટલામાં તો તમે આવ્યા. ગોરને કહ્યું કે, તમે તો પુરોહિત જ છો. દાન કરવાને લાયક છો; આ ખાસ મારો નોકર છે અને આ તો અસલ દાદાના વખતથી ઘરનો જ હજામ છે; માટે હવે હું આ ઘર ઉપર તુલસીપત્ર મૂકી જાઉં છું; તમે ત્રણે વહેંચી લેજો; જાવ, તુલસી લાવો." પેલો નોકર વાડીમાં તુલસી લેવા ગયો; ત્યાં બે રહ્યા; તેમને સમજાવ્યા કે એ લુચ્ચો છે; એવા એ ઠગ ચાકરડાને સાથે ભેળવી મોટી રકમ તમે શા માટે ગુમાવો છો? તમે બે વહેંચી લો. લોભને વશ બની તે બન્ને સમજ્યા કે ઠીક છે; તેથી હજામ પાછલું બારણું બંધ કરી આવ્યો. પછી શેઠ બોલ્યા: 'તુલસીનું શું કામ છે? ઠાકોરજીના મંદિરમાં કલશ છે; તે લાવો, પાણી મૂકું છું તે બસ છે.' તે સાંભળી ગોર પાણી લેવા ગયા, એટલે હજામને કહ્યું, કે 'મારે તો બધું તને જ આપવું છે; બ્રાહ્મણ ઠગ છે, માટે જા દેવમંદિરનું દ્વાર બંધ કરી આવ.' હજામે તેમ કર્યું, એટલે તરત શેઠે કૂંચી હજામને સોંપી દીધી; દ્રવ્ય બતાવ્યું અને છેવટે તેને તિજોરીની ઓરડીમાં લઈ જઈ તેની પાસે પટારામાંથી થેલીઓ કઢાવવા તેને પટારામાં ઉતાર્યો; તે હજામ નીચો વળી થેલીઓ કાઢવા લાગ્યો, ત્યારે તક જોઈ શેઠે તરત પટારો બંધ કરી તાળું મારી ઓરડી પણ બંધ કરી દીધી. પછી શેઠે વિચાર્યું, કે સવારે રાજદરબારે વરઘોડો ચઢાવીશું. પેલા

સર્વ પ્રાણી માત્રમાં હું જ રહેલો છું-હું જ બ્રહ્મ છું, એમ જોનારો ઉત્તમ ભક્ત છે. જેને ઇશ્વરમાં જ પ્રેમ હોય, અજ્ઞાની લોક ઉપર કૃપા હોય, ભક્તજનો પર મિત્રભાવ હોય અને શત્રુની ઉપેક્ષા હોય, તે મધ્યમ ભક્ત છે; પણ જેને દેવની

એક બારણેથી અને બીજે ઓરડીમાંથી બૂમ પાડતા રહ્યા અને શેઠ નિરાંતે સૂઈ ગયા. એ રીતે યુક્તિ વાપરી તેઓને વશ કર્યા, ત્યારે શેઠ મરતો બચ્યો; કેમ કે શેઠ એકલો હતો, ઠગ ત્રણ હતા; તેથી બળથી કશું થાત નહિ, કળથી તે જીત્યો. એમ પરમાત્માનો આશ્રય કરવાથી કામરૂપ જળ સુકાઈ જાય છે અને વિવેકપૂર્વકની યુક્તિથી કામ, ક્રોધ, લોભ એ ત્રણે ઠગ જાતે જ ફસાઈ જઈ વશ થાય છે.

દુષ્ટ દુર્યોધને ધર્મરાજાએ ધર્મથી મેળવેલી પૃથ્વી, જે ધર્માચરણ માટે હતી, તેને છળકપટથી છીનવી લીધી હતી; તેનું રહસ્ય એ છે, કે આ શરીરરૂપ પૃથ્વી ધર્મવડે મેળવેલી હોઈ ધર્માચરણ માટે છે; તેને આસુરી સંપત્તિવાળા કામ, ક્રોધ, લોભ, અહંકારાદિએ જુગારના પાસા જેવી ઇંદ્રિયોના વિષયલોભથી છીનવી લીધી છે અને તે ધર્માચરણ કરતા નથી; માટે તેને પાછી ધર્મને ( પાંડવને-દૈવી સંપત્તિને ) સોંપી દો, નહિ તો નાશ પામશો. તાત્પર્ય કે મનુષ્યશરીર એ દૈવી સંપત્તિથી જ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષ મેળવવા માટે છે; છતાં વિષયાસક્તિથી તેને વ્યર્થ ગુમાવી દઈ છેવટે સંસારમાં ભમવાનું જ રહેશે; અથવા પંચભૂતના શરીરમાં અહંમમત્વ કરી ખોટા માલિક થઈ તેને પચાવી પાડીશું, તો તેના ખરા માલિકો માર મારી કાળ દ્વારા તેને પાછું લેશે અને અનેક જન્મોમાં ભ્રમણ કર્યા કરવાની સજા થશે; માટે આસક્તિરહિત થઈ અસંગ દ્રષ્ટાપદે સ્થિતિ કરવાનું જ્ઞાન મેળવી મુક્ત થવું.

કામવૃત્તિ થાય, કે તે જ વખતે વિવેક ઉત્પન્ન કરી કામને હઠાવવો. અભ્યાસથી તે મરી જશે; એ જ ત્યાગ છે. વાત, પિત્ત, કફ એ ત્રણ દોષરૂપ વ્યાધિના શમનથી સુખ થાય છે. શહેરમાં રહેવા માટે ત્રણ વાત છોડવી જોઈએ; ચાડીચૂગલી, ચોરી અને વ્યભિચાર-એ છોડે તો સુખેથી રહી શકે. આધ્યાત્મિકાદિ ત્રણ તાપના શમનથી જેવું હૃદય શાંત થાય છે, તેવું કામ, ક્રોધ, લોભ એ ત્રણના છોડવાથી હૃદય શાંત થાય છે. પછી સત્સંગ મળે, ત્યારે ઉપદેશનો પ્રકાશ પડે છે અને જન્મમરણરૂપ જંગલ કપાઈ જાય છે.

એકનાથ મહારાજ તીર્થ ઉપર સ્નાન કરવા જાય, ત્યારે સ્ત્રીઓ લૂગડાં

મૂર્તિમાં જ ઈશ્વરભાવ હોય, તે અધમ છે.

નરસિંહ મહેતા જુનાગઢના રહેવાસી હતા. તે ઉત્તમ ભક્ત હતા. તે જુનાગઢના એટલે સહસ્રદળ કમળ, જે બ્રહ્મરંધ્રરૂપ ગઢ (કિલ્લો) ગણાય છે, તેમાં જ રહે છે, જ્યાં કાળની ગતિ નથી; અને જુદીજુદી દેખાતી આ ભેદભાવના છે, તે નવો ગઢ છે, તેમાં તે વસતા નથી. પુત્રો તથા પુત્રીઓનાં સાંકેતિક નામ દેવો અને દેવીઓનાં નામથી રાખવામાં આવે છે, તેનો હેતુ એ જ છે, કે પરમાત્માનાં દૈવી કલ્યાણકારી નામો વારંવાર બોલાયા કરે. ભગવાન નૃસિંહે પ્રહ્લાદની રક્ષા કરવા હિરણ્યકશિપુનો નાશ કર્યો. નરસિંહ એટલે નરશ્રેષ્ઠ તે ઉત્તમ

---

ધુએ, તેથી ગુસ્સે થઈ તેમણે એક માઇલ પર એકાંતમાં સ્નાન કરવા માંડયું અને ત્યાં એક પથ્થર પર સંધ્યા કરવા બેસે. ગુરુ દત્તાત્રેયે તેમના અંતરની પરીક્ષા લેવા વિચાર્યું; કેમ કે તેમની કૃપા હતી, તેથી પ્રભુએ વિચાર્યું કે એનું અંતર કામક્રોધથી મુક્ત થયું નથી તે યોગ્ય નથી; તેથી ચાંડાલ બની તે સંધ્યા કરવાના પથ્થરા પર લૂગડાં ધોવા બેઠા. એકનાથે તે જોઈ ક્રોધ કરી તેને અડકીને માર મારી કાઢવા માંડયો, તોપણ તે કહે છે, કે 'આટલાં બાકી છે, તે ધોઈને જાઉં છું.' એકનાથ : 'તું ચાંડાલ છે ? તો અહીં કેમ આવ્યો ?' તે કહે: ક્ષમા કરો. બાપજી, જાઉં છું; 'છતાં બેસી રહેલો જોઈ તેને ખેંચી કાઢયો. તે પ્રભુ તો દૂર જઈ બેઠા. ચાંડાલનો સ્પર્શ થયો તેથી મૃત્તિકા, ગોમય ચોળીને એકનાથ સ્નાન કરે છે. તેની જ માફક પેલા દત્તગુરુ (ચાંડાલ-વેશે) પણ ચોળે છે અને નહાય છે. એકનાથ : 'કયુંરે, તું કેમ એમ કરે છે ? મને તો ચાંડાલનો સ્પર્શ થયો, તેથી હું તો ચોળું છું.' ચાંડાલ : 'મને પણ ઢેડાનો સ્પર્શ થયો તેથી હું કરું છું.' એકનાથ : 'બ્રાહ્મણને અડવાથી તને શું ?' ચાંડાલ : 'તમારામાં ક્રોધરૂપ ઢેંડા આવ્યો તેનો સ્પર્શ મને થયો.' તરત તેઓ થડકયા–ચેત્યા કે એ ચાંડાલ નથી. ચાંડાલ: 'ઉપરથી સ્નાન કરવાથી શું ? જેના અંતરમાં ચાંડાલ છે, તેનો સંગ–સ્પર્શ થવાથી તેને તે જ જાતનો જાણવો.' પછી એકનાથ પગે લાગ્યા અને કહ્યું: 'પ્રભો ! વાસ્તવ રૂપ બતાવો, પછી દત્તરૂપે પ્રગટ થયા, અને કહ્યું, કે 'પરીક્ષા માટે જ આવ્યો છું. તને કામ, ક્રોધ છે ત્યાં સુધી મોક્ષાધિકાર નથી, તેથી તેનો સંગ છોડી દે.

ભક્ત છે. જ્ઞાનને રોકનારો કામ છે; તેને હિરણ્યકશિપુ જાણવો. પ્રકાશરૂપ અગ્નિને ધુમાડો ઢાંકે છે, આરસાને ધૂળ ઢાંકી દે છે અને ઓરથી ગર્ભ (બાળક) ઢંકાયલો રહે છે. બાળક સચેતન છે, છતાં જડ ઓર તેને ઢાંકે છે; તેમ જ્ઞાન પ્રકાશરૂપ છે; તેને કામ ઢાંકી દે છે. ગીતામાં ભગવાન કૃષ્ણ કહે છેઃ '**धूमेनाव्रियते वन्हिर्यथादर्शो मलेन च । यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतं ॥** જેમ ધુમાડાથી અગ્નિ અને મેલ વડે દર્પણ ઢંકાઈ જાય છે; અને ઓર વડે જેમ ગર્ભ ઢંકાયેલો હોય છે, તેમ કામ વડે જ્ઞાન ઢંકાઈ જાય છે.' એ કામ તે રજોગુણથી ઉત્પન્ન થાય છે, તેથી તે રજોરૂપ જ છે. તે ગમે તેટલું મળે, છતાં પૂર્ણ થતો નથી. '**कामरूपेण कौंतेय दुष्पूरेणानलेन च ।** હે અર્જુન ! તે કામરૂપી અગ્નિને તૃપ્ત કરવો મુશ્કેલ છે.' કારણ કે તે '**ज्ञानिनो नित्यवैरिणा ।** જ્ઞાનીનો નિત્યશત્રુ કામ જ છે.' તો તે અજ્ઞાનીનો વૈરી હોય, તેમાં નવાઈ નથી. એવો અતૃપ્ત અને અગ્નિ જેવો કામ હિરણ્યકશિપુની પેઠે દુઃખ દેનાર છે; તેને જેણે માર્યો, તે નરસિંહ છે. શા માટે માર્યો ? જ્ઞાનપ્રાપ્તિ માટે.

બાલ્યાવસ્થામાં માતા મરી જાય, જુવાનીમાં બૈરી મરે અને ઘડપણમાં પુત્રો મરી જાય, તો એથી મોટું બીજું પાપ શું હોય ? માટે એવાં કર્મ કરાવનાર કામને હણવાથી તેવાં પાપરૂપ ફળ નહિ મળે. તેને નરસિંહરૂપ ધરી મારશો, તો પ્રહ્લાદની રક્ષા થશે, એટલે આહ્લાદ–આનંદ સચવાશે.

તે જ્ઞાન ક્યાંથી અને શી રીતે મળે? શ્રીકૃષ્ણ કહે છેઃ '**तद्विद्धि प्रणिपातेन**' । (ગીતા) '**प्र+निपात**' એટલે સાષ્ટાંગ દંડવત્ ; સદ્ગુરુના ચરણોમાં સાષ્ટાંગ પ્રણામ કરવાથી જ્ઞાન મળે છે. તેમ જ હું કોણ છું ? આ જગત શું છે ? આ ભવારણ્યથી

મારો મોક્ષ શી રીતે થાય? એવા પ્રશ્નો પૂછવાથી ગુરુ તેના ઉત્તર આપશે; કદાચ ઉપદેશ નહિ કરે, તો રોજ તન, મન, ધનથી ખૂબ સેવા કરી પ્રસન્ન કરવાથી ગુરુ તત્ત્વમસ્યાદિ મહાવાક્યથી જ્ઞાનનો ઉપદેશ કરવા કૃપા કરશે. ઉપરના શ્લોકમાં પણ શ્રીભગવાને 'હું ઉપદેશ કરું છું' એમ કહ્યું નથી; કારણ કે સદ્ગુરુનું માહાત્મ્ય જણાવવું છે. तत् જે પ્રથમ જ કહેલું છે, તે બ્રહ્મનું જ નામ છે; તેનો જે ભાવ છે, તે જ તત્ત્વ છે, એટલે બ્રહ્મનું જે યથાર્થ સ્વરૂપ છે, તેનો અનુભવ કરવાના સ્વભાવવાળા જે જ્ઞાની છે, તે જ તત્ત્વદર્શી છે. તેઓ તે જ્ઞાનનો ઉપદેશ કરશે એમ કહેવાનો ભગવાનનો અભિપ્રાય છે.

દંડવત્–લાકડીની પેઠે જડવત્ બની પ્રણામ કરવામાં હેતુ એવો છે, કે હું જડ જેવો છું; જેમ લાકડી જાતે કાંઈ ઊઠી શકતી નથી, સચેતન કોઈ ઉઠાડે તો જ ઊઠે છે, તેવી મારી સ્થિતિ છે; તેથી સચેતન–ગુરુકૃપા હસ્તસ્પર્શ કરી ઉઠાડે, ત્યાં સુધી પડી રહેવું; પછી પૂછવું. અજીર્ણવાળાને જેમ ખાવાની રુચિ નથી થતી; ખરી ભૂખવાળો જ ખાવાને ઇંતેજાર હોય છે, તેમ સંસારના ભયથી જે ત્રાસેલો હોય છે, તે જ જિજ્ઞાસાવાળો હોઈ ગુરુની ગમે તેવી કઠણ સેવા પણ ઉઠાવે છે.

'किं तद् ब्रह्म किमध्यात्मं એ બ્રહ્મ શું? અને અધ્યાત્મ શું?' એવા પ્રશ્ન અર્જુને ગીતા–અ. ૮માં પૂછ્યા છે; ત્યાં પ્રભુએ ગુરુરૂપ થઈ ઉત્તર આપ્યા છે; અને અર્જુનને સાચો માર્ગ બતાવ્યો છે. અનેક શાસ્ત્ર ભણેલાઓની શાસ્ત્રજ્ઞાનની પરીક્ષા થાય, પણ આત્મસાક્ષાત્કારવાળાની પરીક્ષા શી રીતે થાય? આંધળો વૈદ પાસે જાય અને વૈદ તેને દવા આંજી આંખનાં પડળ ખસેડી નાંખી દેખતો કરે, ત્યારે તે જોઈ શકે છે; તેમ જ્યારે ગુરુ જેવી આત્મદૃષ્ટિ પોતાને પ્રાપ્ત થાય, ત્યારે મનુષ્ય આત્માને

જોઈ શકે છે—સમજી શકે છે; એમ ગુરુ ઉપદેશથી અતિશય ઉપકાર કરે છે. આ સ્થૂલ શરીર માબાપથી મળેલું છે, તે તો આધિ-વ્યાધિવાળું છે; પણ ગુરુરૂપ પિતા તો બ્રહ્મસાક્ષાત્કાર કરવારૂપ દિવ્ય જન્મ આપે છે; તે જન્મ નિત્ય છે, નાશવંત નથી; તેથી લૌકિક માબાપ કરતાં સદ્‌ગુરુરૂપ માબાપ શ્રેષ્ઠ છે; કેમ કે ગુરુએ આપેલો જન્મ અજરામર છે. સ્ત્રી તો દ્રવ્ય તથા જીવનની સ્વાર્થી છે, તેનાથી ગુરુ જેવું કલ્યાણ થતું નથી; પુત્ર તો ત્રણેનું હરણ કરે છે; નાનપણથી તેને ઉછેરતાં, ભણાવતાં, પરણાવતાં વગેરેમાં ખરચ કરાવે છે; એટલે તે દ્વારા પુત્ર દ્રવ્યનું હરણ કરે છે. વળી પુત્ર થવાથી પોતાની સ્ત્રીનું યૌવન હરાય છે તથા પોતાનું બળરૂપ આયુ—જીવનપ્રાણ પણ તે હરે છે, તેથી કહ્યું, છે, કે 'नास्ति पुत्रसमो रिपुः। પુત્ર જેવો બીજો શત્રુ નથી. ખરા હિતકર્તા તો સદ્‌ગુરુ જ છે.

પરમાત્મા શ્રીકૃષ્ણ કહે છેઃ 'सर्वस्य चाहं हृदि संनिविष्टो' અર્થાત્ સાચા ગુરુ કોણ? પરમાત્મા જ ગુરુ છે, એ આશયથી પ્રભુ ઉપરના વાક્યમાં કહે છે, કે 'બધાંનાં હૃદયમાં હું રહેલો છું, તેથી સર્વને પરમાત્મારૂપ જાણી જે ઉપાસે છે, તેને પોતાનાં નિજસ્વરૂપની સ્મૃતિ, યાદી, ભાન, જ્ઞાન હું આપું છું-મારી કૃપાથી એ થાય છે; અર્થાત્ હું અને આ સર્વ બ્રહ્મરૂપ છે, એવું જ્ઞાન થાય છે. વેદવિત્ એટલે બ્રહ્મવેત્તા ગુરુ હું જ છું. આત્મા સર્વ ઇંદ્રિયોને અગોચર છે, તેથી કોઈ ઇંદ્રિય દ્વારા તે જાણી શકાતો નથી, તો તે શી રીતે જણાય? કેવળ ગુરુના ઉપદેશથી તેને જાણી શકાય છે. ગુરુના વચનમાં દૃઢ શ્રદ્ધા (વિશ્વાસ) હશે, તો તે શ્રદ્ધા જ સાક્ષાત્કાર કરાવશે.

કોઈ ચોરોએ એક જણના હાથપગ તથા આંખે પાટા બાંધી તેને વિકટ વનમાં મૂકી દીધો અને તેનું ધન લૂંટી લીધું;

તેથી તે જંગલમાં એકલો બંધાઈ પડી દુઃખી થઈ ટળવળે છે, અને કોઈ છોડાવો એવો પોકાર કરે છે. ત્યાં કોઈ દયાળુ સંત આવી ચઢે છે; તેમને પ્રાર્થના કરવાથી તે બંધનો તોડી નાખે છે અને આંખ પરનું આવરણ–પાટો ખસેડી નાખે છે. પછી દેશ તરફ જવાનો તેને માર્ગ બતાવે છે, કે 'આ દિશાએ સીધો જશે, તો પહોંચશે.' પછી તે રસ્તે જતાં બીજા ફસાવનારા ઠગ મળે, તેનું કહેવું નહિ માનતાં ગુરુ–સંતનાં જ વચનમાં દૃઢ વિશ્વાસ રાખી બતાવેલે માર્ગે જાય, તો જરૂર તે સ્વદેશ પહોંચી વિશ્રાંતિ મેળવે જ; તેમ કામક્રોધાદિ ચોર લોકોએ આત્મધન હરી લઈ મજબૂત બંધ બાંધી મોહઆસક્તિથી લપેટી તથા અજ્ઞાનરૂપ વસ્ત્રથી આંખે પાટો બાંધી સંસારરૂપ વનમાં જીવને છોડી દીધો છે; અર્થાત્ આત્મરૂપ સ્વદેશથી લાવી સંસારરૂપ ઘોર જંગલમાં મૂકી દીધો છે; તેને સ્વદેશ જવાની ઇચ્છા તો છે, પણ તે કેવી રીતે જઈ શકે ? પછી જ્યારે સદ્‌ગુરુ તેનાં બંધન છોડે છે, પાટો કાઢી નાખે છે; અર્થાત્ વાસનારૂપ દોરી તોડી નાખે છે અને દ્રષ્ટિ પરથી અજ્ઞાનરૂપ આવરણ કાઢી નાખે છે, (તત્ત્વમસ્યાદિ મહાવાકયોના ઉપદેશરૂપ પોતાના હાથ વડે બંધનો કાઢી નાખે છે.) ત્યારે તે ઉપદેશ પ્રમાણે શ્રદ્ધાથી ચાલ્યો જતાં (તેને) આત્મસાક્ષાત્કાર થાય છે–સ્વદેશ પહોંચે છે.

એક વેળા બાદશાહે બિરબલને પૂછયુંઃ 'જગતમાં આંધળાની સંખ્યા વધારે છે, કે દેખતાની ?' બિરબલે જવાબ આપ્યોઃ 'હજૂર ! આંધળાની સંખ્યા ઘણી મોટી છે.' બાદશાહ આશ્ચર્ય પામ્યો; તેથી ખાતરી કરી આપવા બિરબલ બાદશાહને પોતાની સાથે લઈ નીકળ્યો. રસ્તે એક દરજી સીવે છે, તેની પાસે કોઈએ આવી પૂછયુંઃ 'કેમ શું કરો છો ?'

તરત બિરબલે બાદશાહને તે બતાવી કહ્યું, કે 'જોઈ લો, આ જોનારો નજરે જુએ છે, કે દરજી સીવે છે, છતાં કેમ પૂછે છે? આવા ઘણા આંધળા છે.' તેમ અજ્ઞાની પણ ઘણા છે; તેઓ આંખે પાટા બાંધી સંસારરૂપ જંગલમાં ભટકતા ફરે છે. જ્ઞાની તો કોઈક જ હોય છે. પરમાત્મા શ્રોત્રનો શ્રોત્ર, ચક્ષુનો ચક્ષુ વગેરે જ્ઞાનરૂપ છે; અવિદ્યાનું આવરણ ખસેડી સદ્ગુરુ આપણને જ તે બતાવે છે.*

* ઉનાળામાં જ્યારે ખૂબ ગરમી પડે છે, ત્યારે બાગબગીચામાં લોકો શાંતિ લેવા જાય છે, તેમ અધ્યાત્મ, અધિભૂતાદિ ત્રણ તાપથી અકળાયલા લોકો એવા કયા બગીચા–આરામબાગમાં શાંતિ માટે જાય, કે જ્યાં જવાથી સુખરૂપ સ્થિતિ થાય? તે બગીચો આત્મારામ છે, એટલે આત્મતત્ત્વરૂપ બાગમાં જવાથી શાંતિ મેળવી શકાશે. 'तत्' આનંદસ્વરૂપ 'सत्' છે; તે જ આરામ-બગીચો છે. અહીં કહેવાતા લૌકિક બાગમાં વૃક્ષો હોય છે, તેને શીતળ છાયા, સુંદર મિષ્ટ ફળો અને ચિત્તાકર્ષક મધુર સુગંધવાળાં રમણીય શોભાયમાન પુષ્પો, પત્રો વગેરે હોય છે. તે વૃક્ષો ઉપર પોપટ, હંસ, ચકલી વગેરે પક્ષીઓ હોય છે; તેમ આ અપરોક્ષ આત્મરૂપ બગીચામાં વેદ, શાસ્ત્રો, પુરાણો, સ્મૃતિઓ, ગીતા, ઉપનિષદો, બ્રહ્મસૂત્ર શારીરિક ભાષ્ય વગેરે રૂપ સુંદર વૃક્ષો છે. તેમાં દર્શાવેલાં કર્મો, જેવાં કે, યજ્ઞ, દાન, જપ, તપ, સત્સંગ, સંત-સાધુ–મહાત્માઓ અને દેવતાઓની પૂજા, ધ્યાન, ગંગાસ્નાન, અતિથિસત્કાર, પંચમહાયજ્ઞ, બ્રહ્મભોજન વગેરેની વિધિનું વર્ણન; તથા સ્વર્ગ, વૈકુંઠ, કૈલાસ, બ્રહ્મલોકાદિ દિવ્ય લોકની પ્રાપ્તિરૂપ તેનાં સુંદર મિષ્ટ ફળ કહ્યાં છે. સંત-સદ્ગુરુ મહાત્મા સાધુઓ એ જ મધુર–મનોહર સુગંધ અર્પનાર છે. અથવા ઐહિક સુખરૂપ પુષ્પો, પત્રો વગેરે તેમાં છે. વૃક્ષો, પુષ્પો, ફળ, પત્ર, છાયા એ બધાંથી જેમ બાગની શોભા હોય છે, તેમ આત્મારૂપ બગીચાની એ ઉપર જણાવેલાં વૃક્ષાદિથી શોભા છે. પૂર્ણ, અખંડ, નિર્મળ રસરૂપે જે પ્રેમ છે, તે રૂપ જળ, તે વૃક્ષોને મળે છે; તે સદ્રુચિરૂપ જળના સિંચનથી વૃક્ષ સારાં ખીલી નીકળે છે, તેના ઉપર શુકદેવ, શ્રીવ્યાસ, જનક, યાજ્ઞવલ્કય વગેરે ઋષિ–મુનિઓરૂપ પક્ષીઓ બેસે છે અને તેનાં ફળફૂલોને ભોગવે છે–લાભ લે છે. વળી તેમાં નીલકંઠ

કલ્પના એ અધિષ્ઠાનથી ભિન્ન નથી. જેમ દીવાલથી ચિત્ર ભિન્ન નથી, તેમ આ જગતરૂપ ચિત્ર આત્મતત્ત્વરૂપ–અધિષ્ઠાન રૂપ જ છે અથવા દીવાલથી જુદું નથી. ચિત્ર જેવું ભાસે છે, તેવું જ આ જગત માત્ર છે. એ રીતે સર્વ ભૂતોને પોતામાં જે જુએ, તે સર્વને આત્મરૂપ દેખે.

નરસિંહ મહેતાએ સદ્‌ગુરુ શંકરની કૃપાથી એવી સ્થિતિ મેળવી હતી. સદ્‌ગુરુ તે શંકર જ છે. શંકરે જેમ ધનુષ્ય–બાણુથી ત્રિપુરનો નાશ કરી ત્રિપુરાસુરને હણ્યો હતો, તેમ સુદૃઢ આત્માનુભવરૂપ ધનુષ્યમાં આત્મબોધરૂપ બાણ ચઢાવી, સ્થૂલ, સૂક્ષ્મ, અને કારણુશરીરરૂપ ત્રિપુરમાં રહેનાર જીવભાવરૂપ ત્રિપુરાસુરનો નાશ ગુરુએ કર્યો છે; તેથી ગુરુ શંકર જ છે.

---

શંકર જેવા મોર પક્ષી સમાન હોઈ અનેક ઉપદેશરૂપ ટૌકા કરે છે; વાનરો–કપિ હનુમાન વગેરે તથા તત્ત્વજ્ઞાની મહાત્મારૂપ હંસો, સર્વકાળ તે વૃક્ષો ઉપર બેસે છે. એવા બાગમાં પ્રવેશ કરવા જેને અધિકાર પ્રાપ્ત થયો હોય છે, તે જ પેસી શકે છે. ‘ परिपक्वं मनो येषां ’ જેનું મન પરિપકવ થયું હોય તે જ અધિકારી છે. કાચું અન્ન ખાવાથી તેનું પાચન ન થતાં જેમ રોગ થાય છે, તેમ અપકવ મનવાળા અનધિકારી રોગીરૂપ હોઈ તેમાં જઈ શકતા નથી. જેણે ઇંદ્રિયો જીતી હોય અને કામક્રોધાદિ શત્રુનો નાશ કર્યો હોય, એવો પરિપકવ મનવાળો તેમાં જાય છે; પરંતુ તેવા થવું કઠણ છે, તેથી દેવનો અને ગુરુનો ભક્ત થાય, તો તેવા ભક્તને તે બાગમાં જવું સુલભ છે. શ્રુતિ કહે છે: ‘यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ ॥ तस्यैते कथिता ह्यर्थाः प्रकाशंते महात्मनः ॥ જેને દેવ ઉપર ઉત્તમ ભક્તિ હોય અને જેવી દેવ પર હોય તેવી જ ગુરુ પર પણ હોય, તે મહાત્માને આ ઉપનિષદોમાં કહેલા અર્થો પ્રકાશે છે.’ વળી ‘गुरुर्दैवतं भक्तानां सर्वेषां सुलभोऽपि सः’ ભક્તોના દેવ ગુરુ જ છે; અને તે ગુરુ–પરમાત્મા સર્વ ભક્તોને સુલભ પણ છે.’ એવા ભક્તને જાતિ–ભાતિની જરૂર નથી. જે કોઈ ગુરુનો તથા દેવનો ભક્ત થાય, તે ગમે તે જાતનો, ગમે તે

નરસિંહ મહેતાના હાથમાં શ્રીકૃષ્ણે રાસલીલા જોવા દીવી-મશાલ આપી; તો શું તે દિવ્ય લોકમાં પ્રકાશ ન હતો? હતો જ. અપૂર્વ રોશની હતી, છતાં દીવો શા માટે આપવો પડ્યો? ગીતાના 'मच्चित्ता मद्गतप्राणा०' એમ બે શ્લોકમાં ભગવાનના કહ્યા પ્રમાણે જેનું મન જ્યારે પ્રભુમાં હોય, તે વખતે તે ભક્ત પોતાને મરેલા જેવા જ સમજે છે; એવા ભક્તો બીજે રમતા નથી. ભગવાન કહે છે: 'એવા ભક્તો પર દયા કરી હું તેમના અજ્ઞાનજન્ય સંસાર-મોહાદિ અંધકારનો જ્ઞાનરૂપ દીવા વડે નાશ કરું છું: 'ज्ञानदीपेन भास्वता' એવા ભક્તને હું બુદ્ધિયોગ આપું છું: 'ददामि बुद्धियोगं तं.' યોગ તો પહેલાંથી જ છે. દૃષ્ટિ અને દોરડીનો જે સંબંધ છે, તે ન હોય તો સર્પ દેખાય જ નહિ; પણ તે સર્પનો ભ્રમ દૂર થાય અને દોરી જ સમજાય તો તે યોગ જ છે. ખરી રીતે આત્મામાં

હોય; છતાં તેનો તે બાગમાં પેસવાનો અધિકાર થઈ ચૂકે છે. કબીરજી ગમે તેવા હલકી જાતિના કહેવાતા, છતાં સદ્ગુરુ રામાનંદના ભક્ત થયા, તેથી અનેક સાધુસમાજમાં તે શ્રેષ્ઠત્વ પામ્યા હતા; તે શાથી? ગુરુ કૃપાથી.

ચલતી ચક્કી દેખકે, કબીરા બેઠા રોય.

એક વેળા એક બાઈ દાણાને ઘંટીમાં ઓરતી દળતી હતી; તે જોઈ કબીરજી રડવા બેઠા. તેમને લોકો પૂછવા લાગ્યા કે 'કેમ રડો છો?' ત્યારે કબીરજી બોલ્યા: 'તમને કહેવાથી શું ફળ? જે કોઈ દુઃખ દૂર કરી શકે, તેને કહીએ તો સફળ કહેવાય. એકાદશીને ઘેર શિવરાત્રિ જાય, તો બંનેને ઉપવાસ થાય; તેમ તમને કહેવું નકામું છે.' છેવટે કબીરજી મનથી બોલ્યા: "ભાગાભાગા જો ફિરે ઓ સબ સહજ પિસ જાય." એટલે મૃત્યુના ભયથી જેઓ નાસતા ફરે છે, તે બધા કાળના મુખમાં દળાઈ જાય છે, પણ જે દાણા ખૂંટે વળગી-દબાઈ રહે છે તે દળાઈ જતા નથી; પરંતુ આખા સલામત રહે છે. 'ખૂંટે જો લપટા રહે, ઓના કબી પિસ જાય." તેમ આ સમર્થ કાળચક્રથી બચાવે, એવા તો સદ્ગુરુ જ છે; તેના ચરણનો આશ્રય લેનાર બચે છે.

જગતનો ભ્રમ થયો છે, તે દૂર થવાને જ હું તેને જ્ઞાનયોગ આપું છું; તે રૂપ દીવાથી—પ્રકાશથી ભક્તો મને અભેદભાવે પામે છે: '**येन मामुपयांति ते**' અવિદ્યાનાં બે સ્વરૂપ બ્રહ્મજ્ઞાનથી નાશ પામે છે. જ્ઞાનરૂપ દીવો કહ્યો, તેને 'ભાસ્વતા' એવું વિશેષણ શા માટે કહ્યું? આવરણરૂપ અજ્ઞાનનો જ્ઞાનરૂપ દીવાથી નાશ કરું છું; અને વિક્ષેપરૂપ અજ્ઞાનનો '**भास्वता सूर्येण**' જ્ઞાનરૂપ સૂર્યથી નાશ કરું છું. અંધારામાં પોતાનું શરીર જોવા દીવો બસ છે; એટલે તે જ્ઞાનરૂપ દીવાથી હું શરીરથી ભિન્ન આત્મા છું; એવા વ્યતિરેક જ્ઞાનથી આવરણ દૂર થાય છે, પણ ભિન્ન કાંઈ જ બાકી ન રહેવું જોઈએ. તેથી જગતને આત્મરૂપ દેખવું, તેમાં દીવો કામ નહિ આવે; તેમાં તો સૂર્ય જ જોઈએ; તેથી જ્ઞાનરૂપ સૂર્યનો લાભ થાય, તો બધું બ્રહ્માંડ આત્મરૂપ દેખાય. પ્રથમ તો વસ્ત્રમાં તંતુનું ભિન્નપણું જુએ; પછી બધું વસ્ત્ર તંતુરૂપ જુએ, તેમ વ્યતિરેક જ્ઞાનરૂપ દીવાથી આવરણરૂપ અજ્ઞાન હું મટાડું છું અને અન્વયજ્ઞાનરૂપ સૂર્યથી વિક્ષેપાત્મક અજ્ઞાન ટાળું છું, એવી ભાવના કરવી; તાત્પર્ય, કે નૃસિંહને બુદ્ધિયોગ—જ્ઞાનયોગરૂપ દીવી આપી, તેથી પ્રભુમાં તે એવા તલ્લીન થઈ ગયા, કે હાથ બળવા માંડ્યા; તોપણ તેનું ભાન તેમને રહ્યું નહિ. તે જોઈ રાધાને દયા આવી અને પ્રભુને કહેવાથી પ્રભુએ નરસિંહ પર પોતાનો વરદ હસ્ત મૂકી ભાનમાં આણ્યા અને વરદાન માગવા કહ્યું; ત્યારે નરસિંહ મહેતો બોલ્યાઃ આપના ચરણના આશ્રયથી મારા મનરૂપ ગોકુળમાંથી અઘાસુર(પાપ વગેરે)નો નાશ થઈ ગયો છે; હવે તે મારાં મનરૂપ ગોકુળનો આપ કદી ત્યાગ કરશો નહિ.

રત્નની શોભા કુંદનમાં હોય છે, તેમ જ્ઞાનરત્ન સાથે જો ભક્તિ હોય, તો તે શોભે છે. તે માટે ગતસંગ થવું જોઈએ. ભગવાન કહે છે: '**गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः**

અર્થાત્ અહંકારથી મુક્ત થઈ રહેનારો બધું બ્રહ્મરૂપ જુએ.' એવો જે ભક્ત હોય, તે ચાહે તે કર્મ કરે, છતાં તેનાં તે કર્મ નિર્મૂળ થાય છે–તેને સ્પર્શ કરતાં નથી.*

* ચાંગદેવે યોગબળથી ૧૪૦૦ વર્ષ સુધી શરીર રાખ્યું હતું. દર સો વરસે નામ અને સ્થાન તે બદલતા. તે બધી વિદ્યા ભણેલા, પણ મોરપીંછ ઉપર જેમ હજારો આંખ હોય છે; છતાં એક પણ આંખ જોઈ શકતી નથી, તેવી તેમની વિદ્યા હતી. તેમને ખરી જ્ઞાનદૃષ્ટિ જ હતી નહિ; કેમ કે એવી દિવ્યદૃષ્ટિ સદ્‌ગુરુ વિના આવતી નથી. પછી જ્ઞાનેશ્વરે પાડાના મુખેથી વેદ ભણાવ્યાનું સાંભળી તેમને ગુરુ કરવા તેમનો વિચાર થયો. તેઓ પત્ર લખવા બેઠા, પણ યોગસામર્થ્ય અને વિદ્યાનું અભિમાન હોવાથી પ્રથમ શું લખવું, તે સૂઝતું નથી; તેથી કોરો કાગળ જ બીડી શિષ્ય સાથે મોકલ્યો. તે આવતાં જ નિવૃત્તિનાથે કહ્યું કે, પેલો પત્ર લાવે છે; તેના કહ્યા પહેલાં જ પત્ર માગ્યો. તે જોઈ જવાબ લખ્યો કે "હજી કોરા જ રહ્યા છો.' તેમ શરીર કોરો કાગળ છે. તે મનુષ્યશરીર મળ્યા છતાં તેમાં અક્ષર-બ્રહ્મની પ્રાપ્તિ ન થાય, તો જન્મ નિષ્ફળ ગયો–કોરો જ રહ્યો. ચાંગદેવનો હેતુ એ હતો, કે હજી હું કોરો જ છું, માટે અનુગ્રહ કરો. તેમણે જવાબમાં લખ્યું, કે 'દ્વૈત (દૃશ્ય) તો નામ માત્ર છે, એક પરબ્રહ્મ જ જેમ છે તેમ જ સત્ છે, 'एकधा बहुधा चैव दृश्यते जलचंद्रवत्' એક જ બ્રહ્મ જળમાં ચંદ્રની પેઠે અનેક સ્વરૂપે દેખાય છે' માટે દ્વૈતને મનથી છોડી દો. बहिरंतश्च भूतानामचरं चरमेव च' પદાર્થોની અંદર ને બહાર સ્થાવર તથા જંગમરૂપે એક જ બ્રહ્મ રહેલ છે; અર્થાત્ ભીતર બાહાર બધે તે જ સત્તા વ્યાપી રહી છે. વિવર્તરૂપ જગત છે, તેથી અદ્વૈતની હાનિ થતી નથી. તે તત્ત્વ બધાના આત્મારૂપ છે; માટે હે ચાંગદેવ! હું કોણ છું તે વિચાર કરી અનુભવ સહિત જવાબ લખજો. એ રીતનો પત્ર વાંચી ચાંગદેવ પોતાના યોગબળથી વાઘ ઉપર બેસી સર્પની ચાબુક બનાવી જ્ઞાનેશ્વરને ગુરુ કરવા ગયા. તે ખબર મળતાં તેનો સત્કાર કરવા સામા જવું જોઈએ, તેથી દીવાલની પ્રાર્થના કરી, તે ઉપર બેસી, આલંદી ગામમાં જ્યાં ચાંગદેવ ઊતર્યા, ત્યાં જ્ઞાનેશ્વર તે દીવાલને ચલાવીને ગયા, તે જોઈ ચાંગદેવનું અભિમાન ઊતરી ગયું; કેમ કે જ્ઞાનદેવે તો નિર્જીવ જડને ચલાવ્યું. પછી પગે લાગી શરણે થવાથી જ્ઞાનદેવે કૃપા કરી હતી.

પ્રહ્‌લાદનું કુળ જુઓ, દૈત્યવંશ, ઉંમર પણ નાની, બુદ્ધિ પણ પરિપક્વ

**માયારૂપ હાથીના ગંડસ્થળમાં મોતી રહે છે, તે જ મોક્ષરૂપ મોતી અથવા જ્ઞાનમણિ છે. તે માયારૂપ હાથીને રોકી સદ્ગુરુ જીવન્મુક્તિરૂપ મોતી આપે છે. ગંગાનો પ્રવાહ વહીવહીને ક્યાં સુધી વહેશે? સમુદ્રને મળી નથી ત્યાં સુધી. પછી પ્રવાહ અટકે છે, એટલે સમુદ્રરૂપે જ તે થઈ જાય છે; તેમ સદ્ગુરુ નથી મળ્યા**

---

ન હતી; પરંતુ નારદ જેવા સદ્ગુરુનો ગર્ભમાંથી જ ઉપદેશ મળેલો, તેથી ગમે તેવાં દુઃખો પડચા છતાં ગુરુઉપદેશથી તે ચલિત થયો ન હતો; અને અંતે 'ગુરુ ગુરુ' શબ્દને ધ્વનિ કરતાં પ્રભુએ થાંભલામાંથી નૃસિંહરૂપે પ્રકટી ભક્તનું રક્ષણ કર્યું હતું, સર્વ બ્રહ્મરૂપ છે, તે ગુરુકૃપાથી સમજાય છે. બધા મૃગમાં કસ્તૂરી નથી હોતી, બધા હાથીના મસ્તકમાં ગજમુક્તા–મોતી નથી મળતાં, કામધેનુ પણ કોઈક જ હોય છે; તેમ એવા સદ્ગુરુ પણ ઠામેઠામ બધે હોતા નથી. બ્રહ્મા, વિષ્ણુ, શંકર કે દત્તની ઉપાસનાથી તે દેવની કૃપા થતાં એવા સદ્ગુરુ મળે છે.

નરસિંહ મહેતા ભજન કરતા; તેથી દ્વેષબુદ્ધિથી મંડલિક રાજા પાસે લોકોની ફરિયાદ થતાં તેમને ત્યાં બોલાવી રાજાએ કહ્યું, કે 'એ ઢોંગ છોડી દે.' ત્યારે નૃસિંહે કહ્યું: 'या यस्य प्रकृतिः स्वभावजनिता केनापि न त्यज्यते। જેનો જે સ્વભાવ પડ્યો હોય તે કોઈથી છોડી શકાતો નથી.' જ્ઞાનરૂપ દીવાથી અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરનાર હોવાથી 'ગુરુ' નામ પડ્યું છે; પણ તે જ્ઞાન શ્રદ્ધાળુને થાય છે. પ્રણિપાત, પ્રશ્ન અને સેવા એ ત્રણ તો બહારનાં સાધન છે, કોઈ કપટી માણસ પણ તે કરી શકે છે; પરંતુ શ્રદ્ધા, તત્પરતા અને જિતેંદ્રિયપણું, એ અંતરંગ સાધન છે; તે વગર જ્ઞાન થતું નથી. શ્રીકૃષ્ણ પ્રભુ કહે છે: 'श्रद्धावान् लभते ज्ञानं। શ્રદ્ધાળુ જ્ઞાન મેળવે છે.' એમ શ્રદ્ધા સાથે ગુરુપરાયણતા પણ હોવી જોઈએ; તે હોય તો જ્ઞાનપરાયણતા સંભવે છે. 'नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते। જ્ઞાન જેવું પવિત્ર આ લોકમાં કંઈ નથી.' સદ્ગુરુ માટે પણ ત્રણ લોકમાં દૃષ્ટાંત જડતું નથી. આચાર્ય–ગુરુ તે નીચેનું અરણીકાષ્ઠ અને શિષ્ય તે ઉપરનું અરણીકાષ્ઠ છે. ગુરુનો ઉપદેશ તે સાધન છે અને તે બે કાષ્ઠની સંધિ તે વિદ્યા છે. તેના મંથનથી જ્ઞાનરૂપ અગ્નિ પ્રકટે છે; તે અવિદ્યાને બાળી દે છે. એવો અગ્નિ ઉત્પન્ન કરનાર ગુરુ નિપુણ હોવા જોઈએ; તેમ જ શિષ્ય પણ નિપુણ હોવો જોઈએ. આ ત્રણ ગુણરૂપ સંસારનો તે વિદ્યા નાશ કરે છે. જ્યાં સુધી કાષ્ઠ હોય ત્યાં સુધી અગ્નિ બળે છે, પછી એની મેળે

ત્યાં સુધી કર્મ, ઉપાસના, શમ, દમ, સેવા, પૂજા, ધ્યાન, ધારણા, સમાધિ, દાન, ગાન, તાન, તીર્થ, યાત્રા, સાધુસંગ વગેરે ઉપાયો કરવાના છે; પણ સત્ (અખંડ) ગુરુ(ચિદાનંદ આત્મતત્ત્વરૂપ પરમાત્મા)નો સાક્ષાત્કાર થયા પછી–તે સદ્ગુરુ મળ્યા પછી તે બધા ઉપાયો વિરમે છે–કરવાના બંધ પડે છે

શાંત થઈ જાય છે. દેહ-ઇંદ્રિય વગેરે કાર્ય છે અને અવિદ્યા તે કારણ છે. તે બન્નેનો નાશ વિદ્યા જ્ઞાનથી થાય છે પછી તે વિદ્યા પણ શાંત થઈ જાય છે અને જીવ પરમાનંદ પ્રાપ્ત કરે છે. ગીતામાં શ્રીકૃષ્ણ કહે છે: 'यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात् कुरुते तथा। ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा' જેમ પ્રજ્વલિત અગ્નિ લાકડાંને બાળી ભસ્મ કરે છે, તેમ જ્ઞાનરૂપ અગ્નિ સર્વ કર્મોને બાળી ભસ્મ કરે છે;' અર્થાત્ સંચિત કર્મ બધાં બાળી નાખે છે અને અસંગ–કર્તૃત્વ અભિમાનરહિત બુદ્ધિ હોવાથી ક્રિયમાણ કર્મો પણ જ્ઞાન થયા પછીના કાળમાં જે થાય છે, તેને પણ બાળે છે; પણ છૂટી ગયેલું બાણ જેમ ધારેલા લક્ષ્યને વીંધીને જ પડે છે, તેમ પ્રારબ્ધકર્મોનો તો ભોગથી જ ક્ષય થાય છે; પણ એ જ્ઞાન મેળવવા શિષ્ય શ્રદ્ધાવાન, તત્પર અને જિતેંદ્રિય હોવો જોઈએ. તે સાથે તેનામાં બીજા નવ ગુણ હોવા જોઈએ. ૧ અમાની; શરીરની ઉપર જેને અભિમાન છે, તેને માન જોઈએ છે; પણ સચ્છિષ્ય તો એમ જ સમજે છે, કે માન જો મારી પાસે આવશે, તો અભિમાન વધી જશે, એવો તેને ભય હોય છે; તેથી તે તે અમાની થાય છે. અર્થાત્ માનને ઇચ્છતો નથી. ૨ અમત્સર ગુણ છે: મત્સરથી વિશ્વામિત્રે નવી સૃષ્ટિ ઉત્પન્ન કરવા માંડી હતી દુર્વાસા બહુ મત્સર કરી તપ કરતા હતા; તેમણે ભક્ત અંબરીષને ગભરાવ્યા, ત્યારે પ્રભુનું સુદર્શન ચક્ર તેમની પાછળ લાગતાં તેમને નાસવું પડેલું હતું. બ્રહ્મદેવે મત્સર કરી શ્રીકૃષ્ણનાં ગાયો વાછરડાં છુપાવેલાં, તેથી ઝાંખા પડી મત્સર છોડી દઈ નમ્ર થઈ ભગવાન શ્રીકૃષ્ણને શરણે જઈ તેમને ક્ષમા માગવી પડેલી. કેટલાક જ્ઞાની પણ એવા મત્સરવાળા થાય છે, તે દુર્ગુણ ન હોવો જોઈએ. ૩ અદંભિત્વ, ૪ દક્ષતા, ૫ નિર્મમત્વ, મમતા તે અહંકારની કન્યા છે; તે જ્યાં બાપ હોય, ત્યાં લાડ માટે આવે છે. देहोऽहम् ભાવ છોડી દઈ 'सोहं' ભાવના કરવાથી સચ્છિષ્ય દેહ ઉપર મમતા કરતો નથી; એ મમતા વિચારથી છૂટે છે, વિચારથી કે સ્થૂળ–સૂક્ષ્માદિ શરીરથી આત્મા વિલક્ષણ તથા અસંગ છે. કહ્યું છે, કે 'पुष्पे गंधस्तिले तैलं काष्टेऽग्निः पयसि

અને સદ્ગુરુરૂપ થઈ રહેવાય છે. તે માત્ર સદ્ગુરુનું ઉપલક દેખાતું સગુણ સ્થૂલ શરીર જોવાથી જ નહિ, પણ તેનું સત્સ્વરૂપ અભેદભાવે જોવાથી તેમ થાય છે.

એક વખતે વસુદેવે નારદને પૂછ્યું, કે 'મને ભગવાનનું દર્શન કરાવો, તે શી રીતે અને ક્યારે થશે?' નારદે કહ્યું, કે

घृतम् ॥ इक्षौ गुडो वपुष्यात्मा लभ्यते गुरुवाक्यतः–જેમ પુષ્પમાં ગંધ, તલમાં તેલ, લાકડામાં અગ્નિ, દૂધમાં ઘી તથા શેરડીમાં ગોળ રહે છે, તેમ શરીરમાં આત્મા રહ્યો છે; તેને ગુરુનાં વાક્યથી મેળવાય છે.' ૬ દૃઢ સૌહૃદ, ગુરુ ઉપર દૃઢ પ્રેમ હોવો જોઈએ; કારણ કે 'ध्यानमूलं गुरोर्मूर्तिः पूजामूलं गुरोः पदं ॥ मंत्रमूलं गुरोर्वाक्यं मोक्षमूलं गुरोः कृपा ગુરુની મૂર્તિ ધ્યાનનું મૂળ છે; ગુરુના ચરણ પૂજાનું મૂળ છે; ગુરુનું વચન મંત્રોનું મૂળ છે અને ગુરુની કૃપા મોક્ષનું મૂળ છે.' ૭ અસત્વર, શરીર ભલે જલદી ગમન કરે–દોડી જાય, પણ મન તો જ્યાં બેસાડે ત્યાં સ્થિર થઈ બેસે–લાગી રહે. એવો આસક્તિ રહિત રહે. ૮ અર્થજિજ્ઞાસુ–ઈર્ષા રહિત. ૯. અમોઘવાક્ નકામો બકવાદ ન કરે, એ નવ ગુણ તે નવ રત્ન તુલ્ય છે. તેની માળા જેના કંઠમાં હોય, તેને સદ્ગુરુ પ્રિય થાય છે; તે જ શુદ્ધ ચિત્તવાળો છે.

શાસ્ત્રી, કર્મકાંડી વગેરે લોકોએ નરસિંહ મહેતાને બહુ સપડાવ્યા, ત્યારે તેમણે કહ્યું: 'ન્યાયથી ચાલે છે તે જ ન્યાયશાસ્ત્રી છે; પ્રભુના ભજનમાં જ ચિત્ત રાખી રહે, તે જ કર્મકાંડી મીમાંસક છે. પછી છેવટે કહ્યું, કે 'अतिदानाद् बलिर्बद्धो अतिमानात सुयोधनः ॥ अतिगर्वाद् रावणश्च अति सर्वत्र वर्जयेत् । અતિ દાન દેવાથી બલિરાજા બંધાયા, અતિ અભિમાનથી દુર્યોધન મર્યા અને અતિ ગર્વથી રાવણ નાશ પામ્યો; માટે બધી બાબતમાં અતિ છોડવું.' મનુષ્યદેહ મળ્યા છતાં જે સંસારસમુદ્ર તરી જતા નથી, તેને આત્મહત્યારા કહ્યા છે. તેને ભારે સજા થાય છે, આત્મઘાતી માટે પ્રાયશ્ચિત્ત ક્યાંય લખ્યું નથી; તે ભેદરૂપ શાસ્ત્ર લઈ પોતાનો ઘાત કરી વારંવાર જન્મમરણરૂપ શિક્ષા પામે છે. किं तेन न कृतं पापं चौरेणात्मापहारिणा ' આત્માને હરનાર તેણે ક્યાંય પાપ નથી કર્યાં? બધાં જ પાપ તે કરી ચૂક્યો છે; કારણ કે પોતે સચ્ચિદાનંદ આત્મા છે, છતાં તેને દેહરૂપે જડ, દુઃખી અને મપાયેલો તે દેખે છે, એ જ મહાભયંકર પાપ છે એવા

'અરે વાહ ! તમારા ઘરમાં જ ભગવાન પ્રત્યક્ષ બિરાજે છે; છતાં તમે હવે બીજે ક્યાં ભગવાન શોધવા માગો છો ?' વસુદેવ બોલ્યા: 'એ તો મારો પુત્ર છે.' નારદ બોલ્યા: 'એ જ તમારી બુદ્ધિનો દોષ છે. જ્યાં સુધી તમે એને પુત્રબુદ્ધિથી જોશો, ત્યાં સુધી તમને ભગવાનનું દર્શન થવાનું નથી; પુત્રભાવ દૂર

---

આત્મઘાતી માટે પ્રાયશ્ચિત્ત નથી લખ્યું, તેનું કારણ કે તે તો મૂએલો જ છે; પછી રહ્યું કોણ, કે જે પ્રાયશ્ચિત્ત કરે ? માટે આ દેહ મળ્યો છે, તો ગુરુ ઈશ્વરની કૃપા મેળવી કૃતાર્થ થાઓ.

નામદેવ ભક્ત શ્રીવિઠ્ઠલ સાથે વાતચીત કરતા અને એમ પ્રભુ સાથે નિકટ સંબંધમાં રહેતા; છતાં સંતમંડળીમાં જ્ઞાનેશ્વરના કહેવાથી કુંભાર ગોરોબા ભક્તે હાંલ્લાં ઘડવાનું ખપાટિયું લઈ કાચાપાકાની પરીક્ષા કરવા બધાના માથામાં ટપોટપ ઠોકવા માંડ્યું. તે વખતે બીજા જેઓ ગુરુકૃપા-વાળા હતા, તેઓએ તો જાણ્યું કે સાક્ષી અસંગ છે, તેને કાંઈ નથી; પણ નામદેવને માથામાં લાગતાં જ બોલી ઊઠ્યા, કે 'તું કુંભાર છે, તેથી માટીની જેમ પરીક્ષા કરે, તેમ મારી પરીક્ષા કરે છે કે ?' તે સાંભળી બીજા બધા બોલ્યા: 'ગુરુકૃપાવગરનો છે, એને કાઢી મૂકો.' તે ઉપરથી નામદેવ તરત વિઠ્ઠલ પાસે જઈ થયેલા અપમાન માટે રડવા બેઠા, ત્યારે વિઠ્ઠલે કહ્યું: 'તે બધા કહે છે કે તું કાચો છે; તે સંતો ખરું કહે છે, ગુરુકૃપા વગરના ભલે ખેચરી-ભૂચરી કરતા હોય કે પાણી પર ચાલતા હોય, પણ તે બધા જ કાચા છે; તેમ તું મારો ભક્ત છે, પણ ગુરુકૃપાવગરનો હોવાથી કાચો છે; એટલે મારાં તાત્ત્વિક સ્વરૂપને જાણ્યા વગર તું હજી કાચો જ છે; કેમ કે 'कश्चिन् मां वेत्ति तत्त्वतः। ગુરુકૃપાપાત્ર કોઈક જ મને તત્ત્વરૂપે જાણે છે,' 'सर्वदा नवचिंतायां रता ये महतः कवेः ॥ अंतर्गतं विजानाति गुरुपुत्रस्तु केवलं '। અર્થાત્ મહાત્મા ગુરુની કૃપાથી સર્વદા નવીન આત્મચિંતનમાં જ જેઓ રહે છે, તેમાંથી જે ગુરુનો કૃપાપાત્ર હોય તે જ ફક્ત અંતરમાં રહેલા આત્માને જાણી શકે છે. એક વખત સાવંત માળીને લઈ નામદેવ વેણુનાદના સ્થાને ગયા, ત્યાં ભગવાન ફકીરને વેશે આવી બેઠા; પછી ચલમ કાઢીને ભરી, માળીને અને નામદેવને કહ્યું, કે 'ઇચ્છા હોય તો ચલમ લો;' નામદેવે તો યવન ફકીરને જોઈ ચલમ ન લીધી; પણ માળીએ તો પ્રભુને ઓળખ્યા; તેથી તેણે કહ્યું: 'હા, પ્રભુ ! પ્રસાદ

થશે, તો જ એ આવરણુ ખસી જતાં ભગવાન દેખાશે.'

ચંદન વૃક્ષને મોટામોટા સર્પો વીંટળાઈ રહે છે; છતાં તે વૃક્ષમાં તેઓનું વિષ પ્રવેશી શકતું નથી, પણ તે વૃક્ષ પોતાની શીતળતા તથા સુગંધથી તે સર્પોને સુખશાંતિ જ આપે છે. તેમ ગમે તેવા દુષ્ટની સંગતિથી પણ સત્પુરુષમાં-સદ્ગુરુરૂપ

લાવો, એમ કહી ચલમ પીધી. તે જોઈ નામદેવે તેને બહુ તિરસ્કાર કર્યો કે યવનની ચલમ પીધી ! એ શું કરે છે. પછી કાગવિઠુ કૂતરીના રૂપે સાથે હતાં; તે કૂતરીનું દૂધ કાઢી તેમાં રોટલીના કટકા બોળી ભગવાન પોતે ખાતાં ખાતાં કહે છે, કે 'કોઈને જોઈએ તો લો,' ગાળી તરત દોડ્યો અને તે ખાધા. પ્રભુ બોલ્યા: 'એ કોન હૈ, પકડ લાવ.' તેવા જ નામદેવ નાસી ગયા, વિઠ્ઠલ પાસે જઈ કહ્યું, કે 'તમે વચન આપેલું, છતાં કેમ આવ્યા નહિ ? પ્રભુ બોલ્યા: 'ફકીર કોણુ હતું ? હું જ હતો,' નામદેવ બોલ્યા: 'ભૂલ થઈ.' વિઠ્ઠલ બોલ્યા: 'ગુરુ વિના એવી ભૂલ તો થાય જ છે.' બીજીવાર પઠાણુના વેશમાં પ્રભુ આવેલા, ત્યારે પણ નહિ ઓળખ્યા, ત્રીજી વાર કસાઈ બની આવેલા; સ્ત્રીપુત્રો સાથે હતા. પચીસ ગરથી રાંધી પાત્ર ન ભરાયાથી પાડા નાખ્યા, પુત્રો નાખ્યા, પણ પાત્ર ન ભરાયાથી નામદેવને પકડી લાવવા કહેતાં તે નાસી ગયા વિઠ્ઠલ પાસે જઈ પૂછતાં પ્રભુએ કહ્યું, કે 'તે હું જ હતો ભાઈ ! તું નાગનાથ મહાદેવમાં વિઠોબા ખેચર પાસે જા, તે જ્ઞાનેશ્વરના શિષ્ય છે, તેને ગુરુ કર' તેથી નામદેવ ત્યાં ગયા, તે વિઠોબા ખેચર તો જાણુતા હતા, તેથી કોઢવાળા વૃદ્ધ શરીરે મહાદેવ પર જોડા સાથે પગ નાખી સૂતા હતા. ત્યાં જઈ નામદેવ એવું જોઈ બોલ્યા: 'આ પાપનું કામ શા માટે થવા દો છો ?' ગુરુ બોલ્યા: 'હું અશક્ત છું, તેથી તું મારા પગ ઊચકીને જ્યાં શિવ ન હોય ત્યાં મૂકી દે.' નામદેવે પગ ઊચકી બીજી જગાએ મૂકવા જતાં ત્યાં પણ શિવલિંગ જોઈ બધું ચક્કર (સરકલ) ફરી વળ્યા, પણ બધે અને બધા પદાર્થ માત્ર શિવમય જોયા; પછી થાકીને નમ્ર થઈ પ્રાર્થના કરી, પછી ગુરુએ જ્ઞાન આપ્યું, ત્યારે નામદેવ સમજ્યા. ત્યાંથી પાછા ગામ જતાં રસ્તે રોટલી કરી; તેની બધી ઢગલી પ્રભુ પોતે કૂતરારૂપે આવી ઉપાડી ગયા. તે જોઈ નામદેવને દયા આવી, કે 'અરેરે, ઘી વગર પેટમાં દુઃખશે,' તેથી ઘીની વાડકી લઈ પાછળ દોડ્યા ને બોલ્યા: 'પ્રભો ! ઘી ચોપડવા દો, રોટલી લૂખી છે,' એ રીતે સર્વ જગત પ્રભુમય જોવાની દૃષ્ટિ ગુરુકૃપાથી આવી, ત્યારે પ્રભુએ

સંતોમાં દુષ્ટતા આવતી નથી, પણ તે સંતો તો પોતાના સ્વભાવ પ્રમાણે દુષ્ટને પણ શાંતિનું ભાન કરાવે છે.

શ્રીનગરની બહાર એક મહાત્મા રહેતા હતા. તેનાં દર્શન માટે ત્યાંનો રાજા રોજ જતો. તે સંત પાસે પરકાયાપ્રવેશની વિદ્યા હતી, તેથી એક દિવસ તે રાજાએ એક વિશ્વાસુ નોકર સાથે જઈ એકાંતમાં તે સંતને કહ્યું: 'મને તે વિદ્યા શીખવો.' બહુ જ આગ્રહ કરવાથી સંતે કહ્યું: 'આ ત્રીજા માણસને દૂર કર, પછી બતાવું.' રાજા બોલ્યો: 'એ તો મારો ખાસ વિશ્વાસુ છે, માટે જરા પણ ફિકર રાખો નહિ.' ગુરુ બોલ્યા: 'વિદ્યા છ કાને ન જ જવી જોઈએ; ચાર કાને હોય, તો જ તે ફળદાયી થાય છે-કહેનાર ગુરુના બે કાન અને સાંભળનાર શિષ્યના બે એમ ચાર કાને વિદ્યા રહે, તો બહુ બળવાન થાય છે. એમ સમજાવ્યા છતાં રાજાએ નહિ માનતાં આગ્રહ કરવાથી ગુરુએ તે વિદ્યા આપી; તે પેલા નોકરે પણ સાંભળી; તેથી તે પણ જાણીતો થયો. એક દિવસ રાણીનો પ્રિય પોપટ મરી

---

પ્રકટી દર્શન આપી કહ્યું, કે 'ગુરુકૃપાથી હવે તું પરિપક્વ થયો છે.'

ચંદનને જેમજેમ ઘસીશું, તેમતેમ તે વધારે સુગંધ આપશે; શેરડીને જેમ પીલે, દબાવે, છૂંદે તેમ તે રસ આપે છે; સુવર્ણને જેમ તાપમાં નાખો, તેમ તેની ઉત્તમતા-કસ વધે છે; તેમ મહાત્માની પ્રકૃતિમાં વિકૃતિ થતી નથી. ભક્ત-સંત દુઃખથી ગભરાતા નથી, પણ સારી વાસના (ગંધ) રસ અને કસ આપે છે. નરસિંહ મહેતાને પ્રભુ પર દૃઢ વિશ્વાસ હતો, એટલે રાજા તલવાર લઈ સમીપ ઊભેલો, છતાં નીડરપણે પ્રભુની સ્તુતિ કરી; ઘણા પ્રેમને લીધે ગાળો દીધી-તાના માર્યા, ચિડવાઈને ઠપકા દીધા, ત્યારે કેદારો જે ગીરો હતો, તે પ્રભુએ નરસિંહવેષથી છોડાવી લાવી ઊંચેથી નાખ્યો, ત્યારે તે ગાયો, કે તરત કમાડ ખૂલી જઈ હાર લઈ પ્રભુએ આવી નરસિંહ મહેતાને પહેરાવ્યો. બધા લોકે તેઓની ભાવના પ્રમાણે તેમને જોયા; રાજા પગે લાગ્યો, પ્રભુ પોતે મહેતાજીને ભેટી અંતર્ધાન થયા, બધા અભિમાની ઝાંખા પડયા અને ભક્તની કરાયલી છેડતી માટે ક્ષમા માગવા લાગ્યા. તાત્પર્ય કે, શંકર સદ્ગુરુ હતા, તો તેની કૃપાથી નીડરપણે બંને તે વિજયી થતા હતા.

ગયો; ત્યારે રાણીને તેનો બહુ શોક કરતી જોઈ રાજાએ તેને બહુ સમજાવી; છતાં તે નહિ માનતાં રાણી બોલી: 'તમે પરકાયાપ્રવેશ જાણો છો; તેથી ફક્ત એક કલાક એનામાં પ્રવેશો, એટલે હું એને પાછો જીવતો જોઉં; પછી પાછા નીકળી જજો.' સ્ત્રીહઠને તાબે થઈ રાજાએ તેમ કર્યું. થોડી વાર પછી રાજા જ્યાં પાછો પોતાના શરીરમાં પેસી જવા આવે છે, એટલામાં એ તક જોઈ પેલો નોકર તે રાજાના શરીરમાં પ્રવેશી ગયો અને ઊઠી રાજ કરવા લાગ્યો. રાણી સમજી ખરી, પણ કરે શું? પેલો પોપટ ઊડી એક બ્રાહ્મણનો પુત્ર મરી ગયો હતો તેના શરીરમાં પેઠો. ત્યાં તે ભીખ માગી પેટ ભરે છે. એની જાણ થતાં રાણીએ યજ્ઞ અને સદાવ્રત આરંભ્યાં; બ્રાહ્મણો આવે, તેમનાં નામઠામ અને હકીકતની નોંધ લેવા માંડી. તેમાં પેલો રાજાના પ્રવેશવાળો બ્રાહ્મણપુત્ર પણ આવી પહોંચ્યો, એટલે તેને ત્યાં રાખી લીધો. એક દિવસ ચકલીનું બચ્ચું મરી ગયું; તેને પાસે મૂકી રાણી શોક કરવા લાગી; ત્યાં પેલો વિશ્વાસઘાત કરનારો નોકર રાજારૂપે આવી તેને સમજાવવા લાગ્યો, ત્યારે રાણી જાણે જાણતી જ ન હોય, તેવો દેખાવ કરી બોલી: 'એ બચ્ચામાં તમે માત્ર એક જ કલાક પ્રવેશો, પછી પાછા નીકળી જજો.' પેલાએ તેમ કર્યું, એટલે એ તક મેળવી રાણીએ પેલા બ્રાહ્મણપુત્રને સંકેત કર્યો, એટલે તેણે તુરત પોતાના મૂળ રાજાના શરીરમાં પ્રવેશી જઈ, તે ચકલીનું બચ્ચું મારી નાખ્યું.

એમ **'षट्कर्णेषु न कर्तव्यं न कर्तव्यं कदाचन। षट्कर्णेषु करणाच्च भूपोऽभूद् भिक्षुकः पुरा।** છ કાને વિદ્યા જવાથી પૂર્વે એ રાજા ભિખારી થયો હતો; માટે ગુપ્ત વિદ્યા કે વિચારણા છ કાને કદી ન થાય, ન જ થાય.'

સંસાર તરી ગયેલા મહાત્માઓ કહે છે: 'जडास्तपोभिः

शमयंति देहम्। જડ બુદ્ધિના અજ્ઞાની (લોકો) અનેક તપ કરી દેહને દુર્બળ કરે છે’ તે વ્યર્થ છે. જેમ કૂતરા ઉપર જો બાણુ મારવામાં આવે અથવા લાકડી મારીએ, તો તરત તે કૂતરો બાણુ કે લાકડીને પકડવા દોડે છે અને તેને જ પકડી કરડવા માંડે છે; પણુ તે બાણુ ફેંકનાર પર અથવા લાકડી મારનાર ઉપર તેની દૃષ્ટિ જતી નથી; તેમ મૂર્ખાઓ તપથી શરીરને વ્યર્થ દુઃખી કરે છે. સિંહ અથવા વાઘ તરફ બાણુ, લાકડી કે પથ્થર મારીએ, તો તેઓ બાણુને, લાકડીને કે પથ્થરને પકડતા નથી; પરંતુ તે મારનાર તરફ જ તરાપ મારી દોડી તેને જ પકડે છે; તેમ વિદ્વાન મનુષ્ય મનને શાંત કરે છે. કહ્યું છેઃ ‘श्वा मुक्तमस्त्रं दशति’ કૂતરો જેમ ફેંકેલા અસ્ત્ર તરફ દોડી જઈ તેને કરડે છે, તેમ મૂર્ખાઓ તપ વગેરેથી શરીરને વ્યર્થ દુઃખ દે છે; પરંતુ ‘बुधाः शमयंति मनः। વિદ્વાનો મનને શાંત કરે છે;’ કેમ કે સુખનું તથા દુઃખનું કારણુ તો મન છે, તેથી જ તે આત્માને બંધનનું કારણુ છે, એમ જાણી સમજુ લોકો તે ચિત્તને ક્ષીણુ કરે છે; કેમ કે ચિત્તનો નાશ કરવાથી ચૈતન્ય પ્રકાશે છે. શ્રુતિમાં કહ્યું છે, કે ‘चित्तस्य तस्य क्षयतः केवलश्चित् प्रकाशते । ચિત્તનો નાશ કરવાથી કેવળ ચૈતન્ય પ્રકાશે છે.’ અર્થાત્ ચિત્ત જ્યાં સુધી ચિત્તરૂપે જ રહે છે, ત્યાં સુધી ચૈતન્ય પ્રકાશતું નથી, પણુ ચિત્ત શબ્દમાંના तકારનો ક્ષય થવાથી જ ચિત્ રહે છે.

એક વેળા રહુગણુ રાજા પાલખીમાં બેસી જતા હતા. રસ્તે બે ભોઈ માંદા પડ્યા, ત્યારે તેમનો હુકમ થવાથી વામદેવ અને જડભરત રસ્તામાં મળી આવ્યા; તેમને પકડી લઈ પાલખી ઊંચકવા જોડી દીધા. તેઓ તો આડાઅવળા–વાંકાચૂંકા ચાલવા લાગ્યા, ત્યારે રાજાને હરકત થતાં રાજાએ તેઓને ધમકાવ્યા,

કે 'સીધા ચાલો,' છતાં તેઓ કશું બોલ્યા વિના વાંકાચૂંકા જેમ ચાલતા હતા તેમ ચાલવા લાગ્યા. તે જોઈ રાજા વિચાર કરી અટકયો. પાલખી ઊભી રખાવી, નીચે ઊતરી એ બન્ને સંતને જોઈ તે ક્ષમા માગવા લાગ્યો, ત્યારે જડભરત હસ્યા અને બોલ્યાઃ "રાજા ! તું કોની પાસે ક્ષમા માગે છે? તું જ એક બધે રહેલો છે, બીજો કોઈ છે જ નહિ; બીજો કોઈ હોય તો તેની પાસે ક્ષમા માગી શકાય. પાલખીનો ભાર ખાંધ પર, ખાંધનો કમર પર, કમરનો પગ પર, પગનો ચરણ પર, ચરણનો પૃથ્વી પર, પૃથ્વીનો જળ પર, જળનો તેજ પર, તેજનો વાયુ પર, વાયુનો આકાશ પર, આકાશનો મહત્તત્વ પર, મહત્તત્વનો અહંકાર પર, અહંકારનો ભાર માયા ઉપર અને તે માયા તો તારા બ્રહ્મસ્વરૂપમાં કલ્પિત–મિથ્યા જ છે; તેથી તું જ એકલો બધે રહેલો છે. તું જે પાલખીમાં બેઠો છે, તેનાથી તું પોતાને જેમ જુદો સમજે છે, તે જ રીતે આ શરીરરૂપ પાલખીમાં તું બેઠો છે; તેનાથી પણ તું પોતાને જુદો–અસંગ જાણ. આ શરીર વગેરે તો ભૂતોનાં કાર્ય છે, તેના ઝઘડામાં ન પડ. તારી શરીરરૂપ પાલખીને ચલાવનાર તારાં ચાર અંતઃકરણ, ત્રણ ગુણ તથા પાંચ પ્રાણ છે. જેઓ આગળ દોડે છે, તે ઇંદ્રિયો છે અને તેઓ શબ્દસ્પર્શાદિ વિષયના માર્ગે જાય છે. તું કેવળ તેઓનો દ્રષ્ટા હોઈ તેમાં બેઠો છે. આ લાકડાની પાલખી અને શરીરરૂપ પાલખી–એ બન્નેથી તું પોતાને જુદો માનીશ, તો અમારી પેઠે જીવન્મુક્ત થઈ ફરીશ."

મન જો નિર્વિષય–નિર્ગુણ થઈ જાય, તો મોક્ષ જ છે. દીવો દીવેટથી બળે છે, તેમાં સ્નેહ એટલે ઘી–તેલ હોય, તે બધું બળી જાય, તો જ એ દીવો તેજ–મહાભૂતમાં મળી જાય છે; તેથી જ તેને ઉદ્દેશી કહેવામાં આવે છે, કે 'દીવો ઘેર ગયો;'

અર્થાત્ સામાન્ય વ્યાપક તેજ (અગ્નિ)માંથી વિશેષ–દીવારૂપે જે પ્રકટ થઈ જણાતું હતું, તે પોતાના મૂળ સ્વરૂપમાં મળી જાય છે; તેમ સ્નેહ ઘટીખપી જતાં મન–આત્મામાં સમાઈ જાય છે. મન જ્યાં સુધી વિષય સાથે જ છે, ત્યાં સુધી જ અનેક વૃત્તિઓ ઊપજે છે. '**गुणकर्मानुबद्धं मनः** ગુણ તથા કર્મોમાં મન બંધાયેલું રહે છે' માટે મન વિષયશૂન્ય થવું જોઈએ; તો જ દીવાની પેઠે તેનો ચિદાકાશમાં લય થવા સંભવ છે.

'**येनैवालिंगिता कान्ता तेनैवालिंगिता सुता।** જે શરીરથી સ્ત્રીને આલિંગન કરાય છે, તે જ શરીરથી પુત્રીને પણ ભેટાય છે.' એમ પોતાનું શરીર એક જ છે, પણ તેનાથી સ્ત્રીનું આલિંગન કરે છે, ત્યારે ભાવ જુદો હોય છે અને પુત્રીનું આલિંગન કરે છે, ત્યારે પ્રેમભાવ તેનાથી જુદો જ હોય છે, વૃત્તિ ભિન્ન હોય છે; માટે જ કહ્યું છેઃ '**मनःकृतं कृतं मन्ये।** મન જે કરે તે જ કર્યું માનવું' શરીરથી કંઈ કરાતું જ નથી. પાપપુણ્યનું કારણ મન જ છે. જીવ–ઈશભાવને પામનારું મન જ છે. જેમ નિદ્રાના દોષથી સ્વપ્ન થાય છે, તે જ રીતે અવિદ્યાના દોષથી મનમાં રહેલું જગત બહાર દેખાય છે. ખરી રીતે બહાર કાંઈ છે જ નહિ.

વિદ્યા મેળવવાના ત્રણ માર્ગ છેઃ '**गुरुशुश्रूषया विद्या पुष्कलेन धनेन च। अथवा विद्यया विद्या चतुर्थं नोपलभ्यते॥**' ગુરુની ખૂબ સેવા કરી તેમને પ્રસન્ન કરીએ, ત્યારે ગુરુ વિદ્યા-જ્ઞાન આપે છે; અથવા ગુરુની સમીપ રહી ઉપદેશ સાંભળવાથી વિદ્યા મળે છે; તથા ખૂબ ધનને બદલે પણ અમુક વિદ્યા મળે છે; અને ત્રીજી રીતે એક વિદ્યા આપવાથી તેને બદલે બીજી વિદ્યા મળે છે; પણ ચોથો રસ્તો દેખાતો નથી.

કેવળ મનને વશ કરવું; કારણ કે તે જ આ સંસારરૂપ

દુઃખમય ઝાડને કાપી નાખી તેનો નાશ કરી શકે છે. આદિ અને અંતમાં એ સંસાર અસત્ય હોવાથી મધ્યમાં પણ અસત્ છે. ઝાંઝવાનું જળ ફક્ત બપોરે થોડો વખત દેખાય છે, તે ત્રણે કાળમાં જેમ અસત્ છે, તેવો જ આ સંસાર ખોટો છે. '**आदावंते यद् नास्ति वर्तमानेऽपि तत्तथा।** જે આદિમાં તથા અંતમાં નથી હોતું, તે વર્તમાન કાળે પણ ન જ હોય;' છતાં આ સંસારરૂપ વૃક્ષ અતિ વિશાળ છે, કર્મ તેનું મૂળ છે અને તે જન્મમરણ-રૂપ ફળ આપી રહ્યું છે. એને અશ્વત્થ કહે છે; એટલે કાલે તે રહે, એવો કંઈ નિયમ નથી. એ વૃક્ષને દુઃખરૂપ પાંદડાં છે, કામક્રોધાદિ શાખા છે, પુત્ર, પુત્રી, સ્ત્રી, બહેન, ચાકર, સગાંવહાલાં, પશુ વગેરે તેના ઉપરનાં પક્ષીઓ છે. એવા આ વૃક્ષને અસાર જાણી વૈરાગ્યરૂપ તલવાર લઈ તેને છેદી નાખવું જોઈએ. વાસુદેવ–શ્રીહરિનું સ્મરણચિંતન કરવાથી વૈરાગ્યરૂપ તીક્ષ્ણ તલવાર પ્રાપ્ત થાય છે; માટે સત્પુરુષો કહે છે: '**उपाय एक एवास्ति मनसः स्वस्य निग्रहः।** મનનો નિગ્રહ કરવો, એ જ એક સંસારવૃક્ષને કાપી નાખવાનો ઉપાય છે' પછી નિરંતર એવું ચિંતન કર્યા કરવું, કે 'હું સચ્ચિદાનંદ, ચિદાકાશ બ્રહ્મ-સ્વરૂપ છું.' એવો જેને નિશ્ચય થયો હોય, તે જીવન્મુક્ત છે.*

---

* વાસનાનો ક્ષય થતાં મનોજય થાય છે, પણ તેનો અભ્યાસ જોઈએ. જીવન્મુક્ત મહાત્માનાં છ લક્ષણ હોય છે:—

૧ અજિહ્વત્વ–જમવામાં જેને એમ જણાતું નથી, કે આ તો સારું છે અને આ નઠારું છે; સ્વાદમાં આસક્તિરહિત હોય છે, પણ પ્રાણ રાખવા ખાતર જ તે ખાયપીએ છે. વળી જે હિતકર, મિત અને સત્ય ભાષણ કરે છે.

૨ ષંઢત્વ–એટલે નપુંસકત્વ—આજે જન્મેલી કન્યા, ૧૬ વર્ષની સ્ત્રી અને સો વર્ષની ડોસી જેને સમાન છે; અર્થાત્ તેઓને જોઈને નિર્વિકાર રહે છે.

૩ પંગુત્વ–ભિક્ષા માટે તથા ઝાડો–પેશાબ કરવા માટે જેનું જવું-

**રાજા જનકે સાવધ થઈ વિચારમાંથી જાગીને કહ્યુ હતું, કે 'હવે હું જાગ્યો, જાગ્યો છું; મેં ચોરને જોઈ લીધો છે—મનરૂપ ચોરને દીઠો છે. હવે હું તેને મારું છું.' 'प्रबुद्धोऽस्मि प्रबुद्धोऽस्मि दृष्टश्चौरो मयात्मना। જાગ્યો છું, જાગ્યો છું; મેં પોતે ચોરને જોયો છે.' મનનું સ્વરૂપ સંકલ્પ છે; તેનો નાશ કરી સંસાર-રૂપ વૃક્ષ સૂકવી નાખવું જોઈએ. શ્રીકૃષ્ણ ગીતામાં કહે છે: 'न रूपमस्येह तथोपलभ्यते। આ સંસારરૂપ વૃક્ષનું રૂપ દેખાતું નથી.' દૂરથી ડુંગર રળિયામણા, પાસે જતાં પથરા; તેમ સ્ત્રીપુત્રાદિને વિષયી લોકો સારાં સુંદર કહે છે; પણ સંસારનાં**

આવવું થાય છે; તે પણ એક યોજનથી જે દૂર જતો નથી.

૪ અંધત્વ ગમે ત્યાં જાયઆવે, બેસેઊઠે, તેમાં જેની દૃષ્ટિ ૧૬ હાથથી આગળ જતી નથી.

૫ બધિરત્વ—મન ઉપર કાબૂવાળો; તે પોતાની ગમે તેવી સ્તુતિ-નિંદા કોઈ કરે, છતાં પોતાના મન પર કશી અસર થવા દેતો નથી.

૬ મુગ્ધત્વ (મૂઢત્વ)—વિષયો સમીપમાં રહેલા હોય છતાં અને સ્ત્રી, ધન, ધામ, ધરા, બાગ, અલંકાર, વસ્ત્ર, અશ્વાદિ વિષયો ભોગવવા સામર્થ્ય હોય છતાં અવિકલેન્દ્રિય રહે; તે ભોગવવા તત્પર ન થાય. સૂતેલો મનુષ્ય જેવો નિર્વિકાર રહે છે, તેવો જાગ્રતમાં પણ વિકારરહિત રહે છે. શુકદેવજી જનકને ત્યાં ગયા, ત્યારે રાજાને ખબર મળતાં તેમણે હુકમ ફરમાવ્યો તે પ્રમાણે તડકામાં ઊભા રહેવું પડયું; છતાં મનમાં કાંઈ વિકાર ન થયો. પછી અંદર દાખલ કર્યા, ત્યાં સુંદર સ્ત્રીઓ સેવામાં આવી; તોપણ અવિકૃત જ રહી તે સ્ત્રીસમુદાયમાં પણ ધ્યાન લગાવી બેઠા રહ્યા. પછી જળનું પાત્ર ભરી મંદિરની પ્રદક્ષિણા કરવા કહ્યું, તો તેમ પણ કર્યું; ત્યારે પણ ચિત્ત જેવું હતું તેવું જ સ્થિર રહ્યું; સ્ત્રીઓનાં ગાન-તાન સાંભળ્યાં તથા જોયાં, છતાં તેમાં નિર્વિકાર રહ્યા. એમ 'सुप्तवत् वर्तते' સૂતેલાની માફક સ્થિતિ રહી હતી.

આ છ ગુણ મહાપુરુષની જીવન્મુક્તિનાં કારણ છે. મનોજય કરવાથી એ ગુણો આપમેળે આવે છે.

દુઃખોનો અનુભવ જેમને થયો છે, તે બધા એકે-અવાજે દુઃખરૂપ જ કહે છે. તે સ્ત્રીપુત્રાદિના સહવાસથી સમજાય છે, કે તેઓ કલહપ્રિય, મર્યાદારહિત, કડવી વાણી બોલનારાં તથા કષ્ટ આપનારાં છે, તે જોઈ પોતે ગભરાઈ જાય છે, ત્યારે એવો અનુભવ થાય છે, કે 'સંસારનું સ્વરૂપ દુઃખમય છે. એ સંસારનો આદિ નથી અને અંત નથી, તો પછી મધ્ય એટલે સ્થિતિ પણ નથી જ.' એવા સંસારવૃક્ષને દૃઢ વૈરાગ્યરૂપ તીક્ષ્ણ શસ્ત્ર વડે કાપી નાખો. વિષયોમાં દોષદૃષ્ટિ કર્યા કરવાથી વૈરાગ્ય થાય છે. પછી તે પરમપદ જાણવા સદ્‌ગુરુ પાસે જઈ પરમપદની શોધ માટેનો વિચાર કરવો. '**ततः पदं तत्परिमार्गितव्यं**। તે પછી એ પદ શોધવું.' જ્યાં ગયા પછી પાછું આવવું પડતું નથી, ત્યાં અભેદભાવથી જઈ શકાય છે. ઘટાકાશ જેમ મહદાકાશમાં એક થાય છે, તેમ પરમાત્મા સાથે એક થવાનું છે; આમ તે આદ્ય પુરુષ નારાયણ—પરમાત્માને શરણે જવાથી ગુરુનો અને વૈરાગ્યરૂપ અસંગ શસ્ત્રનો લાભ મળે છે; પણ તે બધાંનો મન ઉપર આધાર છે; માટે મનોજય કરવો જોઈએ. એ આદ્ય પુરુષ નારાયણને આપણે નમસ્કાર કરીએ છીએ. ચક્ર ફર્યા કરતું હોય, તેને શી રીતે બંધ પાડવું? ચક્રની નાભિ (મધ્ય ભાગ) પકડી રાખવાથી તે બંધ પડે છે; તેમ માયાચક્રનું નાભિસ્થાન—મધ્યબિંદુ મન છે; તે મનનો જય કરવાથી માયા દુઃખ દઈ શકતી નથી. એ માયાચક્રમાં જે ફર્યા કરે છે, તેને સુખ થતું નથી. યોગીઓને જે અવિનાશી શાંતિરૂપ અભય પ્રાપ્ત થાય છે, તે ચિત્તનો જય કરવાથી જ મળે છે; અર્થાત માયાચક્રની ગતિ બંધ પાડવાથી મળે છે. '**चंचलं हि मनः कृष्ण**। હે શ્રીકૃષ્ણ! મન ચંચળ જ છે' એ રીતે અર્જુને કહ્યું, ત્યારે શ્રીહરિએ કહેલું છે, કે ખરું છે. રાઈ કરતાં પણ અત્યંત સૂક્ષ્મ

ચિત્તમાં આખું બ્રહ્માંડ સમાયું છે. જેમ વડના સૂક્ષ્મ બીજમાં અનેક વટવૃક્ષો રહેલાં છે, તેમ એ મન પણ જગતનું બીજ છે. માંકડાંની જાત સ્વભાવથી તો ચંચળ હોય જ છે, તેને દારૂ પીવા મળે, તે સાથે વીંછી કરડે, અને વળી તેનામાં પિશાચ પ્રવેશે, પછી શું પૂછવું? તેનું ચંચલત્વ બેહદ વધી જઈ કૂદમ-કૂદા કરે છે; તેવાં માંકડાંના જેવું મન છે. તેણે વાસનારૂપ દારૂ પીધો છે, મત્સરરૂપ વીંછીએ તેને ડંખ માર્યો છે અને અહંકાર-રૂપ પિશાચ તેનામાં પેઠો છે; પછી એ મનની ચંચળતાનું શું કહેવું? તેથી જ તો મનનો નિગ્રહ કરવો એ મેરુ પર્વતને ઉખેડી નાખવાથી પણ કઠણ છે, અગ્નિ ખાવાથી પણ કઠણ છે. એ વાત ખરી છે; તોપણ મન જીતવાનો ઉપાય છે– '**अभ्यासवैराग्याभ्यां तन्निरोधः।** અભ્યાસ તથા વૈરાગ્યથી મનને વશ કરી શકાય છે.' તે જ રીતે શ્રીહરિ પણ કહે છેઃ '**अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते।** હે અર્જુન! અભ્યાસ તથા વૈરાગ્ય વડે મન વશ કરી શકાય છે.' સજાતીય વૃત્તિના પ્રવાહની એકસરખી ધારા ચલાવી ધ્યાન કરવું. એવા અભ્યાસથી તથા વિષયોમાં દોષદૃષ્ટિ કરવારૂપ વૈરાગ્યથી મન વશ થાય છે. વિષયભોગોમાં નીરસતા જોવી, સત્સંગ કરતા રહી વિચાર કરાય, તો એવો વૈરાગ્ય થાય છે. મન વિષયો તરફ વેગથી જે દોડે છે, તેનું કારણ રાગદ્વેષ છે; તે છોડી દીધા પછી મન ક્યાંય દોડતું નથી; કેમ કે મનની દોડાદોડ રાગદ્વેષથી જ થાય છે. જેને તીવ્ર ભૂખ લાગે છે, તે જેમ અન્ન માટે અતિ ઉત્સુક બને છે, તેમ મોક્ષેચ્છાવાળાને વિષયોમાં વૈરાગ્ય થાય છે; અને સજાતીય બ્રહ્માકાર વૃત્તિના પ્રવાહનો તે અભ્યાસ કરે છે, તેથી તેના મનનો નિગ્રહ થાય છે, બળાત્કારથી અથવા હઠથી મનનો જય થતો નથી, પણ ક્રમથી થાય છે. બળાત્કારથી તો ઇંદ્રિયનિગ્રહ

થઈ શકે છે; આંખ મીચી બેસવું, કાનમાં આંગળી ઘાલવી વગેરેથી ઇંદ્રિયો જિતાય છે. મદોન્મત્ત હાથી જેમ અંકુશ વિના વશ થતો નથી, તેમ બેઠા રહેવાથી મન વશ થતું નથી; એ તો યુક્તિથી પણ થાય છે. ગુરુ વસિષ્ઠે રામને કહ્યું છે: 'ક્રમથી મનનો નિગ્રહ થાય છે.' દૃષ્ટાંત એકદેશી જ હોય છે, તે બધી રીતે પરિપૂર્ણ ન હોય; કેમ કે પરિપૂર્ણ હોય, તો તે દૃષ્ટાંત કહેવાય નહિ. જેમ દીવો અંધકારનો નાશ કરે છે, તેમ અધ્યાત્મ-વિદ્યારૂપ દીવો, મૂલ અજ્ઞાનરૂપ અંધકારને હઠાવી આત્મદર્શન કરાવે છે. આ ભૌતિક દીવાથી તો કાજલ થાય છે અને તે દીવો ઘી અથવા તેલથી રહી શકે છે; પણ આ જ્ઞાનરૂપ દીવો તો સ્નેહ–પ્રેમથી રહે છે. જેવું ભૌતિક દીવાથી થયેલા કાજળનું અંજન થાય છે, તેવું જ્ઞાનરૂપ દીવાથી કાજળ થતું નથી, પણ એ દીવો તો નિરંજન છે. એની પ્રભા ઉપાધિશૂન્ય હોઈ અચળ છે અને એ દીવો વાસનારૂપ વાયુથી હાલતો પણ નથી. વળી ભૌતિક દીવો તો બહારનું જ અંધારું દૂર કરે છે, ત્યારે આ અધ્યાત્મજ્ઞાનરૂપ દીવો તો અંતરનું અજ્ઞાનરૂપ અંધારું દૂર કરે છે.

બાજીગર અનેક ખેલ કરે છે, તે જોઈ મન લલચાતું નથી; કેમ કે આપણે જાણીએ છીએ કે તે ખોટું છે; તેમ જગતનું મિથ્યાત્વ જો સમજાય, તો મોહ થવા પામે નહિ. જે દેખાય છે, તે તો ગોચર છે, પણ દ્રષ્ટા અગોચર છે. અગ્નિને લાકડાં મળ્યા કરે ત્યાં સુધી અગ્નિ બળે છે; પછી તે વ્યાપક–મહાન અગ્નિમાં લીન થાય છે; તેમ વૃત્તિરહિત થતાં સ્વરૂપમાં લીન થવાય છે. એ રીતે અધ્યાત્મવિદ્યા એ મનને વશ કરવાનો પહેલો ઉપાય છે.

બીજો ઉપાય સાધુસંગમ છે. દરેકને અધિકાર પ્રમાણે બુદ્ધિ હોય છે; તેથી મંદ બુદ્ધિવાળાને પણ સંતો યુક્તિથી સમજાવે છે.

ત્રીજો ઉપાય વાસનાનો ત્યાગ–'वासनासंपरित्यागः' છે; તે વિવેક અને વિચારના બળથી કરવો.

ચોથો ઉપાય પ્રાણની ચેષ્ટા રોકવી તે છે. તે કનિષ્ઠ ઉપાય છે. સંસારવૃક્ષનાં બે બીજ છે: વાસના અને પ્રાણ. એ બેનો પરસ્પર સંબંધ છે. જે પ્રથમના ત્રણ ઉપાય કરવા સમર્થ ન હોય, તેણે પ્રાણનિરોધ કરવાનો છે; પરંતુ જે યુક્તિ છોડીને બળાત્કારથી મનોનિગ્રહ કરવા ચાહે છે, તે કાજળથી અંધારાંનો નાશ કરવા યત્ન કરે છે એમ જાણવું; એમ શ્રીવસિષ્ઠ કહે છે. વળી તે વસિષ્ઠ રામને કહે છે: '**राम! वासनया बंधो मुक्त्यै निर्वासनं मनः। तस्मात् निर्वासनीभावमानय त्वं विवेकतः॥** હે રામ! વાસનાથી બંધન થાય છે, નિર્વાસનાવાળા મનથી મોક્ષ થાય છે; માટે તું વિવેકથી વાસનારહિતપણું લાવ;' પણ વાસનાનું સ્વરૂપ જાણ્યા સિવાય તેનો ત્યાગ શી રીતે કરવો? આગલો–પાછલો વિચાર કર્યા વગર પદાર્થોનું દૃઢ ભાવનાથી (દુરાગ્રહથી) જે ગ્રહણ કરાય છે, તેને વાસના કહે છે, તે બે પ્રકારની છે: શુદ્ધ અને મલિન. શુદ્ધ વાસના તત્ત્વજ્ઞાન માટે સાધનરૂપ થાય છે. મલિન વાસના ત્રણ પ્રકારની છે: લોકવાસના, શાસ્ત્ર-વાસના અને દેહવાસના.

બધા લોકો મારી સ્તુતિ અથવા વખાણ કરે, એવો હું લોકમાં આચાર કરું એમ મનમાં ધારતો રહી મનુષ્ય ગમે તેવો આચાર કરે, તોપણ બધા લોક તેને સારો કહેવાના નથી. ભગવાન શ્રીરામચંદ્ર અને શ્રીકૃષ્ણ ઉપર પણ આરોપ મૂકી લોકો દોષ કાઢ્યા વગર રહ્યા નથી, તો આપણી શી ગણતરી? ચક્રવાક પક્ષીનું જોડું રાત્રે વિયોગી થાય છે, તેથી તે ચંદ્રને દોષ આપે છે; ઘુવડ સૂર્યને દોષ દે છે. એ રીતે ચંદ્રસૂર્ય નિર્દોષ છે; છતાં તેમની નિંદા કરનાર પણ હોય છે. દૂધ

રુચિકર છે, છતાં તાવ વગેરે રોગવાળાને તે નકામું હોવાથી તેઓ દૂધની નિંદા કરે છે; પાપીઓ પુણ્યવાન મનુષ્યોની નિંદા કરે છે. આખા બ્રહ્માંડમાં બધા જેની સ્તુતિ કરતા હોય એવો એક પણ નથી. એવું જગત ઊલટું છે. જુઓ:—

"આવતી કું કહે નાવ, (ન+આવ. અર્થાત્ નહિ આવ.)

ચલતીકું કહે ગાડી; (ગાડી સીધી ચાલે છે, છતાં તેને ગાડી એટલે દાટી દીધી; અથવા ગાંડી એટલે બેવકૂફ કહે છે.)

કટીકું કહે નકટી, (નાકકટી છે, છતાં ન+કટી=નથી કટી એમ કહે છે.) ઐસી દુનિયાં આડી. (એવી દુનિયાં આડી–ઊંધી છે.)"

શંકરપાર્વતી નંદી પર બેસી જતાં હતાં; તે જોઈ લોક કહેવા લાગ્યા: જુઓ, 'બે જણ બેસી બળદને મારી નાખવા તૈયાર થયાં છે.' તે સાંભળી પાર્વતીજી ઊતરીને ચાલવા લાગ્યાં, ત્યારે લોકો કહેવા લાગ્યા: 'આ પુરુષ પોતે હૃષ્ટપુષ્ટ છે, છતાં બળદ પર બેઠો છે, ને સુકુમાર સ્ત્રીને પગપાળી ચલાવે છે' તે સાંભળી પાર્વતીને બેસાડી શંકર ચાલવા લાગ્યા, ત્યારે લોકો કહેવા લાગ્યા: 'આ પુરુષ કેવો સ્ત્રીલંપટ છે! જાતે ચાલે છે!' તે સાંભળી શંકરપાર્વતી બન્નેએ ચાલવા માંડ્યું, ત્યારે લોકો કહેવા લાગ્યા: 'પશુ માટે કેટલો લોભ છે! તેને દોરીને ચાલે છે; તો પછી તેને લાવ્યાં શું કામ?' એમ ગમે તેમ કરો, તોપણ લોકો કંઈ ને કંઈ દોષારોપ તો કરવાના જ. પુણ્યદાન કરો તો કહેશે, કે 'બાપદાદાનું ઉડાવી દે છે;' પુણ્યદાન નહિ કરો તો કહેશે, કે 'લોભી છે.' સત્સંગ ખૂબ કરો, તો કહેશે, કે 'મોટો સાધુ બની ગયો.' નહિ કરો તો કહેશે, કે 'નાસ્તિક છે.' એવું જગત છે; માટે જેમ દેડકાં ગમે તેટલા બરાડા પાડ્યા કરે છે; છતાં તેથી ભય ન પામી ભ્રમર કમલમાં જઈ મકરંદ લેવા ચૂકતો નથી;

તેમ ખરા જિજ્ઞાસુઓ લોકથી ડરી પોતાનો સત્સંગ તથા સત્કર્મ કરવાનો ક્રમ છોડતા નથી, તેમને ધન્ય છે. કલ્યાણની ઇચ્છાવાળાને જ દુષ્ટો નિંદે છે, મારે છે, બાંધે છે; છતાં પોતાનાં કર્તવ્યથી તેઓ ડગતા નથી; અને આત્મનિષ્ઠાથી પોતાનો ઉદ્ધાર કરે છે. એ રીતે લોકવાસના છોડવી.

બીજી શાસ્ત્રવાસના ત્રણ પ્રકારની છે: પાઠવ્યસન, અભ્યાસવ્યસન અને અનુષ્ઠાનવ્યસન.

મુનિ ભારદ્વાજને પાઠવ્યસન ખૂબ હતું; તેથી તેમણે બ્રહ્માનું તપ કર્યું એટલે તે પ્રસન્ન થયા, ત્યારે માગ્યું, કે 'હું ખૂબ વેદ ભણું.' બ્રહ્માએ તેમને માટે વેદનો મોટો પર્વત બતાવ્યો અને કહ્યું: 'વેદનો પાર નથી. '**अनंता वै वेदाः।** વેદો અનંત છે.' તેમાંથી તું કેટલું ભણવાનો છે?' એમ કહી ચાર મુઠ્ઠી વેદ તેમાંથી આપ્યા. તે જ ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, તથા અથર્વવેદ એમ ચાર થયા. કણ્વ મુનિએ પાંચસો વર્ષ સુધી વેદાધ્યયન કર્યું, પણ શાંતિ ન થઈ; ત્યારે છેવટે વેદાંતશ્રવણ કરવાથી તેમને શાંતિ થઈ હતી અને તે વ્યસન છૂટયું હતું.

અભ્યાસવ્યસન દુર્વાસાને હતું; તે ઘોડા વગેરે ઉપર શાસ્ત્રોના ગ્રંથો ભરી સાથે લઈ ફરતા. એક વખત તે કૈલાસમાં ગયા, ત્યાં નારદ હતા; તેમણે શંકરને કહ્યું: 'શાસ્ત્રોનો બોજો ઉઠાવનાર આ ગધેડાને જુઓ.' તે સાંભળી દુર્વાસાને ક્રોધ થયો; ત્યારે નારદે કહ્યું, કે 'મેં ખરું જ કહ્યું છે. આપ બોજો લઈ ફરો છો, પણ આપને શાંતિ મળી નથી; તે આપનો ક્રોધ જ સ્પષ્ટ બતાવે છે; તેથી એ તો માત્ર ભાર જ છે.' પછી શંકરે તેમનું સમાધાન કર્યું અને અમૃતરૂપ ઉપદેશ આપ્યો, ત્યારે બધા ગ્રંથો સમુદ્રમાં નાખી દઈ તેમણે તે વ્યસન છોડયું હતું.

અનુષ્ઠાનવ્યસન યાજ્ઞવલ્ક્ય મુનિને હતું; તેમની પાસે રાજા

જનક આવ્યા, ત્યારે તેમને બાર વરસે પાછા આવવા વાયદો કરેલો; પછી જનક બાર વરસે પાછા આવ્યા, ત્યાં સુધી યાજ્ઞવલ્ક્ય તો ધ્યાનમાં જ હતા; તે જોઈ જનક ત્યાં જ અટકી રહ્યા. પછી જનકે તેમને સમજાવ્યા અને છેવટે કહ્યું: વેદાંત વગર બીજું પરિશીલન કરવું નહિ; કેમ કે '**अल्पश्च कालो बहवश्च विघ्नाः।** આયુષ્ય તો અલ્પ છે અને તેમાં વિઘ્નો ઘણાં છે,' તેથી બીજું વ્યર્થ કર્યા કરવાનું છોડી દઈ આત્મચિંતન જ કરવું. '**हंसो यथा क्षीरमिवांबुमिश्रं**' જેમ હંસ દૂધ-પાણી મિશ્ર હોય, તેમાંથી માત્ર દૂધ પી લે છે, અને પાણી છોડી દે છે, તેમ માત્ર સાર ગ્રહણ કરી લેવો. '**सारभूतमुपासीत।** માત્ર સારરૂપની જ ઉપાસના કરવી' અને જેનાથી અર્થસિદ્ધિ થાય, તે જ્ઞાન મેળવવું. 'રૂભ' ઋષિને અનુષ્ઠાનવ્યસન હતું. એમને બે શિષ્ય હતા. તેમાંના નિદાઘ નામના શિષ્યને ગુરુએ જ્ઞાનોપદેશ કર્યો, પણ તેને કર્મના અનુષ્ઠાનમાં બહુ શ્રદ્ધા હતી. ગુરુ બાર વરસે આવ્યા, ત્યારે તેમને તેણે ઓળખ્યા નહિ. કર્મથી તે ગુરુને ભૂલ્યો અને જ્ઞાન પણ ભૂલ્યો. ગુરુ બોલ્યા: 'ભૂખ લાગી છે, અવિનાશી ભોજન લાવ. આંખ, દાંત, કાન તથા જીભ તથા નાક વગરનો હું છું; તેથી કાચું તથા અત્યંત પરિપક્વ ભોજન પણ ન જોઈએ; એટલે હૂંઠવાળું તેમ જ 'અહંત્વરૂપ ક્યાસવિનાનું ભોજન જોઈએ.' તે સમજ્યો અને પછી ગુરુ પાછો તેને ઉપદેશ આપી ગયા; તે પાછા ઘણે વરસે આવ્યા. તે વખતે શિષ્ય ફળ-ફૂલ લેવા ગયેલો, ત્યાંથી આવતો હતો. રસ્તામાં રાજાની સવારી આવતી હતી; તેથી તે ઊભો રહ્યો. તેને જોઈ ગુરુએ પૂછ્યું, કે 'કેમ ઊભો છે?' શિષ્યે પાછા ગુરુને ઓળખ્યા નહિ, તેથી જવાબ દીધો, કે 'રાજાની સવારી આવે છે, તે દેખાતું નથી?' ગુરુ બોલ્યા:

'હાં, અમે તો નિરંજન વનના રહેવાસી છીએ, તેથી ચેતન વગર અમને કંઈ દેખાતું નથી. ઉપર–નીચે, રંક–પંડિત, એવું અમને કંઈ દેખાતું નથી; પણ તું કેવો આંધળો છે, કે હે મૂઢ! અધિષ્ઠાનને છોડી નામરૂપ દેખાડે છે!' પછી ગુરુને ઓળખી પગે લાગવાથી ફરી ગુરુએ ઉપદેશ આપ્યો, કે 'અંતરદૃષ્ટિ રાખે, તો કંઈ કરવાની જરૂર ન પડે.' તેમનો બીજો શિષ્ય 'દાસ' નામે હતો. તે માનતો, કે 'પૃથ્વી અપવિત્ર છે;' તેથી ઝાડ ઉપર ચઢી ત્યાં જ રહીને સંધ્યાવંદનાદિ કરતો. તેને ગુરુએ સમજાવ્યું, કે 'અરે મૂઢ! તારા શરીરનો તો તું વિચાર કર, મળમૂત્રની ઉત્પત્તિવાળું અને તેનાથી જ તે ભરેલું છે; તેને તું શું પવિત્ર માને છે?' એમ એને પણ ઉપદેશ કરી સંદેહ દૂર કર્યાથી, તેણે તે વ્યસન છોડયું હતું.

હવે ત્રીજી દેહવાસના છે; તે પણ ત્રણ પ્રકારની છેઃ 'દેહોહં'–એવી દેહમાં આત્મ તરીકેની ભ્રાંતિ, ગુણાધાન અને દોષાપનયન. તેમાં ગુણાધાનના બે પ્રકાર છેઃ શાસ્ત્રોક્ત રીતે ગુણ મેળવવા, તીર્થયાત્રા, દેવસેવા, સંત–મહાત્મા–ગુરુની સેવાપૂજા કરવી, તે શાસ્ત્રીય ગુણાધાન છે; અને વ્યવહારકુશળતા મેળવવી તે લૌકિક ગુણાધાન છે. દોષાપનયન એટલે દોષો દૂર કરવા તે. એના બે પ્રકાર છેઃ ઔષધ કરી રોગરૂપ દોષને દૂર કરવા અને અપવિત્રતા મટાડવા સ્નાન–સંધ્યા–પ્રાણાયામ વગેરે કરવાં તે.

મોક્ષની ઇચ્છાવાળો–જિજ્ઞાસુ હોય, છતાં એવી મલિન વાસનાઓ હોય, તો જ્ઞાન થતું નથી. એ ત્રણે પ્રકારની મલિન વાસના તે બાહ્ય વાસના છે; અને કામ, ક્રોધ, લોભ, મોહાદિ આસુરી સંપત્તિની વાસના તે અંતરની મલિન વાસના છે. તે બધી છોડવાની છે. એ મલિન વાસનાને જ વિષયવાસના અથવા માનસી વાસના કહેવામાં આવે છે; પણ મૈત્રી, મુદિતા આદિ

વાસના પૂર્વકની જે શુભ વાસના છે, તે બધી મલિન વાસનાઓનો નાશ કરે છે; તેથી અંતઃકરણ શુદ્ધ થાય છે. વિષયાદિ રૂપ વર્ષાકાળમાં વૃષ્ટિ થયા કરે, ત્યાં જળ શુદ્ધ હોતું નથી; પણ દૈવયોગે ત્યાં આગળ જો શરદ ઋતુ આવે, તો જળની નિર્મળતા થવા માંડે છે; અર્થાત્ વિષયવાસનારૂપ વર્ષાકાળને લીધે મલિન થયેલું ચિત્ત, શુભ વાસનારૂપ શરદકાળ આવતાં નિર્મળ થાય છે.

જન્માંતરોથી વિષયોનો સંબંધ થયા જ કરેલો હોવાથી તેમાં આસક્તિ રહે છે, તે છોડવી કઠણ પડે છે. આત્માનંદ સંબંધે ઘણું સાંભળ્યું હોય અને બહુ પ્રમાણ વગેરેથી સિદ્ધ થયું હોય, પરંતુ અનુભવ થઈ શકતો નથી; કારણ કે તે વિષયોમાંની આસક્તિ ઓછી કરવા સમર્થ થતો નથી. ગીતામાં શ્રીકૃષ્ણ કહે છેઃ **बाह्यस्पर्शेष्वसक्तात्मा विंदत्यात्मनि यत्सुखं ॥ स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥** 'જેનું મન જ્ઞાનયોગમાં જોડાયું હોય, તે બાહ્ય વિષયોમાં આસક્ત ચિત્તવાળો ન હોય; અને તે પોતાના આત્મામાં જે સુખ મેળવે છે, તે જ અવિનાશી સુખ તે ભોગવે છે; અર્થાત્ વિષયાદિની આસક્તિ ત્યજવી જોઈએ; કેમ કે તો જ આત્માનું સુખ મળે છે. સુષુપ્તિમાં વિષયાસક્તિ હોતી નથી, તો જ તેમાં આત્મસુખ અનુભવાય છે; તેવું જ જાગૃતિમાં પણ અનુભવાય; પણ જો વિષયાસક્તિરૂપ પ્રતિબંધ દૂર થાય, તો જ ખોટાં નામરૂપને છોડી અધિષ્ઠાનરૂપ ચિદાનંદઘન આત્માને જ ચિદાકાર વૃત્તિથી જોનારો અક્ષય સુખ મેળવે છે; એટલું જ નહિ પણ એને પામનારો તે સુખરૂપ જ બને છે. '**ब्रह्मविद् ब्रह्मैव भवति।** બ્રહ્મને જાણનારો બ્રહ્મ જ થાય છે' તેના અવિદ્યાના સંસ્કાર નાશ પામ્યા હોય છે. સુષુપ્તિ તથા બ્રહ્માકાર વૃત્તિમાં તફાવત એ છે, કે સુષુપ્તિમાં અજ્ઞાન રહે છે અને બ્રહ્માકાર વૃત્તિરૂપ સમાધિમાં તે (અજ્ઞાન) હોતું

નથી; એમ સુષુપ્તિમાં અને સમાધિમાં અભેદ દર્શન હોય છે; છતાં એટલો જ ભેદ છે; ભેદદર્શન તો બન્નેમાં હોતું નથી. એ સુખ પોતાનું જ સ્વરૂપ છે અને તેનો બધા અનુભવ કરે છે જ, એમ અહીં બતાવ્યું છે. મૈત્રી, મુદિતા, કરુણા અને ઉપેક્ષા એ ચાર પ્રકારની શુભ વાસનાથી મલિન વાસના દૂર થાય છે.

બધા સુખી લોકોનું જે સુખ છે, તે મારું જ છે, એવી ભાવના રાખવારૂપ મૈત્રીભાવથી પોતાનામાં જે વૈષયિક રાગ હોય છે, તે દૂર થાય છે. અમુક આવા પ્રકારનું કોઈ પણ દુઃખ મને ન થાય એવું જે વિચારવું, તે દ્વેષનું સ્વરૂપ છે; પણ એમ બનવું અસંભવિત છે; જ્યાં સુધી દુઃખનાં સાધન હયાત છે, ત્યાં સુધી દુઃખ જતું નથી; તેથી દુઃખી પ્રાણીને જોઈ દયા કરવી, તે કરુણા છે. '**आत्मौपम्येन सर्वत्र दयां कुर्वंति साधवः।** પોતાના જેવા સર્વને જાણી સજ્જનો બીજાને દુઃખી જોઈ તેમના પર દયા કરે છે.' કોઈને કોઈ પણ દુઃખ કદી ન થાવ, એવી જે દયાભાવના એ જ કરુણાભાવના છે; પરંતુ '**दृश्यंते विरलाः केऽपि परदुःखेन दुःखिताः।** પારકા દુઃખથી દુઃખી થતા કોઈ વિરલા જ દેખાય છે.'

જગતમાં ઘણાં માણસો આવાં હોય છેઃ-

> '**पुण्यस्य फलमिच्छंति पुण्यकर्म करोति न ॥**
> **न पापफलमिच्छंति पापकर्म करोति च** " ॥

અર્થાત્ (પ્રાણી) પુણ્યકર્મના ફલને જ ઇચ્છે છે, પણ પુણ્ય તોકરતા નથી; તેમ જ પાપનું ફળ ઇચ્છતા નથી અને પાપ તો કરે જ છે.

કેટલાકને નહિ કરેલાં પુણ્યથી અને કરેલાં પાપથી પશ્ચાત્તાપ થાય છે; અને તે માને છે, કે હું જો એવું પુણ્ય કરત, તો હું પણ એવો સુખી થાત; મેં પાપકર્મ શા માટે કર્યું, જેથી મને

આ દુઃખ થયું ? એમ આવેલા દુઃખથી ચિત્ત મલિન થાય છે; તેથી સુખીને જોઈ મુદિતા ભાવ રાખવો; અર્થાત્ બીજાને સુખી જોઈ પોતે પ્રસન્ન થવું, તે મુદિતા છે.

નહિ શુકલ અને નહિ કૃષ્ણ કર્મ તો બ્રહ્મવેત્તા–યોગી–મહાત્માનું છે; શુકલ કર્મ ( શુભ કર્મ ) તપસ્વી, બ્રહ્મચારી, યોગી વગેરેનું છે; કૃષ્ણ કર્મ ( દુષ્ટ–અશુભ કર્મ ) દુરાચારી લોકોનું છે. અને શુકલ–કૃષ્ણ કર્મ, યજ્ઞયાગાદિ કરનારનું છે; કેમ કે તેમાં અનેક બ્રહ્મભોજન, દક્ષિણા વગેરે રૂપ શુભ કર્મ થાય છે. તે સ્વર્ગ વગેરે લોકમાં જવારૂપ ફળ આપનાર હોય છે; અને જીવોની હિંસા વગેરે કૃષ્ણ કર્મ–પાપ પણ તેમાં થાય છે. બ્રહ્મનિષ્ઠ યોગી તો શુકલ કર્મ કરી તેના ફળની ઇચ્છા રાખતા નથી અને પાપકર્મ તો કરતા જ નથી; તેથી તેમનું કર્મ કૃષ્ણ નથી અને શુકલ પણ નથી; માટે જ તેમનું કર્મ શુકલ કે કૃષ્ણ ગણાતું જ નથી. એ રીતે કર્મના પ્રકાર કહ્યા છે. તેમાં પાપી લોકોને જોઈ સંતો તેની ઉપેક્ષા કરે છે. એ રીતે મૈત્રી આદિ ચાર ભાવનાથી પાપપુણ્યની અને રાગદ્વેષની નિવૃત્તિ થાય છે. જળ ઉપર સેવાળ ઢંકાઈ રહેવાથી શુદ્ધ જળ દેખાતું નથી; પણ તે સેવાળ ખસેડી નાખીએ, તો નીચેનું શુદ્ધ જળ દેખાય છે; તેમ મલિન વાસનારૂપ સેવાળ ( લીલ ) કાઢી નાખવાથી જ્ઞાનરૂપ જળ પ્રકટ થાય છે. આ સંબંધે એક રાજા અને ભર્થુંનું દૃષ્ટાંત વિચારસાગરમાં જોવા જેવું છે.×

× એક રાજા હતો; તેની પાસે બહુ જ પ્રીતિપાત્ર એક પંડિત હતો. તેની ઈર્ષ્યા કરી, વજીર–સૂબા વગેરેએ સંપથી યુક્તિ કરી, કે એને રાજા પાસે જવા જ દેવો નહિ. પહેરેગીરોને સમજાવી મૂક્યા. પંડિત આવ્યા, ત્યારે તેને સિપાઈએ અટકાવ્યા અને કહ્યું, કે રાજાનો હુકમ નથી. પંડિત વિચારમાં પડ્યા, કે અપરાધ તો કશો નથી, મારા વિના રાજાને ઘડી પણ ચાલતું નથી; છતાં આ શું ? બીજી તરફ વજીરે રાજાને સમજાવ્યા, કે

અજ્ઞાનીઓ '**दुःखगर्भमपि मन्यते सुखं**' વિષયોનાં સુખ ખરી રીતે દુઃખથી ભરેલાં અથવા પરિણામે દુઃખ આપનારાં છે; છતાં તેને સુખરૂપે માને છે. એ જ મોટી ભૂલ છે.

ત્યારે વિષયવાસના શી રીતે છોડાય ? આનો ઉત્તર આ જ કે વિવેકથી તે છોડાય છે. પુત્ર, સ્ત્રી વગેરે જ્યાં સુધી અનુકૂળ હોઈ આજ્ઞામાં વર્તે છે, ત્યાં સુધી તેઓમાં તે સુખ માને છે; પણ પ્રતિકૂળ થાય, ત્યારે તેઓને જ દુઃખરૂપ તે કહે છે. જો તે સ્ત્રી, પુત્રાદિ પોતે સુખરૂપ જ હોત તો બદલાત જ નહિ, પણ તેવું તો હોતું નથી. માટે જ વિવેકની જરૂર છે, પણ તે વિવેક કેવી રીતે કરવો, કે જેનાથી વિષયવાસના છૂટે ? તે માટે જનક રાજાએ બતાવેલો માર્ગ નીચે જણાવ્યો છે:

જનક રાજા પોતાના મનને કહેતા, કે "હે મન! તું આ

પંડિત બીમાર છે, તેથી આવતા નથી. રાજવૈદ્યને મોકલ્યા, તેને પણ મંત્રીએ સમજાવી દીધા, તેથી વૈદે પણ રાજા પાસે આવી કહ્યું, કે પંડિતને અસાધ્ય રોગ છે. રાજા મળવા જવા તૈયાર થયા, ત્યારે વજીર ગભરાયા કે પોકળ જણાઈ જશે; તેથી એક સિપાઈને રાજા પાસે મોકલી કહાવ્યું, કે પંડિત સ્વધામ પહોંચી ગયા છે. પછી ખૂબ બ્રહ્મભોજન કરાવી વજીરે રાજાને સમજાવ્યું, કે પંડિત તો બ્રહ્મરાક્ષસ થયા છે; તે આપને દુઃખ ન આપે, માટે અમે આપને ચેતવ્યા છે. આવી રીતે રાજાને ખોટું સમજાવ્યું. બીજી તરફ પંડિત રાજાને મળવાનો લાગ જોતા રહે છે. એક દિવસ ઝાડ પર ચઢી પંડિત બેઠા, ત્યારે ત્યાંથી રાજાની સવારી જતી હતી; તેને જોઈ પંડિતે બૂમ પાડી એટલે રાજાએ જોયું, કે પંડિત તો તે જ છે, પણ વજીરે ઠસાવેલા ખોટા સંસ્કાર યાદ આવ્યા; તેથી પ્રત્યક્ષ જોયા છતાં રાજા ચાલ્યો ગયો. બન્નેના મેળાપથી જે આનંદ થવાનો હતો, તે પેલા ખોટા સંસ્કારે થવા ન દીધો; તેથી ખરો આનંદ ન મળ્યો. તેમ બહુ શ્રવણ કરીએ, વાંચીએ, પણ ચિત્તમાં ભરેલી મલિન વાસના દૂર ન થાય, ત્યાં સુધી અપરોક્ષ અનુભવ થતો નથી. વિષયવાસના જશે, ત્યારે જ સુષુપ્તિ જેવું સુખ જાગ્રતમાં પણ મળશે

તુચ્છ ધન, રાજ, વૈભવાદિનો મદ કેમ કરે છે? ઉપર રહેલા ચંદ્રસૂર્યાદિ પણ કાળે કરી જવાના છે; પૃથ્વી ઉપરની ધૂળની રજકણ જેવા અનેક રાજા થઈ ગયા; તેમનું અસંખ્ય દ્રવ્ય ક્યાં ગયું? કરોડો બ્રહ્મા થઈ ગયા. બકદાલભ્ય મુનિ જટા ઉપર મોટું વડનું પાંદડું રાખી મૂકતા, જેથી તેનાથી ટાઢ, તડકો અને વૃષ્ટિ લાગે નહિ. તે મુનિના આશ્રમે કૃષ્ણ તથા અર્જુન આવેલા. તે વખતે અર્જુને 'તમે ઝૂંપડી કેમ નથી બાંધતા?' એમ પૂછતાં મુનિએ કહેલું, કે 'આ જગત ક્ષણભંગુર છે; તેમાં દેહનો ભરોસો શો છે? આમ સમજી અલ્પકાળ માટે ઝૂંપડી કે ઘર શા માટે બાંધવું? એમ વિચારી વડનાં પાનથી કામ ચલાવું છું.' પછી એક વેળા બ્રહ્મા પ્રસન્ન થઈ તેમને વર આપવા આવ્યા, ત્યારે તેમને પણ મુનિએ કહેલું, કે 'તમારા જેવા વીસ બ્રહ્મા થઈ ગયા; તમે કઈ કામના પૂરી કરવાના છો?' એ વખતે ભારે વેગથી પવન આવ્યો; તેમાં મુનિ અને બ્રહ્મદેવ ઊડી બીજા બ્રહ્માંડમાં જઈ પડ્યા; ત્યાં આઠ મુખના બ્રહ્મા તેમણે દીઠા. તેમણે કહ્યું: 'હું બ્રહ્મા છું.' એટલે ત્યાં પણ વેગથી પવન આવતાં તે બન્ને ત્રીજા બ્રહ્માંડમાં જઈ પડ્યા. ત્યાં સોળ મુખના બ્રહ્મા દીઠા; પછી બત્રીશ મુખના દીઠા; એવા અનંત બ્રહ્મા જોયા. તો હે મન! બ્રહ્માંડોની ઉત્પત્તિ અને પ્રલય સુધીનો કાળ જેની આંખના એક પલકારા જેટલો છે, એવાં જેનાં લાંબાં આયુષ્ય હતાં, તે પણ જો ગયા, તો મારું જીવિત શી વિસાતમાં છે? ગંગા ઘણા જોરથી અનેક ઝાડોને મૂળથી ઉખેડી નાખી સમુદ્રમાં આવી, ત્યારે સમુદ્રે પૂછ્યું, કે 'આ બધાં ઝાડોને ઉખેડી તાણી લાવી, પણ નેતરનાં ઝાડ કેમ લાવી શકતી નથી?' ત્યારે ગંગા બોલી: 'તે ઝાડ તો બહુ નમ્ર હોવાથી લાવી શકાતાં નથી.' માટે હે મન! અભિમાન છોડ."

"હવે દ્રવ્ય સંબંધી વિવેક શી રીતે કરાય? તે જુઓઃ– "**अर्थानामर्जने क्लेशः तथैव परिपालने॥ नाशे दुःखं व्यये दुःखं धिगर्थान् क्लेशकारिणः॥** પૈસા મેળવતાં દુઃખ, સાચવી રાખતાં દુઃખ, નાશ પામે અથવા ખરચાઈ જાય તેમાં પણ દુઃખ; એવાં ક્લેશ આપનાર દ્રવ્યને ધિક્કાર છે. એનું નામ 'અર્થ' છે, પણ ખરી રીતે એ અનર્થ છે. એવા વિચારથી દ્રવ્યની અભિલાષા દૂર થાય છે."

"બહારના અપકાર કરનાર ઉપર તું કોપ કરે છે, તો જે ખરો અપકાર કરનાર અને ધર્મ, અર્થ, કામ તથા મોક્ષમાર્ગમાં જે ચોર જેવો છે, તે ક્રોધ અથવા કોપ ઉપર હે મન! તું કોપ કેમ કરતું નથી? એ ક્રોધ બધી રીતે અપકીર્તિ કરાવે છે; તેથી સંતો તેને આશ્રય આપતા નથી. અગ્નિ લાકડાંમાં રહે છે અને તે પ્રકટે છે, ત્યારે લાકડાંને જ બાળી નાખે છે; તેમ ક્રોધ પણ પોતાના જ હૃદયને બાળે છે; માટે તેને છોડ. હે મન! ક્રોધને આશ્રય ન આપ. લોકો તારા પર ક્રોધ કરે, તો સમજ કે તે બરાબર છે. આજ સુધી સંસારરૂપ બંધનથી મુક્ત થવા મેં કંઈ ઉપાય કે યત્ન કર્યો નથી; તેથી તે લોક મારા પર કોપ કરે છે, તે વાજબી છે."

હવે સ્ત્રીપુત્રાદિનો વિવેક શી રીતે કરવો, તે સાંભળોઃ "સ્ત્રીઓ દૂરથી સારી લાગે છે, પણ તે નીરસ જ છે. નરકરૂપ અગ્નિનું એ લાકડું છે તે દૂર રહીને પણ બાળે છે, એવું તેનું સામર્થ્ય છે. માછી જાળ નાખી, તેમાં માંસ મૂકી, માછલાંને ફસાવે છે, તેમ પુરુષરૂપ માછલાને પકડવા વાસનારૂપ જાળમાં સ્ત્રીરૂપ માંસ સમજવાનું છે. એમાં રમણીયતા છે, તે શું છે? ભ્રાંતિ જ છે. ખરી રીતે સ્ત્રી હાડકાં, માંસ, લોહી, ચરબી તથા ચામડાંનું એક પૂતળું જ છે, બીજું કશું નથી; માટે '**स्त्रियं त्यक्त्वा जगत्त्यक्तं जग-**

**त्यक्त्वा सुखी भवेत्।** જેણે સ્ત્રીનો ત્યાગ કર્યો, તેણે જગતનો ત્યાગ કર્યો સમજવો, એમ જગત છોડીને મનુષ્યે સુખી થવું.' આસક્તિનો જ ત્યાગ કરવાનો છે. અંતરમાં સૂક્ષ્મ અભિલાષા હોય, તોપણ તે દુઃખનું જ કારણ છે. સર્પને મારવા તેના રાફડા ઉપર જ ખૂબ પીટો—મારો કે અફાળો, તો તેથી સર્પ કંઈ મરે નહિ, પણ તેને બહાર કાઢી મારો, તો જ ભય મટે છે, તેમ મનને બહાર કાઢી મારવાનું છે; શરીરને દુઃખ દેવાથી મન નહિ મરે."

"પુત્ર ન હોય તો ઇચ્છા થાય; એટલે ત્યાંથી જ દુઃખની શરૂઆત થાય છે. ગર્ભપાત થાય તો દુઃખ; કદાચ ગર્ભપાત ન થતાં નિર્વિઘ્ને પુત્ર જન્મે, ત્યારે માતાને પ્રસવની વેદના થાય છે; પુત્ર થયા પછી ગ્રહપીડા, રોગ, વગેરેથી દુઃખ થાય; મૂર્ખ નીકળે તો યે દુઃખ; પંડિત થયો છતાં લગ્ન ન થાય તો પણ દુઃખ; પરસ્ત્રીનો વ્યસની થાય તો યે દુઃખ; સ્ત્રી મળે પણ દ્રવ્ય ન મળે તોપણ દુઃખ, બન્ને મળ્યા છતાં સ્ત્રીને વશ થઈ પડે તોપણ દુઃખ; અને અકસ્માત મરી જાય તોપણ દુઃખ થાય છે; માટે હે મન ! પુત્રની વાસના પણ છોડી દે."

આવો વિવેક–વિચાર કરવાની શક્તિ કે બુદ્ધિ ન હોય, તો પ્રાણાયામના દૃઢ અભ્યાસથી નિર્વાસનિક થવાય છે. ગુરુએ બતાવેલી યુક્તિથી આસન, જપ, પ્રાણાયામ, ભજન, કીર્તન, વિચારાદિ કરવાથી પ્રાણચેષ્ટા રોકાય છે. એમ એક બીજ નાશ પામશે, તો બીજું પણ નાશ પામશે. એમ બેમાંથી એક પણ કરો. અસંગત્વ રાખી વ્યવહાર કરો અને શરીરને નાશવંત જાણી વાસના છોડો, તો ચિત્ત અચિત્તભાવ પામશે; અથવા બ્રહ્માત્મૈક્ય જ્ઞાન માટે અધ્યાત્મવિદ્યા, પ્રાણાયામ એટલે પ્રાણનિરોધ, વાસનાત્યાગ અને સત્સંગ એ ચારમાંથી ગમે તે

ઉપાય કરો. સર્પમાં ઝેર હોવાથી જેને તે કરડે છે, તે મરી જાય છે; તેમ મનરૂપી મોટા સર્પમાં વાસનારૂપ ઝેર હોવાથી તે પણ મૃત્યુરૂપ જ છે; માટે તે સર્પની દાઢ જ તોડી પાડી કાઢી નાખવામાં આવી હોય, તો તે સર્પથી કોઈનું મૃત્યુ થતું નથી, બધા નિર્ભય બને છે; અર્થાત્ મનમાંથી વાસના જો નિર્મૂળ કરવામાં આવે, તો એ મન, જન્મમરણરૂપ દુઃખ દેવા સમર્થ થતું નથી. ખરી રીતે મન મિથ્યા જ છે; છતાં તે જબરું સમર્થ છે; કારણ કે તે આત્માની ચોરી કરે છે. સદ્‌ગુરુ અને શ્રીહરિની ચરણોપાસનાથી એ મનનું શમન થાય છે. જે જે વિષયનું મન ધ્યાન કરે છે, તે તે વિષયરૂપ તે બને છે. ભગવાને કહ્યું છેઃ '**नारायणमयं धीराः पश्यंति ज्ञानचक्षुषा॥ मामनुस्मरतः चित्तं मय्येव प्रविलीयते**' ધીર પુરુષો જ્ઞાનદૃષ્ટિથી બધું નારાયણમય જુએ છે; એમ મારું સ્મરણ કરનારનું ચિત્ત મારામાં જ લીન થાય છે; અર્થાત્ પ્રભુ કહે છે, કે એ મન જો મિથ્યા વસ્તુનું ધ્યાન કરવાથી તે રૂપ થાય છે, તો સત્ય સ્વરૂપ મારું ધ્યાન કરવાથી તે સદ્રૂપ થશે જ, એ નિઃસંશય સિદ્ધ છે.

એક વેપારી રાજકન્યાને જોઈ તેમાં મોહિત થઈ જવાથી તેનું જ ધ્યાન કરવા લાગ્યો; ત્યારે એક ચિત્રકારે તેની વિહ્વળ સ્થિતિ જોઈ, હકીકત જાણી લઈ તે કન્યાનું ચિત્ર દોરી તેને આપ્યું. પછી તે ચિત્ર ઉપર સત્યભાવ કરી તે જ એ કન્યા છે, એમ ભાવનાથી તેને સાચી કન્યા માનવા લાગ્યો. એક પૂર્ણિમાને દહાડે તે ચિત્ર લઈ બાગમાં ગયો; ત્યાં ઝાડ તળે તે ચિત્ર ગોઠવી ફૂલો વીણવા થોડે દૂર ગયો. તેવામાં એક દયાળુ સંતે તેનું એ લક્ષણ જોઈ તેને મૂઢ જાણી તે ચિત્રમાં જ કાળો સર્પ (તે કન્યાના પેટ ઉપર) તેમણે ચીતર્યો.

પેલો આવી જુએ છે, તો એ સર્પ રાજકન્યાને કરડ્યો, એમ માની લઈ રડવા બેઠો અને છેવટે પ્રાણ છોડી દેવા તે તૈયાર થયો; ત્યારે સંતે આવી તેને સમજાવ્યો, કે 'મૂઢ! આ શું સત્ય છે? આ તો નિર્જીવ ચિત્ર છે અને કન્યા તો તેના મહેલમાં છે. આવી જ સત્ય ભાવના તેં જો પરમાત્મામાં કરી હોત, તો તું પ્રભુરૂપ–સત્સ્વરૂપ બની જાત. કહ્યું છે કે **विषयान्ध्यायतश्चित्तं विषयेषु विषज्जते।** ચિત્ત જો વિષયોનું ધ્યાન કરે છે, તો તેથી તે વિષયમાં જ ડૂબી રહે છે.'

ચિદાકાશમાં ઊડવા અભ્યાસ અને વૈરાગ્યરૂપ બે પાંખ છે. નદીના પ્રવાહની પેઠે ચિત્તરૂપ નદીનો એક પ્રવાહ કલ્યાણ તરફ વહેનારો અને બીજો પાપ તરફ વહેનારો છે. વિવેકરૂપ ભૂમિ પર ચિત્તરૂપ નદી વહી જો પરમાત્મામાં મળે, તો તેનો એ પ્રવાહ કલ્યાણ તરફ વહેનારો જાણવો. અને અવિવેક-રૂપી ભૂમિ પર વહી જો વિષયસમુદ્રમાં (સંસારમાં) જાય, તો તેના એ પ્રવાહને પાપ તરફ વહેનાર સમજવો; માટે તેની નહેર ખોદી પાળ બાંધી તેને જો રોકે, તો જ્યાં તેને લઈ જવો હોય, ત્યાં લઈ જઈ શકાય છે. સંસારસમુદ્રનો પ્રવાહ વૈરાગ્યરૂપ બંધ બાંધી રોકવો અને અભ્યાસરૂપ નહેરથી તેને આત્મ[illegible] તરફ લઈ જવો. કહ્યું છે, કે '**अभ्यासवैराग्याभ्यां तन्निरोधः।** અભ્યાસ તથા વૈરાગ્યથી ચિત્તને વશ કરી શકાય છે.' દ્રષ્ટા આત્મ-તત્ત્વમાં ચિત્તની પ્રશાંતવાહિતા સ્થિતિ કરું–તેમાં ચિત્તની નિશ્ચળતા કરું, એવી ઇચ્છાથી પ્રયત્ન કરે, તે અભ્યાસ કહેવાય છે. '**स तु दीर्घकालं नैरंतर्यसत्कारः**' અર્થાત્ તેનો અભ્યાસ દીર્ઘકાળ એટલે આઠદશ દિવસ કરી છોડાય નહિ; અથવા પંદરવીસ દિવસ કરી મૂકી દેવાય નહિ, પણ નિરંતર કર્યા કરવો જોઈએ અને તે પણ શ્રદ્ધાપૂર્વક જીવતાં સુધી કરવો જોઈએ.

નિરંતર એટલે વ્યવધાનરહિત પ્રેમ તથા શ્રદ્ધાથી કરવો. અને હું આ અભ્યાસ કરું છું, તેથી મને સ્વરૂપસ્થિતિ થશે જ, એવો દૃઢ ભાવ રાખવો, તે દૃઢ ભૂમિ કહેવાય છે. વિષયવાસના-રૂપ પવન ગમે તેટલો ફુંકાય છતાં ચલિત ન થવું અને લય-વિક્ષેપથી પણ ડગવું ન જોઈએ.

વૈરાગ્યના બે પ્રકાર છેઃ પર અને અપર. તેમાંના અપરના પ્રકાર અહીં કહેવાય છેઃ હું મારા સ્વરૂપને જાણું એવો વિચાર થાય તેને યતમાન વૈરાગ્ય કહે છે. પછી શ્રવણ કરે અને વિચાર કરે, કે મારા અંતઃકરણમાં કેટલા વિકાર ગયા અને કેટલા વિકાર બાકી છે? જે બાકી જણાય તેનો નાશ કરવા પ્રયત્ન કરે, તેને વ્યતિરેક નામનો વૈરાગ્ય કહે છે. વિષયોમાં જે પ્રવૃત્તિ થાય, તે દુઃખરૂપ છે, તેથી તે છોડવી જોઈએ; એમ વિચારી બહારથી ત્યાગ કરે, એટલે સાધુ–સંન્યાસી થઈ જાય; પણ અંતરમાં વિષયાભિલાષી રહે, તેને એકેન્દ્રિય વૈરાગ્ય કહે છે. આ લોકના દેખાતા વિષયો અને સ્વર્ગાદિના નહિ દેખાતા વિષયો, તે બધામાં તૃષ્ણારહિત થવું, તે વશીકાર નામનો વૈરાગ્ય છે. એ રીતે અપર વૈરાગ્યના એ ચાર પ્રકારો સંપ્રજ્ઞાત સમાધિનાં બહિરંગ સાધન છે અને પર વૈરાગ્ય તે અસંપ્રજ્ઞાત સમાધિનું અંતરંગ સાધન છે. '**तत्परं पुरुषख्याते** પુરુષ–પરમાત્માનો સાક્ષાત્કાર થયા પછી ત્રિગુણાત્મક પ્રપંચથી ઉપરામતા થાય, તે પર વૈરાગ્ય. તે પછી અભ્યાસથી આત્મસ્થિતિમાં ચિત્તના પ્રવાહને લઈ જવો જોઈએ. મુનિ વસિષ્ઠે કહ્યું છેઃ '**द्वौ क्रमौ चित्तनाशस्य**। ચિત્તનો નાશ કરવાના બે ક્રમ છે.' તે કયા? '**योगो वृत्तिनिरोधो हि ज्ञानं सम्यगवेक्षणं**॥ વૃત્તિનો નિરોધ કરવો તે યોગ છે, અને બધું બ્રહ્મરૂપ છે, એમ જોવું તે જ્ઞાન છે.' ચિત્તને જે સત્ય સમજે છે, તેને માટે યોગ છે, અને

તેને મિથ્યા જાણનાર માટે જ્ઞાન છે. દોરીનું સાચું સ્વરૂપ સમજે તો મિથ્યા સર્પનો નાશ થાય છે, તેમ ચિત્તના નાશ માટે અધિષ્ઠાન–બ્રહ્મનું સાચું જ્ઞાન જોઈએ. સર્પને જો સાચો જાણે, તો મંત્ર વગેરે પ્રયોગ કરવાથી સર્પની ગતિનો નિરોધ થતાં તે આપોઆપ મરે છે; તેમ ચિત્તને જો સત્ય માને, તો તેણે યોગ કરવો, કે જેથી ચિત્ત વશ થઈ આપોઆપ મરે છે. ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણ કહે છે: '**सांख्ययोगौ पृथग्बालाः प्रवदंति न पंडिताः॥ एकमप्यास्थितः सम्यगुभयोर्विंदते फलम्।** સાંખ્ય તથા યોગને અજ્ઞાનીઓ જુદા કહે છે, પંડિતો જુદા કહેતા જ નથી; કેમ કે તે બેમાંથી એકનો પણ બરાબર આશ્રય કરનારો મનુષ્ય તે બન્નેનું ફળ સારી રીતે મેળવે છે.' શ્રવણમનન કરતાં પહેલાં જ પૂર્વના સંસ્કારબળથી જો ચિત્ત વશ થાય, તો એ શ્રવણમનનથી જ જ્ઞાન થઈ જાય છે; પછી તેને નિદિધ્યાસનની જરૂર પડતી નથી; પણ જેનું ચિત્ત સ્થિર ન હોય અને શ્રવણ–મનનની પણ જેનામાં શક્તિ ન હોય એવાને તો નિદિધ્યાસનની જરૂર રહે જ છે. અધ્યાત્મ જ્ઞાન માટે જે સમર્થ હોય, તેને માટે સાંખ્ય અને જે અસમર્થ હોય, તેને માટે યોગ છે; બન્ને માર્ગ એક જ સ્થાને લઈ જનારા છે. કાશી જવાના બે માર્ગ છે; એવું જે કાશી પહોંચ્યા હોય તે કહી શકે છે; પણ ઘરમાં બેસી રહેલો જાણતો નથી. એ રીતે '**ब्रह्मैवाहम।** હું બ્રહ્મ જ છું' એવી જે વૃત્તિ તે કાશી ક્ષેત્ર છે; ત્યાં જવાના યોગ અને જ્ઞાન એ બન્ને માર્ગ સરખા છે; ગમે તે માર્ગે ચાલ્યા જાવ. બે દીવા જુદાજુદા છે, છતાં પ્રકાશ સરખો છે. '**सम्यक् ख्यायते सांख्यं**' સારી રીતે જણાય તે સાંખ્ય છે.' તે બ્રહ્મ જ છે. અને '**योगः=यः+अगः**–જે એમ બતાવે છે, કે 'હું પહાડ(પર્વત)રૂપ છું; તેના ઉપર ચઢવું, તે સંભાળીને

ચઢવું જોઈએ. ચઢવાનું સામર્થ્ય હોય, તો ઉપર ગયા પછી બધો આરામ, સુખ, શાંતિ છે. કહ્યું છે: 'प्रज्ञाप्रसादमारुह्य' ઋતંભરા પ્રજ્ઞા તે એક મહેલ છે; તેના પર ચઢી સત્ વસ્તુને જ અનુભવાય છે. જમીન ઉપરનાં પ્રાણીઓ અને વૃક્ષાદિ, તે પહાડ ઉપરથી ઘણાં જ નાનાં દેખાય છે. અનેક પ્રકારનાં સિદ્ધાસન પદ્માસનાદિ આસનોરૂપ શિલાઓ તે પર્વત પર છે. તે પહાડ પર અભ્યાસ તથા વૈરાગ્ય વિના ચડાય નહિ. તે પહાડ પર યમ-નિયમાદિરૂપ વૃક્ષો છે; તેથી એ પહાડની શોભા છે. સંસારના તાપથી તપી તેના પર ચડનારને તે શાંતિ આપનાર છે. ત્યાં ઋતુએ જે ફળ આવે છે, તે આનંદરૂપ ફળ છે. નિર્વિકલ્પ સમાધિકાળરૂપ ઋતુમાં તે સમાધિથી થતો જે આનંદ, તે જ ફળ સમજવું. એ પર્વત ઉપર સુંદર સરોવરના સ્થાને દશમ દ્વાર છે. ઇડા, પિંગળા, સુષુમ્ણા નાડીઓરૂપ ગંગા, યમુના, સરસ્વતી એ નદીઓ ત્યાંથી નીકળી વહે છે; એ પહાડ ઉપર કામ, ક્રોધ, લોભ, મોહાદિરૂપ હિંસક પશુઓ રહે છે; અને તે પર્વતની ગુપ્ત ગુહારૂપ ષટ્ચક્રોમાં યોગીઓરૂપ સિંહો વસે છે. તેના ભયથી કામક્રોધાદિ પીડતા નથી. એવા એ પહાડ ઉપર ચઢી આરામ લેવાનું મૂકી દઈ સંસારરૂપ ખાડામાં શા માટે પડ્યા રહો છો? સદ્ગુરુને શરણે જઈ તેમની કૃપા મેળવી તે પર ચઢો ને!

જ્ઞાનરૂપ એક ઝાડ છે. તેનું મૂળ વેદાંત છે; તેથી તે જ્ઞાન વૃદ્ધિ પામે છે. તે ઝાડ ચિત્તરૂપ ભૂમિ પર ઊગે છે; અભ્યાસ અને વૈરાગ્ય તેનું થડ તથા શાખા છે; મૈત્રી, મુદિતા, કરુણા અને ઉપેક્ષારૂપ ચાર ઊંચી શાખા છે; શમ-દમાદિ સાધનોરૂપ પાંદડાંથી તેની શોભા છે; મોક્ષરૂપ તેનું ફળ છે; તે પ્રારબ્ધના અંતરૂપ ઋતુ આવતાં તૈયાર થાય છે. એવાં ઝાડનો

આશ્રય કરી સુખી થાવ અને સંસારખાડામાંથી બહાર નીકળો.

શ્રીહરિ કહે છેઃ મારી આરાધના વિના ઉપલી બન્ને (સમાધિ–યોગ) સિદ્ધિ મળતી નથી. '**ईश्वरप्रणिधानाद्वा**' એ યોગસૂત્ર પણ એ જ કહે છે. '**यथा ज्ञानं विना मुक्तिस्तथा भक्तिं विना न तत्।** જેમ જ્ઞાન વિના મોક્ષ નથી, તેમ ભક્તિ વિના જ્ઞાન થતું નથી.' '**लवणेन यथा हीनं भोजनं न रसावहं। तथा भक्तिं विना कर्म सकलं सर्व निष्फलम्॥** જેમ મીઠાવિનાનું ભોજન સ્વાદ આપતું નથી, તેમ ભક્તિવગરની બધી ક્રિયા નિષ્ફળ છે.'

એક વેળા બધી સ્ત્રીઓ શ્રીકૃષ્ણને પૂછવા લાગી, કે 'હું તમને કેવી પ્રિય છું ?' ત્યારે દરેકના અધિકાર પ્રમાણે શ્રીકૃષ્ણે તું પેંડા જેવી, તું બરફી જેવી, તું સાકર, ગોળ, ખાંડ, ઘી, દૂધ, માખણ, દહીં, ભાત, શાક, ચટણી, પાપડ, બિરંજ, પૂરી, ઘેવર વગેરેવગેરે જેવી, એમ અલગઅલગ જણાવ્યું. પછી રુકિમણી આવ્યાં; તેણે જ્યારે પૂછ્યું, ત્યારે તેને પ્રભુએ કહ્યુંઃ 'તમે તો મીઠા જેવાં પ્રિય છો.' તેથી બધી તેને ખીજવવા લાગી, કે 'અરે! તને તો ખારીખારી કહી!' તેથી રુકિમણી ઉદાસ થઈ ગયાં; તે જોઈ દેવકીજીએ બધીને જમવા તેડી. બહુ સુંદર ભોજનસામગ્રી બનાવી; પણ તેમાં મીઠું બિલકુલ વાપર્યું જ નહિ. બધી જમવા બેઠી. તરત 'મીઠું લાવો, મીઠું લાવો,' એવી બૂમ પડી. દેવકી બોલ્યાંઃ 'મીઠું કોઈને નહિ મળે; એ (મીઠું) તો ખારું છે, તે તમારે શું કામનું! ખાવ બરફી, પેંડા, પકવાન્ન.' હવે મીઠા વગર તો બધું ભોજન બેસ્વાદ લાગે, તે ખાય શી રીતે? બધીઓની પાસે કાલાવાલા કરાવ્યા અને રુકિમણીને ખાતરી કરાવી, તેની જ પાસે મીઠું અપાવ્યું. મીઠા વગર બધી રસોઈ બેસ્વાદ છે, તેમ રુકિમણી વગર

તમે બધાં નકામાં છો, એમ પ્રભુએ રુકિમણીને સૌથી ઉત્તમ કહી હતી; તેની બધીને ખાતરી થઈ, ત્યારે બધીના ગર્વ ઊતર્યા હતા; માટે મીઠાવગરની રસોઈ માફક ભક્તિવગરની બધી ક્રિયા નિષ્ફળ છે. તેથી જ ભક્ત કહે છે, કે 'ધિક્ ચતુરાઈજ્ઞાન,' ભજન બિન ધિક્ ચતુરાઈજ્ઞાન.'

પાંડિત્ય, કાંતિ, લક્ષ્મી ગમે એટલાં હોય, પણ પરમાત્માના ભજન વગર કાંઈ પણ શોભતું નથી; એ બધી ચતુરાઈ વ્યર્થ છે. વિધવાને લલાટે જેમ સિંદૂરનો ચાંદલો શોભતો નથી, તેમ ભક્તિ વિના કંઈ શોભતું નથી. સ્ત્રીમાં ગમે તેટલું સૌંદર્ય હોય, પણ પતિ ઉપર જો પ્રેમ ન હોય, તો તે વ્યર્થ છે. '**या लोकद्वय-साधनी सा चातुरी चातुरी।** આ લોક અને પરલોક બન્નેની સિદ્ધિ આપનારી જે ચતુરાઈ છે, તે જ ખરી ચતુરાઈ છે.' '**यथाऽग्निना हेम मलं जहाति।** સુવર્ણમાં મિશ્રિત ધાતુરૂપ જે મળ હોય, તે અગ્નિમાં બળવાથી જતો રહી શુદ્ધ સોનું રહે છે, તેમ ભક્તિરૂપ અગ્નિના સંબંધથી વિકારો બળી જઈ પોતાનું નિર્વિકાર સ્વરૂપ પામે છે અને વાસનારૂપ મળ પણ બળી જાય છે. લાંબા અભ્યાસરૂપ યોગ વિના તેમ થતું નથી. આંખનાં પડળ જેમજેમ દૂર થતાં જાય, તેમતેમ સૂક્ષ્મ વસ્તુ સૂઝવા માંડે છે. અમુક અંજન આંજવાથી દાટેલું ધન સૂઝે છે, તેમ ભક્તિરૂપી અંજન આંજવાથી જ્ઞાનરૂપ ગુપ્ત ધન જણાય છે.

ગીતામાં શ્રીકૃષ્ણ ઉપદેશે છે: '**यत्करोषि यदश्नासि।**' તું જે કાંઈ કરે, તે શુભાશુભ કર્મ મને અર્પણ કર; પછી તેનું સ્મરણ જ ન કરવું; એમ કરવાથી તું કર્મરૂપ બંધનથી મુક્ત થશે. '**शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबंधनैः**' કર્મનાં ફળના ત્યાગરૂપ સંન્યાસથી મુક્ત થઈ તું મને પામશે; અર્થાત્

નિર્મળતા પ્રાપ્ત કરવાનું સામર્થ્ય આવ્યાથી તું યોગી બની મુક્ત થશે, એટલે કે '**सोऽहं**' એવા અભેદભાવને પામીશ. '**मयि ते तेषु चाप्यहं**' તેવા યોગી મારામાં અને હું તેમનામાં વિશેષ રૂપે પ્રકટ થાઉં છું. જો કે હું સર્વમાં છું જ, પણ તે ભક્તનું ચિત્ત શુદ્ધ થવાથી તેની તદાકાર વૃત્તિ થાય છે. આરસી શુદ્ધ હોય, તો તેમાં મુખનું પ્રતિબિંબ સ્પષ્ટ દેખાય છે; મલિન કાચમાં પણ પ્રતિબિંબ પડે જ છે; છતાં તેવું સ્પષ્ટ જણાતું નથી. અગ્નિ ટાઢ મટાડે છે, કલ્પવૃક્ષ મનવાંછિત ફળ આપે છે, પણ કોને? જે તેની પાસે જાય છે તેને. એ બન્ને જેવાં રાગદ્વેષરહિત છે, તેવો હું છું. હું ભક્ત–અભક્ત બધામાં છું, પણ ભજનનો પ્રભાવ જ એવો છે, કે ભજન કરનારમાં હું વિશેષ–સ્પષ્ટપણે પ્રકટ થાઉં છું.

સ્થિતપ્રજ્ઞનાં જે સ્વાભાવિક લક્ષણ છે, તે સાધકનાં સાધનો છે. સ્થૂલ શરીરથી જે વિષયાદિનું સેવન થાય છે, તેનો એકાંત સેવનથી ત્યાગ થઈ શકે છે. જાગ્રત અવસ્થામાં અનેક પ્રકારની વાસનાથી સ્વપ્નમાં અનેક વિષયો અને ભોગો ભાસે છે, તેનો અહર્નિશ ભગવદ્ચિંતન કરવાથી ત્યાગ થાય છે. જો સર્વદા હરિગુરુનું ચિંતન થતું રહે, તો બીજી વાસનાને અવકાશ મળતો નથી. બ્રહ્માકાર અથવા ધ્યેયાકાર વૃત્તિ થતાં સુષુપ્તિ અથવા કારણ–શરીરના ભોગનો ત્યાગ થાય છે; તે જ સંપ્રજ્ઞાત સમાધિ છે. અને તેનો તથા મોક્ષના પ્રતિબંધક ભોગાદિનો જે ત્યાગ તે નિર્વિકલ્પ રૂપ અસંપ્રજ્ઞાત સમાધિ છે. એ રીતે સર્વ કામનાનો નાશ થાય, તો આત્મા સિવાય બીજા વિષયમાં રાગ થતો નથી. ઘી ખાનાર તેલની ઇચ્છા ન કરે, તેમ પરમાનંદનો અનુભવ થાય, તો કોઈ વિષય ઉપર રાગ ન થાય. '**यदा सर्वे प्रमुच्यंते कामा यस्य हृदि स्थिताः** । જ્યારે એ

યોગીના હૃદયમાં રહેલા સર્વ વિષયો છૂટી જાય છે.' એ શ્રુતિમાં જ કહેલું શ્રીકૃષ્ણે પણ કહ્યું છેઃ '**प्रजहाति यदा कामान् सर्वान्पार्थ मनोगतान् ॥ आत्मान्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥** હે અર્જુન! મનમાં રહેલી સર્વ કામનાઓ જ્યારે માણુસ છોડે છે અને હૃદય વડે આત્મામાં જ સંતુષ્ટ રહે છે, ત્યારે તે 'સ્થિતપ્રજ્ઞ કહેવાય છે.' એ કામ મરે, તો જ સાચું મરણુ છે; તે જ અમૃત–મોક્ષ છે.

પ્રશ્નઃ--જ્યાં સુધી વિષયો હયાત હોય છે, ત્યાં સુધી તો ઇચ્છા થવાનો સંભવ છે જ, તો તે સર્વ પ્રકારની કામના શી રીતે છૂટે?

ઉત્તરઃ--ઇચ્છા થવી, તે કાંઈ વિષયનો સ્વભાવ નથી, પણ પુરુષનો સ્વભાવ છે. ઠીક, તોપણુ તે કેમ છોડાય? બાળકને કંઈ કામની ઇચ્છા હોતી નથી, તો કામની ઉત્પત્તિ ક્યાંથી થાય છે? આનો ઉત્તર એક વિદ્વાને કહ્યો છેઃ '**काम जानामि ते मूलं संकल्पात् किल जायते ।** હે કામ! તારું મૂળ હું જાણું છું, તું સંકલ્પથી ઉત્પન્ન થાય છે;' અને તે સંકલ્પનું મૂળ વાસના છે. જેમ ઘડો–ગાગર વગેરે ઘાટ છે, તેને જો માટી જ જુએ, પણ મિથ્યા આકાર કે નામરૂપ જુએ જ નહિ અને જે આકાર ભાસે છે, તેને માટીમય જ દેખે, તો માટી વિના કંઈ જણાતું જ નથી. ભેદદૃષ્ટિના અભાવથી વિષયોને જે વિષયરૂપે જોતો જ નથી, તેની વાસના પણ નાશ જ પામે છે; એટલે પછી તેનામાં સંકલ્પ પણ નહિ થાય; અને સંકલ્પ ઊપજે નહિ, તો કામ પણ ન જ થાય; તેથી '**सर्वान्कामान्**' એમ જે કહ્યું છે તે ઉપરના અભિપ્રાયથી કહ્યું છે. એવા સ્થિતપ્રજ્ઞ પુરુષો આત્મતત્ત્વથી આત્મામાં જ સંતુષ્ટ રહે છે.

એક વખત દેવસભામાં શંકર પધાર્યા; તે વખતે સનત્કુમાર

પોતાના બ્રહ્મસ્વરૂપમાં મગ્ન હોવાથી ઊભા ન થયા, ત્યારે ઉમા-દેવીએ પોતાના પતિનું અપમાન થયું જોઈ, તેમને શાપ આપ્યો, કે 'તું ઘોડાનો રખવાળ થા.' એ શાપથી સનત્કુમાર ઘોડાના રખવાળ થયા; તેથી તો સ્નાન--સંધ્યાદિ ઉપાધિ રહી નહિ અને તે ઘોડાના ચણા ખાઈ સ્વરૂપમાં મસ્ત રહેવા લાગ્યા. પછી પાર્વતીજી પરીક્ષા લેવા આવ્યાં; તેમના પૂછવાથી તે બોલ્યા: 'હે માતા! આના કરતાં પણ એવો જન્મ આપો, કે ઝાડો--પેશાબ પણ દૂર થઈ જાય અને ઊઠવું જ ન પડે.' દેવીને ક્રોધ થવાથી પાછો શાપ આપ્યો, કે 'ઊંટ થા.' ઊંટ થયા પછી પાછાં સતી ત્યાં ગયાં અને પૂછ્યું: 'કેમ છે?' સનત્કુમાર બોલ્યા: 'માજી! હવે આમાં જ પડી રહેવા દો.' શંકરે દેવીને કહ્યું: 'લો, જોઈ લો; એવા તત્ત્વજ્ઞાનીને તમે વ્યર્થ દુ:ખી કર્યા છે!' છેવટે પ્રસન્ન થઈ ઉમા બોલ્યાં: 'વર માગ,' પણ તે તો સર્વ કામનાથી રહિત અને આપ્તકામ હોવાથી તેમણે કાંઈ માગ્યું નહિ, ત્યારે પાર્વતી બોલ્યાં: 'તમે નથી માગતા, તો હું માગું તે મને આપો.' 'હા' કહેવાથી ઉમાએ માગ્યું, કે 'મારો પુત્ર થા,' તેથી સનત્કુમાર ઉમાના પુત્રરૂપે કાર્તિકસ્વામી થયા. એવા સ્થિતપ્રજ્ઞને કામ નથી જ હોતો.

એક મોટા શેઠનો પુત્ર વૈરાગ્ય થવાથી સાધુ થઈ ચાલ્યો ગયેલો. તે એક મોટા નગરમાંથી જતો હતો, ત્યારે ત્યાંના એક શ્રીમાન શેઠની પુત્રવધૂએ તેને જોયો. તે બહુ શાણી, ચતુર, વિવેકી અને વિદુષી હતી. તેના દ્વાર આગળથી પેલો નીકળ્યો, ત્યારે તેણે ભિક્ષા માટે પ્રાર્થના કરી; એટલે તેણીએ તે સંતને બોલાવી પૂછ્યું: 'ગુરો! મોડું જોઈએ, તે વહેલું કેમ?' તે યુવક સાધુ પણ બુદ્ધિમાન હતો, તેથી તેણે જવાબ આપ્યો: 'દેવિ! હું જાણું છું, પણ જાણતો નથી.' ત્યારે તે યુવતી

બોલીઃ 'અમે તો વાસી ખાઈએ છીએ.' સાધુ બોલ્યોઃ 'તે હવે ઉપવાસ કરજો.' એમ કહી ભિક્ષા લઈ તે તો ગયો; પણ તે વહુના સસરા માળ ઉપર બારી પાસે બેઠેલા; તેમણે જોયું, કે જુવાન સાધુ (પરપુરુષ) સાથે વહુએ વાત કરી. તેથી એ સમજ્યા, કે હમણાં સસરા બેઠા છે, તેથી મોડું એટલે વખત વીત્યા બાદ આવવાનું હતું; છતાં વહેલા કેમ આવ્યા? વળી તે રોજ સુંદર તાજી રસોઈ જમે છે, છતાં વાસી ખાઉં છું એમ બોલી, તેથી વાત બગડી છે. પછી જ્યારે જમવા વખત થઈ, ત્યારે પુત્રે શેઠને જમવા બોલાવ્યા; એટલે શેઠે કહ્યુંઃ 'ભાઈ! આ કૂંચી લઈ જેટલું દ્રવ્ય જોઈએ તેટલું લઈ જુદો રહે, પછી જમવાનું થશે.' છોકરો સારી પેઠે સમજતો હતો, કે 'સ્ત્રી ખરેખર નિર્દોષ અને સાધ્વી છે.' તેથી ઘરમાં તેને જઈ પૂછ્યુંઃ 'આજ કોઈ આવ્યું હતું? બાપા આમ કેમ બોલે છે?' સ્ત્રી બોલીઃ 'હા પ્રભો! આ જ એક સંત આવેલા; તેમની સાથે વાત થઈ, તેથી સસરાજી વહેમાયા હશે. ફિકર નહિ, ચાલો હું ખુલાસો કરું છું.' તરત તે સસરા પાસે આવી, પગે લાગી બોલીઃ "સસરાજી! તે સાધુને મેં પૂછ્યું, કે 'પ્રથમ આ જુવાન વયમાં સ્ત્રીને પરણી ગૃહસ્થાશ્રમ સેવી પાછલી વયમાં એટલે મોડો સંન્યાસ લેવો યોગ્ય છે, છતાં તમે વહેલો શા માટે લીધો?' ત્યારે તેમણે ઉત્તર આપ્યોઃ 'મરી જવું છે, એ તો નિશ્ચયપૂર્વક હું જાણું છું; પણ ક્યારે મરી જઈશ તે જાણતો નથી; તેથી દેહને ક્ષણભંગુર જાણી સંસારના ફેરામાંથી છૂટવાને હું ત્યાગી થયો છું.' ડોસા તો એ સાંભળી ખુશી થયા, પણ તેમણે પૂછ્યું, કે 'તમે રોજ તાજી રસોઈ જમો છો, છતાં વાસી ખાઈએ છીએ, એમ શા માટે કહ્યું?' વહુ બોલીઃ 'સસરાજી! ક્ષમા કરજો; મેં તે

સત્ય જ કહ્યું છે. પૂર્વે પુણ્ય કરેલું, તેનું ફળ વૈભવ–સુખ આ વખતે ભોગવીએ છીએ; તેથી તે વાસી જ કહેવાય; વળી આ વખતે કાંઈ પુણ્યદાન કે ઉપકાર આપણે કરતાં નથી, તેથી તે સંતે કહ્યું, કે 'હવે ઉપવાસ કરજો;' એટલે પુણ્ય ખાઈ રહી દેહ છૂટ્યા પછી બીજે જન્મે પુણ્યરૂપ ભાતું ખપી જતાં ઉપવાસ કરજો; અર્થાત્ વૈભવાદિ સુખરૂપ ભોજન નહિ મળે, તેથી દુઃખ-ભોગરૂપ ઉપવાસ કરજો.' આટલું સાંભળતાં તો તે ડોસાને ઘણી જ અસર થઈ અને તરત કૂંચી ફેંકી દઈ તે બોલ્યાઃ 'તમને બધી સ્વતંત્રતા આપું છું; જાવ, ખૂબ દાનપુણ્ય કરો અને સુખી થાવ; બેટા ! વહુ ! તમને ધન્ય છે; તમે કુળને તારનારાં અને રત્નના દીવા જેવાં છો; હું પ્રસન્ન થયો છું.'

તાત્પર્ય કે, 'વાવે તેવું લણે અને આપે તેવું પામે.' એ કહેવત પ્રમાણે ઉદારતાથી શક્તિ પ્રમાણે દાન, પુણ્ય, પરોપકાર તથા દયા કરનારને તેનાં ફળરૂપ ઉત્તમ ભોગ, ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે; અને શરીર ક્યારે પડશે, તેનો ભરોસો નથી; તેથી '**शुभस्य शीघ्रं**' શુભ કર્મ જલદી કરી લઈ જ્ઞાનામૃત મેળવી, અમરપણું મેળવી લેવા કાલ ઉપર મુલતવી રાખવાનું યોગ્ય જ નથી; તો ઘડપણે કરીશું, એમ કહી વિષયાસક્ત બની રહેવું, એનાથી બીજી ગાફેલતા અને મૂર્ખતા કઈ ગણાય ? માટે હે વિવેકી સુજ્ઞ જનો ! જાગ્રત થાવ અને આજે જ અજ્ઞાન છોડો.

સંતો કહે છેઃ 'કાલ કરે સો આજ કર, આજ કરે સો અબ;
અવસર વીતી જાયગો, ફીર કરેગો કબ ?'

શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરુ તે ગોપાળ (ગોવાળિયા) છે. શાસ્ત્ર, વેદ, ઉપનિષદ, સ્મૃતિ, પુરાણાદિ ગ્રંથોરૂપ ગાયો–ભેંસોને તે (ગુરુ) ખરીદે છે. તેનું અધ્યયન કરવારૂપે તે ગાયોની સેવા કરે છે. તેમનું દૂધ કાઢે છે; એટલે અર્થ, ભાવ અને હેતુ સમજે છે. તે

દૂધનું દહી–છાસ કરી માખણુ તથા ઘીરૂપે સત્ત્વ–સાર કાઢે છે; અર્થાત્ અનુભવ કરે છે. સેવા કરવારૂપ શ્રમને બદલે શ્રોતા અથવા શિષ્યો પેલું તૈયાર ઘીરૂપ સત્ત્વ લઈ જઈ તે ખાઈપીને એટલે તેનો અનુભવ કરી–વિચાર કરી પુષ્ટ બને છે; એટલે નિર્ભય સુખરૂપ બ્રહ્મરૂપે થાય છે અને બળવાન થાય છે. તે સારરૂપ આ ઉપદેશ છે. તેના મનનથી અવિદ્યારૂપ ગાંઠ અથવા આવરણુ છૂટી જતાં બળવાન એટલે અનુભવી થવાશે.

એક અવધૂત મહાત્મા બ્રહ્માનંદમાં મસ્ત હોઈ સ્વરૂપમાં સ્થિતિવાળા હતા. તેમની પાસે અનેક લોકો દર્શને આવતા, તેમાંથી કોઈ કોઈ જિજ્ઞાસુ જન તે ગુરુના મુખથી ઉપદેશામૃત મેળવવા અનેક પ્રકારે પ્રાર્થના કરતા; પરંતુ તે બોલતા જ નહિ. કોઈ વખત જ્યારે કોઈ બહુ જ પજવે–બહુ પ્રાર્થના કરે અને અતિ આગ્રહ કરે, ત્યારે પોતે બોલી ઊઠતા, કે

**અલક, ઝલક, ખલક, પલક.**

એમ ઉપદેશરૂપે કેવળ ચાર શબ્દો બોલી પાછા તે મૌન ધરી સ્વરૂપસ્થિતિમાં રહેતા. વાહ! શું ઉત્તમ ઉપદેશ! ચાર શબ્દમાં અંતિમ સ્થિતિ સુધીનો ઉપદેશ અપાઈ જાય છે, પણુ તે ક્યારે સમજાય, કે જ્યારે તે શબ્દોને ઉલટાવી સમજો ત્યારે. જેમ કે પલકથી ખલક તરફ, ખલકમાંથી ઝલકમાં, અને ઝલકમાંથી અલકમાં જાવ, ત્યારે અલક; અર્થાત્ અલક્ષ્ય તત્ત્વ પરબ્રહ્મ વસ્તુ જણાય છે. '**एकमेवाद्वितीयं ब्रह्म, नेह नानास्ति किंचन।** એક જ અદ્વિતીય બ્રહ્મ છે, એમાં ભેદ જેવું કંઈ છે જ નહિ.' એ શ્રુતિના ઉપદેશ પ્રમાણે એક જ અદ્વૈત–બ્રહ્મ–ચિદાનંદઘન બધે સર્વસ્વરૂપે છે. આ દેખાય છે તે અનેકરૂપે જણાય છે; છતાં તે કાંઈ જ નથી. એવું જે અલક આત્મસ્વરૂપ બ્રહ્મ છે, તેની જ ઝલક પ્રકાશે છે; તેની જ

અનંત શક્તિરૂપ કિરણોવાળું તેજ, વરેણ્ય–શ્રેષ્ઠ હોઈ સ્વયં પ્રકાશમાન છે અને તે જ દેવ–પરમ સૂર્યની આ ઝલક છે; તે જ ઈશ્વિરરૂપ ઝલક છે અને તે જ આ ખલક (વિશ્વ)રૂપે જણાઈ રહી છે; પણ એ ખલકરૂપે–રંગબેરંગી પ્રપંચરૂપે જે રૂપમાં (નામરૂપથી) ભાસી રહી છે, તે તો પલક, એટલે પ્રતિક્ષણે–પલપલમાં ફેરફાર–રૂપાંતર પામ્યા કરે છે; તેમાં મોહ કરી–ફસાઈ પડી તણાયા જવાનું નથી; જો મોહ કે વિષયાસક્તિથી તણાયા, તો પત્તો જ લાગે તેમ નથી. માયાનો પ્રદેશ બહુ વિકટ અને ગહન છે. ઝાંઝવાનાં જળ જોઈ જળની આશારૂપ મોહથી આગળ ને આગળ દોડી જતાં મૃગલાં અને તે મૃગ જેવી બુદ્ધિનાં તથા તાપથી તપેલાં તૃષાતુર માણસો, સુખની આશામાં–તૃષા મટાડવા દોડતાં જ રહે છે; પરંતુ તેમને જળનું બિંદુ પણ મળતું નથી. છેવટે થાકી–હાંફીને પ્રાણ ત્યજે છે; તેમ સંસારના લોકો સુખની આશામાં–વિષયોમાં સુખ મળશે એમ જાણી, તે લેવા દોડધામ કર્યા કરે છે; છતાં ખરું–શાશ્વત સુખ લેશ પણ મળતું નથી. પરંતુ સમજીને જો પાછા ફરી જાય, અર્થાત્ ઝાંઝવાનું જળ એ જળ નથી, એમ દૃઢ નિશ્ચયથી ઓળખી–જાણી જાય અને ખરું જળ જ્યાં મળી શકે છે, ત્યાં જવા ઊલટીને ચાલવા માંડે, તો આગળ દુઃખી થતા અટકે. અને સદ્ગુરુ સંત, જે સત્યવક્તા હોય છે, તેમના વચનમાં શ્રદ્ધા રાખી, મનથી વિવેક–વિચાર કરી જુએ, તો સમજાય, કે આ બધું પલક–ક્ષણિક–તુચ્છ છે; તે પલકરૂપ આ ખલક બીજું કાંઈ નથી, પણ તે સચ્ચિદાનંદ બ્રહ્મ (અલક)ની ઝલક છે. તે ઝલક એટલે અલકની શક્તિ જ અલકરૂપ છે; એમ સમજી સ્વરૂપમાં સ્થિતિ કરે, તો સુખમય (અલક) બની રહે.

આ સ્થૂલ પ્રપંચ જેટલો અને જે કાંઈ દેખાય છે, તે

નાશવંત હોઈ ખોટો જણાય છે, તથા ક્ષણિક છે. આ બધું જગત મનોમય છે; એટલે મનના માત્ર સંકલ્પરૂપ છે. તે સર્વ સ્થૂલ પ્રપંચનું કારણ મન અથવા સૂક્ષ્મ શરીર છે અને તે અવિદ્યા કે માયારૂપ પ્રભુની શક્તિ (ઝલક)માંથી થયેલું દેખાય છે; તેથી તે સૂક્ષ્મનું કારણ અજ્ઞાન (અવિદ્યા–માયા) છે. તે અજ્ઞાન કે અવિદ્યા નામની કોઈ જુદી વસ્તુ તો નથી જ; ઝલક નામ ભલે કલ્પ્યું, પણ ત્યાં અસ્તિત્વ તો અલકનું જ છે. શક્તિ અને શક્તિપતિ કદી જુદાં હોય જ નહિ. અગ્નિ અને તેની શક્તિ ઉષ્ણતા, જળ અને શીતળતા, સૂર્ય અને કિરણો, એ જુદાં હોઈ શકે જ નહિ. ઉષ્ણતા તે જ અગ્નિ છે. ઉષ્ણતા વડે તો અગ્નિનું અગ્નિપણું, મહત્તા, શોભા વગેરે છે. માયા વડે જ ઈશ્વરનું ઈશ્વરપણું વગેરે છે, તેમ ઝલક તે સૂક્ષ્મનું પણ કારણ છે; તે અલક પરમાત્માથી જુદી નથી. તે અલકને મહાકારણ 'सोऽहं' માની તે 'सोऽहं' વૃત્તિને પણ અલક્ષ્ય આત્મામાં શમાવી નામરૂપની કલ્પનાનાં સ્ફુરણરહિત, નિઃસંકલ્પ એવા શાંત સુખરૂપ બની રહેવું જોઈએ; અર્થાત્ મહાકારણના પણ સાક્ષી–દ્રષ્ટાપદે સ્થિતિ કરી રહેવું, એ જ સ્વરૂપસ્થિતિ છે. તે પ્રાપ્ત કરી તેમાં ઠરી જાવ–શમી જાવ–અહંના ભિન્ન અસ્તિત્વના ભાનને ઓગાળી–ભૂંસી–લૂછી નાખી, અભેદ–બ્રહ્મરૂપે સ્થિત રહો, એવો એ ચાર શબ્દોનો ઉપદેશ છે.

ઉત્પત્તિક્રમ તથા ઉલટાઈ જતો લયક્રમ બતાવ્યો; પણ અલક જ પોતાની ઝલકથી આ ખલકરૂપ બની પલકપલકમાં રંગ બદલે છે, એ ચૈતન્યના ચમત્કારથી ભુલાવામાં ન પડતાં મૂળમાં જ આવી ઠરવું અને ત્યાં જ શમવું, એવો ચાર શબ્દમાં ઉપદેશ જણાવ્યો છે. શ્રુતિ કહે છેઃ 'यथोर्णनाभिः सृजते गृह्णते च, यथा पृथिव्याम् ओषधयः संभवन्ति; यथा नरस्य केशलोमानि जायंते, तथा

**ईश्वरेण विश्वोत्पत्तिः (अथवा) प्रजासंभवः** અર્થાત્ જેમ કરોળિયો પોતાની લાળ પોતાના મુખમાંથી જ બહાર કાઢે છે, એટલે કોઈ સાધન કે સામગ્રી વગર લાંબા તાર સરજે છે અને પાછો પોતે જ તે લાંબા કાઢેલા તારને ગળી જાય છે; વળી જેમ પૃથ્વી પર અનેક ઔષધીઓ થાય છે, તથા પુરુષને કેશ, રુવાંટાં, નખ વગેરે થાય છે, તે રીતે ઈશ્વરથી પ્રજા (સૃષ્ટિ) થાય છે; તેથી તેનું નિમિત્તકારણ તથા ઉપાદાનકારણ એક જ ઈશ્વર છે. શ્રીમદ્ભાગવતમાં પણ એ જ કહ્યું છેઃ 'जन्माद्यस्य यतः। જે ઈશ્વરથી જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય થાય છે. ' यतो वा इमानि भूतानि जायंते। જેથી આ પ્રાણીઓ જન્મે છે' એ શ્રુતિ પણ એ જ કહે છે, કે ચેતનાંશથી ઈશ્વર નિમિત્તકારણ છે અને માયાના અંશથી તે જ ઈશ્વર ઉપાદાનકારણ છે.

એક ગૃહસ્થ પોતાને ત્યાં કોઈ મહેમાન આવે, ત્યારે તેની બરદાસ-ચાકરી કરે, તેને સારી રીતે ખવાડે-પિવાડે, પણ જ્યારે તે જાય, ત્યારે તેને ત્રણ તમાચા મારતો. એ વાત લોકોમાં ફેલાઈ. તે સાંભળી ચાર આળસુ બ્રાહ્મણો મહેમાન બની તે શેઠને ઘેર આવ્યા; તેને એક મહિનો થયો, પણ તેઓ ગયા નહિ. તે જોઈ વિચારી શેઠે ગાદી મંગાવી લઈ કહેવડાવ્યું, કે પેલી સાદડી નાખી છે ત્યાં સૂઓ. તેઓ સમજ્યા, કે શેઠની મરજી રજા આપવાની છે. એક જણ તો બીજે દહાડે રજા માગી ચાલતો થયો. ત્રણ રહ્યા; તેઓને બીજો મહિનો થયો, છતાં તેમને પડી રહેલા જોઈ સાદડી મંગાવી લીધી અને એક ખૂણે મુકામ કરવા કહ્યું; ત્યારે બીજો એક જણ ગયો. બે રહ્યા. શેઠ બધાની સાથે જમવા બેસતો; તેથી બધાને સરખું ભોજન પિરસાતું; કોઈનું ભાણા-અંતર થતું નહિ; પરંતુ પછીથી સાથે બેસવાનું બંધ કરી

હલકું અનાજ આપી હાથે રસોઈ કરી ખાવા કહ્યું, ત્યારે ત્રીજો પણ ગયો. પછી એક જણ રહ્યો; તેને ચાર માસ થયા છતાં પડી રહેલો જોઈ તેનો હાથ પકડી ગામની હદ બહાર મૂકી આવી શેઠે કહ્યું, કે 'ફરી જો આવશો, તો ત્રણ તમાચા ઉપરાંત ડાંગ વડે મારીશ.'

તાત્પર્ય કે, આપણામાં કયા કયા અને કેટલા દુર્ગુણો છે, તે જોતા જ રહેવું અને આપણા અંતરમાં ઘર કરી જે પડી રહે, તેનો વિવેકપૂર્વક તિરસ્કાર કરતા રહેવું; તેથી તે ચાલવા માંડશે; પણ અડંગા નાખી પડી જ રહે અને જાય જ નહિ એવો જે જણાય તેને હઠપૂર્વક ભારે તિરસ્કાર સાથે બહાર કાઢી સખત ધમકી આપીને વિદાય કરવો–હદપાર કાઢવો.

હવે પેલા ગૃહસ્થને ત્યાં કોઈ એક સુજ્ઞ મનુષ્ય આવ્યો; તે પેલા શેઠને દરેક કામમાં મદદ આપે: લખવાનું કામ કરે, શાક સમારી આપે, જોઈતા પદાર્થ લાવી આપે, સ્ત્રી અટકાવમાં હોય અથવા કયાંક ગઈ હોય, તો રસોઈ કરવા પણ મંડી પડે. તેની એ રીતભાત જોઈ શેઠ બહુ પ્રસન્ન થયા. તે જ્યારે આઠેક દહાડે ઘેર જવા તૈયાર થયો, તે વખતે શેઠ તેની ત્રણ પ્રદક્ષિણા કરી તેને સાષ્ટાંગ પગે લાગ્યા. તે જોઈ પેલાએ પૂછ્યું: 'કેમ શેઠજી! ત્રણ તમાચા મારવાનો તમારો નિયમ અમે સાંભળ્યો છે; છતાં તેને બદલે આ નવી રીત શી?' શેઠ બોલ્યા: 'જેઓ આખા મહેમાન બની મારા ઉપર અમલ કરતા આવતા હતા, તેવા માટે તે નિયમ છે. તે લોકો તમાચાને લાયક હતા; તમે તો દરેક રીતે મને મદદ કરો છો; તેથી તમે પૂજા તથા પ્રણામને લાયક છો.'

તાત્પર્ય કે, આપણે જેને ઘેર જવું, તેને ઘેર આખા મહેમાન બની ન રહેવું; અર્થાત્ શેઠ નહિ બનતાં, તેને દરેક

બાબતમાં મદદ કરવી; તેથી અન્નદોષ લાગતો નથી.

દૃઢ નિશ્ચય રાખી પ્રયત્ન કરતાં એક ટિટોડો સમુદ્રને જીત્યો હતો અને તેની પાસેથી તેણે પોતાનાં ઈંડાં પાછાં લીધાં હતાં. તે દૃષ્ટાંતમાં નારદરૂપ ગુરુ તેને મળ્યા હતા; તેથી તેના પ્રતાપે ગરુડરૂપ પ્રભુએ આવી તેનું કામ કર્યું હતું–ઈંડાં અપાવ્યાં હતાં.

કોઈ ગામમાં દાણાના બે વેપારી હતા. એક વેપારીની સ્ત્રી વિવેકી અને સુશીલ હતી. તે સેળભેળ થઈ ગયેલું અનાજ જુદું પાડી, વીણી, સુધારી, ભરી રાખી, રીતસર રસોઈ કરી, પતિને પ્રેમથી ભોજન કરાવતી હતી. જ્યારે બીજાની સ્ત્રી ફૂવડ, આળસુ અને વિવેકવગરની હતી. તે તો બધું સેળભેળ અનાજ જેવું હોય તેવું જ કાંકરા–ધૂળ સાથે દળી નાખી રોટલા કરી ખવડાવતી હતી; તેથી તેના ઘરમાં બધાંનાં શરીર રોગી રહેતાં હતાં અને પેલી વિવેકીને ઘેર બધાંનાં શરીર નીરોગી રહેતાં હતાં. એ રીતે જડચેતનનો વિવેક કરી, માયિક જડમાં મોહ ન કરી તેને દૂર કાઢી બધું મિથ્યા જાણી, આત્મતત્ત્વમાં સ્થિતિ કરનાર જ સુખી, આરોગ્યવાન તથા અભય રહે છે; પરંતુ વિષયાસક્ત પ્રમાદી મનુષ્ય દુઃખી હોય છે.

એક ચક્રવર્તી મહારાજનો એક સુંદર વિશાળ બાગ હતો. તેમાં ફૂલઝાડ વગેરે તે રાજાસાહેબનું જ હતું. તે બાગનું રક્ષણ–માવજત કરવા રાજાએ સારો પગાર આપી માળી રાખ્યો હતો; તે બધી માવજત કરી બાગની શોભા વધારતો હતો. એક વેળા તે માળીએ બાગમાંનાં સુંદર પુષ્પો લઈ ગૂંથી તેનો એક મોટો હાર બનાવી, રાજા પાસે જઈ, અર્પણ કર્યો; તે જોઈ તેના શ્રમ તથા પ્રેમથી રાજા ઘણા ખુશ થયા અને તેને ધન્યવાદ આપી ઇનામ આપ્યું.

તાત્પર્ય, કે ગીતામાં કહ્યા પ્રમાણે 'सर्वधर्मान्परित्यज्य

मामेकं शरणं व्रज। તું સર્વ ધર્મો છોડી એકલા મારે જ શરણે આવ' એ પ્રભુનું જ શરણ લેવું; તે માટે ઉપરના દૃષ્ટાંતથી સમજવાનું, કે તે પ્રભુના જ સંકલ્પરૂપ આ સૃષ્ટિ છે, આપણે પણ તે જ પ્રભુના માળી જેવા હોઈ આ વિશ્વરૂપ બાગમાં રહ્યા છીએ. આ બધું પ્રભુનું જ છે; તેમાંથી જ લઈ પ્રભુને જ અર્પણ કરવાનું છે. તે અર્પણ શ્રદ્ધા સાથે પ્રેમપૂર્વક કરવાથી પ્રભુ પ્રસન્ન થાય છે. પ્રભુના માળી બની આપણે કહેવું જોઈએ, કે 'પ્રભો! આ સર્વ આપનું છે અને હું પણ આપનો જ છું. હું કંઈ કરી શકતો નથી; કેવળ આપને શરણે આવ્યો છું, મારા પર કૃપા કરો.' એમ અહંમમત્વ છોડી દઈ બધી ખટપટ તથા ઇંદ્રિયોના ધર્મ છોડી દઈ એટલે દેહ, ઇંદ્રિય, મન, બુદ્ધિ આદિના ધર્મને પોતાના ન જાણી અસંગ–સાક્ષીપદે રહી, પ્રભુને શરણ થઈ રહેવું; તેથી કોઈ પાપનો સ્પર્શ થશે નહિ અને મુક્ત થવાશે.

એક દૂધ વેચનારી રબારણ છોકરી રોજ દૂધમાં પાણી મેળવી દૂધ વેચવા જતી. તેના બાપે તેને કહેલું, કે 'અમુક જગ્યાએ સજ્જન–જ્ઞાની લોકોનો મહોલ્લો છે, તે શેરીમાં દૂધ વેચવા જઈશ મા; તેને છોડી બીજે જજે.' તેથી બાપના કહ્યા પ્રમાણે છોકરી રોજ બીજી શેરીઓમાં જ જતી; પણ એક દહાડો તે સજ્જનોની શેરી તરફ તે ચાલી ગઈ. ત્યાં સંતની કથા ચાલતી હતી; તેમાં સત્ય વિષે વ્યાખ્યાન ચાલી રહ્યું હતું. તેમાં નિત્ય સત્ય બોલવું અને દગોપ્રપંચ ન કરવો, તે બાબતમાં આવી વાત સાંભળી, કે "એક વેળા બ્રહ્માએ કહ્યું, કે હું મોટો અને વિષ્ણુ બોલ્યા કે હું મોટો. એમ તકરાર લઈ બન્ને શંકર પાસે પૂછવા ગયા. શંકરે લિંગ વધારી કહ્યું: 'આ લિંગનો પાર પામી જે વહેલો આવે, તે મોટો.' બન્ને ગયા. વિષ્ણુએ જોયું, કે

શિવલિંગનો પાર જડે તેમ નથી, તેથી તે પાછા આવ્યા. બ્રહ્માએ શિવલિંગનો પાર પામ્યા વિના જ ખોટી મોટાઈ મેળવવા સુરભિ ગાયને ખોટું બોલવા કહ્યું: 'તું કહેજે, કે મારા દૂધથી શિવલિંગનું બ્રહ્માએ પૂજન કર્યું હતું;' એક પુષ્પને કહ્યું: 'તું કહેજે, કે મને ફૂલરૂપે શિવલિંગ પર ચઢાવ્યું હતું.' પછી શિવજી પાસે આવી બ્રહ્મા બોલ્યા: 'હું પાર પામ્યો છું અને મેં પૂજા પણ કરી છે.' તેની સાક્ષીમાં ગાય અને ફૂલ બતાવ્યાં. વિષ્ણુએ કહ્યું: 'પ્રભો! આપનો પાર કોઈને જડે તેમ નથી, આપ અનંત છો.' એ રીતે સત્ય બોલવાથી વિષ્ણુને શિવજીએ કહ્યું: 'મારા કરતાં તમારું પૂજન અધિક થશે,' બ્રહ્માને કહ્યું: 'તમે અસત્ય બોલ્યા, તેથી તમારું પૂજન થશે નહિ.' ગાયે જૂઠી સાક્ષી આપી; તેથી તેનું મુખ અપવિત્ર રહેશે, (મળ–મૂત્રાદિ ખાશે) પણ પૂછડું પવિત્ર ગણાશે. પુષ્પને કહ્યું: 'હું તારો સ્વીકાર નહિ કરું.' પછી પુષ્પની ઘણી આજીજીથી ફક્ત એક જ વખત એ પુષ્પનો સ્વીકાર કરવા ભગવાન શ્રીશંકરે અનુગ્રહ કર્યો હતો. અને તે પુષ્પ જ્યાં પડ્યું છે, ત્યાં પુષ્કર–રાજમાં બ્રહ્માનું પૂજન થવા દયા કરી હતી.

"વળી વામનજી બલિ પાસે ત્રણ પગલાં જમીન માગવા ગયા, ત્યારે શુક્રાચાર્ય ગુરુએ સમજાવ્યા છતાં બલિરાજાએ તે નહિ માની જે માગે તે આપવાની પોતાની પ્રતિજ્ઞા સત્ય કરવા વામનને ત્રણ પગલાં પૃથ્વી આપી હતી; તેથી તે સત્ય પાળવાથી પ્રભુ તેના છડીદાર તરીકે હજી પણ રહ્યા છે; એ બધું સત્યનું માહાત્મ્ય છે."

એ બધું સાંભળી પેલી છોકરી બીજે દહાડે બાપને કહેવા લાગી: 'હું આજથી અસત્ય બોલવાની નથી અને દૂધમાં પાણી રેડવાની નથી.' બાપ બોલ્યો: 'કેમ?' છોકરી બોલી:

'મેં સંત પાસેથી સાંભળ્યું છે.' એ વાત રાત્રે જ્યારે બાપ-દીકરી કરતાં હતાં, તે વખતે નગરચર્યા કરવા નીકળેલો રાજા સંતાઈને બધું સાંભળતો હતો. તેણે ઘરનો નંબર નોંધી લઈ સવારે બન્નેને સભામાં તેડાવ્યાં અને પૂછ્યું, ત્યારે બન્નેએ જેવું હતું તેવું કહી દીધું. રાજાએ વિચાર્યું, કે મારા જાનની સલામતી આ બાઈથી રહેશે; તેથી તે બોલ્યોઃ 'તારી છોકરી તારું માનતી નથી, તો મને આપ.' બાપે કહ્યું: 'હા સાહેબ! મારે તો હવે એ કામની જ નથી.' રાજા તે છોકરીને ધામધૂમથી પરણ્યો, તેને પટરાણી બનાવી અને સત્યના પ્રતાપથી સત્ય તત્ત્વ અનુભવી તે રબારણ છોકરી ઉત્તમ ગતિ પામી.

તાત્પર્ય કે, માત્ર સત્ય બોલવાનો તથા સત્ય વર્તન કરવાનો નિશ્ચય માત્ર જ કરવાથી એ રબારણ પટરાણી બની અને તે પ્રમાણે વર્તવાથી સદ્‌ગતિ પામી. તો એ રીતે હરકોઈ મનુષ્યના અંતઃકરણની વૃત્તિ, જો આ પ્રપંચનો મોહ છોડી સત્ય તત્ત્વ-આત્મા તરફ વળવા દૃઢ નિશ્ચય કરે, તો તે જ ક્ષણે તે નિષ્પાપ બને છે અને પ્રભુ તેવી અંતઃકરણની વૃત્તિને પોતાની પ્રિયારૂપે સ્વીકારે છે. એમ સત્યનું જ આચરણ તથા સેવન કરવાથી પ્રભુરૂપ પતિસેવાના પ્રતાપે પ્રભુરૂપ બની મનુષ્ય મહાપદે લીન થાય છે.

એક પિતાએ પોતાના પુત્રને ઉપદેશ આપતાં કહ્યું છે:

'त्यज दुर्जनसंसर्गं भज साधुसमागमम्।
कुरु पुण्यमहोरात्रं स्मर नित्यमनित्यताम्॥

તું દુર્જનોની સોબત છોડી દે; સજ્જનોનો સમાગમ કર; દિવસરાત પુણ્ય કર અને સંસારની અનિત્યતાને નિત્ય યાદ રાખ.' દુષ્ટ જનોની સોબત કરવી નહિ; બહારના દુષ્ટો રાગ-દ્વેષથી બીજાને દુઃખ આપી પોતે દુઃખી થાય છે; તથા શાસ્ત્ર-

નિષિદ્ધ આહાર સેવનારા યવન-મ્લેચ્છાદિ લોકો પણ તેવા જ છે. તેમ જ અંતરના દુષ્ટો કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, ગર્વ વગેરે પણ સંસારમાં ભ્રમણ કરાવ્યા કરનારા હોઈ ભયંકર શત્રુરૂપ છે; તેથી એ બંને પ્રકારના દુષ્ટોનો સંગ ત્યજી દેવો. રામના વનવાસની વાત સાંભળી લક્ષ્મણને મહાક્રોધ થયો અને ભરત સાથે જ્યારે યુદ્ધ કરવા તેમણે ઉદ્દગાર કાઢ્યા, ત્યારે રામે કહ્યું: 'ભાઈ! પિતાની આજ્ઞા પાળવી, એ જ આપણું કર્તવ્ય છે. આ તુચ્છ અનિત્ય સંસાર કેવળ ભ્રમણારૂપ છે, એમ જાણ્યા છતાં તેમાં આવી ઇચ્છા થવી, તે તમારા જેવા જ્ઞાતાને શોભતી નથી.' એ રીતે ક્રોધરૂપ આંતર દુર્જનનો ત્યાગ કરાવ્યો હતો; કેમ કે દુર્જનોની સંગતિ નહિ કરવાથી આપણામાં દુર્ગુણો દાખલ થઈ શકતા નથી. તે પછી સાધુજનોનો સમાગમ કરવા ઉપદેશ્યું છે; કેમ કે તેથી આપણામાં સદ્દગુણો આવે છે.

'साधनानामपि सर्वेषां वरिष्ठा साधुसंगतिः।
एतया सिद्धया सिद्ध्येद् ज्ञानं संसारतारकम्॥१॥
साधूनामटनं धन्यं गृहिणां शांतये स्मृतम्।
नृणामंतःतमोहारी साधुरेव न भास्करः॥२॥

સર્વ સાધનોમાં પણ સાધુસંગતિ જ શ્રેષ્ઠ છે. એ એક જ બરાબર થાય, તો બધાં સાધન સહેજે સિદ્ધ થતાં સંસારથી તારનારું જ્ઞાન પણ સિદ્ધ થાય છે. સંત લોકો જગતમાં ભમે છે, તે ગૃહસ્થોને શાંતિ મળે, તે માટે જ ભમે છે; માટે તેમનું ભ્રમણ ધન્યવાદને પાત્ર છે. સૂર્ય તો બહારનો જ અંધકાર મટાડે છે, પણ સંત તો મનુષ્યોનાં અંતરનો અજ્ઞાનરૂપ અંધકાર હરે છે.' એમ સંત તો ભવરોગ મટાડનાર સમર્થ વૈદ છે. ચાર વાતમાં વૈદની કુશળતા હોવી જોઈએ: મટાડવાનો રોગ હોય તેમાં; તે રોગનું કારણ-નિદાન સમજવામાં; તે રોગ મટાડવાની

ઔષધીના જ્ઞાનમાં અને તે ઔષધનાં સાધનોના જ્ઞાનમાં. તે રીતે સંતરૂપ વૈદ જન્મમરણરૂપ ભવરોગ મટાડનાર છે; તે રોગનું નિદાન–કારણ જે અજ્ઞાન છે તેને જાણે છે; તેને માટે જ્ઞાનરૂપ ઔષધ રાખે છે અને તે પાવાને અનેક સાધનો વિવેક–વૈરાગ્ય, શમ–દમાદિ કરાવી, જ્ઞાનામૃતરૂપ ઔષધ પાઈ અજરામરપણું પમાડે છે. પછી બાપે ત્રીજી શિખામણ આપી, કે રાત્રિ–દિવસ પુણ્ય કરજે, મનથી સર્વનું શુભચિંતન કરજે, ધન વાપરી પોતાના હાથે દાન કરજે; પણ તે દાન કેવી રીતે આપવું, તે વિશે કહેવાય છે, કે એક મોટો શ્રીમાન દાતા હતો. તે એક બંગલો બનાવી, તેને ચાર દરવાજા કરાવી, તેની વચ્ચે બેઠો રહી ચારે દરવાજેથી આવનારને જોઈ, જેને જે કાંઈ જોઈએ તે આપતો. અફીણ, ભાંગ, ગાંજો, અન્ન, વસ્ત્ર, ફળ, ફૂલ, દૂધ, દહીં, ધન વગેરે જે વસ્તુ જેને જોઈએ તે આપતો. એક વખતે એક સંતે આવી તેની ઉદારતા વખાણી પૂછ્યું: 'શેઠજી! આટલું બધું દાન તમે આપ્યા જ કરો છો, પણ કોઈની સામું તો જોતા જ નથી; અને નીચાં નેત્ર રાખી ઊંચે હાથે આપતા રહો છો, તેનું શું કારણ છે?' શેઠ બોલ્યા: 'હે ભગવાન! આપ તો પરમ દયાળુ મહાત્મા છો; આપ સર્વજ્ઞ છો, હું શું કહું? છતાં આપ પૂછો છો, તેથી કહું છું:

'દેનહારે તો દેત હૈં, દેવત હૈં દિન રેહેન;
લોક નામ હમારા દે, તાસેં નીચાં નેન.'

અર્થાત્ ખરી રીતે વિશ્વંભર પ્રભુ જ બધું આપનારો છે; તે જ રાત–દિવસ આપે છે, છતાં તે વસ્તુ સમજ્યા વિના લોક મારું નામ દઈ વગોવે છે; તેથી શરમાઈ–લજવાઈને મારાં નેત્ર નીચાં કરી હું નીચું જોઈ રહું છું. અહો! ધન્ય એવા નિરભિમાની સુજ્ઞ દાતાને. હે પુત્ર! એવો દાતા તું થા અને ચોથું

એ ધ્યાનમાં રાખ, કે એક સચ્ચિદાનંદ આત્મતત્ત્વ જ નિત્ય છે; અને દેહ વગેરે બધું દૃશ્ય અનિત્ય છે. એમ વિચારી અહર્નિશ તેને યાદ કરતો રહી તે આત્મતત્ત્વમાં સ્થિતિ કર.

પિતાપણાનું અભિમાન ધરનારા હે સર્વ સુજ્ઞ સજ્જનો! તમે પણ એજ રીતે તમારા પુત્રોને શિક્ષણ આપી, પિતાપણાને યોગ્ય બની તમારી પદવી દીપાવો.

એક પાઠશાળામાં બે શેઠના બે પુત્ર અભ્યાસ કરતા હતા. ત્યાં રાજકુંવર પણ ભણતો હતો; તેની સાથે તે બે શેઠના પુત્રોની દોસ્તી થવાથી રાજપુત્રે તેમને કહેલું, કે 'હું રાજા થયા પછી તમારા પર કદાચ આપત્તિ આવશે, તો હું તમને મદદ કરીશ.' અમુક કાળ ગયા પછી રાજકુંવરને ગાદી મળી. પેલા બે શેઠના પુત્રો વ્યાપારમાં ખોટ આવતાં કંગાળ બની ગયા. તેમાંનો એક તો રાજાના નગરમાં આવી ખબર કહેવડાવી રાજાને મળ્યો. રાજાએ તેને માનપાન આપી આપેલું વચન સત્ય કરવા હુકમ કાઢ્યો, કે 'આજે મારું રાજ્ય ચાર કલાક માટે અમુક શેઠના પુત્રને આપ્યું છે;' અને તેને પણ કહ્યું: 'તમે એટલા વખતમાં ધારો તે કરવા સમર્થ છો.' રાજા ગાડીમાં બેસી બાગમાં ફરવા ગયા. આ શેઠ તો વિચાર કરવા લાગ્યો, કે 'ચાર કલાક તો હું રાજા છું.' પોતે દુર્બુદ્ધિ હોવાથી બોલ્યો: 'રાણીના નિવાસસ્થાનમાં જવું છે.' પ્રધાનોમાં એક ઘણો ચતુર હોવાથી બોલ્યો: 'હાજી, હજૂર! આપ ચાર કલાક સ્વતંત્ર છો, પણ જનાનખાનામાં આમ ન જવાય. હજામત કરાવો, રાજપોશાક પહેરો, પછી પધારો.' શેઠ બોલ્યો: 'ઠીક, બોલાવો હજામને.' પ્રધાને હુકમ કર્યો કે 'હજામને લાવો;' પણ ખાનગીમાં કહી દીધું, કે 'ઢીલ કરજો.' કલાકે હજામ આવ્યો; બીજો કલાક થતાં હજામત

થઈ રહી. પછી તેલ–ફૂલેલ ચોળી નવડાવતાં કલાક થયો. પછી પોશાક પહેરાવતાં કલાક કર્યો. એમ ચાર કલાક પૂરા થયા. પેલો શેઠ બોલ્યોઃ ‘હવે ચાલો.’ પ્રધાને કહ્યુંઃ ‘ગાદીથી ઊતરી ઘેર જાવ; વાર કરશો તો સિપાઈ ધક્કો મારી કાઢશે.’ શું કરે? વખત થઈ ગયો. આખરે અપયશ લઈ તે ગયો અને પાછળથી તેની નિંદા પણ થઈ.

થોડે દહાડે શેઠનો બીજો પુત્ર પણ આવ્યો. તેનો પણ સારી રીતે સત્કાર કરી રાજાએ ચાર કલાક માટે તેને રાજ સોંપી તે બાગમાં ફરવા ચાલ્યો ગયો. તે શેઠના પુત્રે રાજાની ગાદી પર બેસી કાગળ, ખડિયો અને કલમ લઈ તે ચાર કલાકના અમલ દરમ્યાન ઠરાવ કર્યોઃ ‘કાશી, પ્રયાગ, હરદ્વાર, રામેશ્વર, ગયા, મથુરાં, બદ્રી, જગન્નાથ, દ્વારકાં વગેરે તીર્થ-ક્ષેત્રોમાં આજથી જ અન્નક્ષેત્રો ખોલવાં અને તુરત તજવીજ કરવી. વળી શહેરમાં અને રાજમાં જેટલાં દેવસ્થાનો શંકર, ગણેશ, દેવી, રામ, કૃષ્ણ, હનુમાન, દત્તાત્રેય વગેરેનાં હોય, તે બધી જગ્યાના પૂજારી તથા અભ્યાગત–સાધુસંત માટે તથા પૂજા માટે અમુક સ્થળે એક ગામ, અમુક સ્થાને બે ગામ અને અમુક ઠેકાણે ચાર ગામ આપવા લખાણ કર્યું; તેમ જ વિદ્યાલયો બાંધવા તથા સાધુ–અતિથિને દરરોજ અન્ન-વસ્ત્રાદિ આપવા રૂ. ૫૦, ૧૦૦, ૨૦૦, ૫૦૦, ૧૦૦૦, વગેરે રકમ ઠરાવી. એ રીતે ચાર કલાક પૂરા થતાં સહી કરી તે ઊભો થયો. રાજાએ આવી તેને બહુ જ માન આપ્યું અને ખાનગી સલાહકાર–મિત્ર તરીકે પાસે રાખ્યો. એ રીતે તેણે રાજની કીર્તિ વધારી, વ્યાવહારિક અને પારમાર્થિક ઉન્નતિ સાધી મોટો યશ પ્રાપ્ત કર્યો.

તાત્પર્ય કે, પુણ્યરૂપ ધર્મથી ચિત્તશુદ્ધિ થશે, ત્યારે પાપનો

ક્ષય થવાથી અવિદ્યાની નિવૃત્તિ થતાં જ્ઞાન થશે; અને તેથી મોક્ષ થશે. શ્રુતિ કહે છે: '**धर्मेण पापमपनुदति ॥ ज्ञानमुत्पद्यते पुंसां क्षयात् पापस्य कर्मणः ॥** ધર્મ વડે પાપ દૂર થાય છે અને પાપનો નાશ થવાથી મનુષ્યોમાં જ્ઞાન ઉત્પન્ન થાય છે;' માટે ધર્મ તે મુખ્ય પાયો છે; તે ખૂબ મજબૂત કરવો જરૂરી છે. કહ્યું છે, કે '**धर्म एव हतो हंति धर्मो रक्षति रक्षितः ॥** ધર્મને હણશો તો તે તમને હણશે–અવનતિ કરશે; પણ ધર્મની રક્ષા કરશો, તો તે રક્ષેલો ધર્મ તમારું રક્ષણ કરશે–ઉન્નતિ કરશે.' અર્થાત્ આ લોકમાં તથા સ્વર્ગાદિ પરલોકમાં ધર્મ તમારી રક્ષા કરશે.

ચાર કલાકરૂપ ચાર અવસ્થા છે. મનુષ્ય–શરીરરૂપ રાજ્ય મળ્યું છે; થોડીક વારની સાહેબી મળી છે, માટે તેટલા વખતમાં કર્તવ્ય કરી લેવાનું છે. બાલ્યાવસ્થા રમતગમતમાં; કિશોર અવસ્થા ભણવાગણવાની ખટપટમાં; યુવાવસ્થા સ્ત્રી, ધન, પુત્રાદિ માટે તરફડિયાં મારવામાં તથા તે બધાંની આસક્તિ તથા મોહમાં; અને વૃદ્ધાવસ્થા પુત્રપુત્રીઓને પરણાવવા તથા તે મંડળીમાં દટાઈ રહી અહંમમત્વની ભાવનાથી ફસાઈ રહેવામાં જો ગુમાવી બેસશો, તો આયુષ્ય પૂરું થતાં (ચાર કલાક થતાં જ) કાળ આવી ગબડાવી પાડશે; ત્યારે જેવા આવ્યા તેવા ફિક્કે મુખે બધું છોડી જવું પડશે; માટે ભાન રાખી તે શરીરની અવધિ પૂરી થતા સુધીમાં વિવેક, વિચાર, યજ્ઞ, દાન, તપ, જ્ઞાન, ધ્યાન, અનુભવ વગેરે કર્તવ્ય કરી પરવારી તૈયાર રહેશો, તો નિર્ભય થઈ કાળનો ભય દૂર કરી પ્રભુની કૃપા મેળવી પ્રભુના ધામમાં નિર્વિઘ્ને સ્થિતિ પામશો.

વેદો ઈશ્વિરે રચેલા છે, તેથી ઈશ્વિરના તે શ્વાસોચ્છ્વાસરૂપ છે. જેમ આપણા શ્વાસોશ્વાસ સ્વભાવસિદ્ધ ચાલે છે, તેમ ઈશ્વિરના

શ્વાસોશ્વાસરૂપે વેદો પ્રગટ્યા છે. તે અનાદિ સિદ્ધ છે. તેનો પ્રથમ ઉપદેશ [જ્ઞાન] અંતરાત્મતત્ત્વરૂપ ઈશ્વરમાંથી બ્રહ્મદેવને થયો છે. તે નિઃશંક જ્ઞાન છે. પછી તે સૂર્યરૂપ બ્રહ્મદેવ–વિવસ્વાનથી મનુને તે વેદોનો ઉપદેશ મળ્યો અને મનુએ ઈક્ષ્વાકુને તે વેદોનો ઉપદેશ કર્યો, એમ પરંપરા ચાલી હતી. તે સમય જતાં અસ્તવ્યસ્ત થઈ જવાથી પ્રભુએ અવતાર લઈ તેનો પુનઃ પ્રકાશ કર્યો; તે પછી અત્રિ, મનુ, અંગિરા વગેરે મહર્ષિઓ શિષ્યોને વેદ ભણાવતા. વળી અશ્વિનીકુમાર, ચરક વગેરે ઋષિઓ આયુર્વેદની ઔષધીઓના ગુણો વિષે અત્યંત શ્રમ લઈ તે જાણવા સમાધિમાં પ્રવેશતા અને સમાધિમાં બધું જાણી લઈ સમાધિમાંથી ઊઠ્યા પછી શિષ્યોને ભણાવતા જ; એ જ રીતે વેદના અર્થો વગેરે ભણતા; પણ 'હું ભણ્યો તે જ બરાબર છે' એવી હઠ કરી બેસતા નહિ, પણ પૂજ્ય–શિષ્ટની સંમતિ લેવાતી. ઋષિમુનિઓ પ્રથમ જ્યારે શિષ્યોને ભણાવતા, ત્યારે સમાધિમાં પ્રવેશી તેમાં સત્ય જાણી લેતા; કેમ કે સમાધિમાં ઋતંભરા નામની પ્રજ્ઞા એટલે સાચા જ્ઞાનથી ભરપૂર એવી બુદ્ધિ પ્રાપ્ત થાય છે; તેથી તે વેદના મંત્રોનું ખરું સ્વરૂપ, વનસ્પતિઓના ગુણો તથા મિશ્રણથી થતા ગુણો વગેરે જે કંઈ ભણાવવાનું આવી પડતું, તે વિષે સમાધિમાં સાચું જાણી લઈ સમાધિરહિત દશામાં તે બધું યાદ કરી શિષ્યોને ભણાવતા; તેથી તેને સ્મૃતિ કહે છે અને વેદને શ્રુતિ કહે છે. એવો શ્રમ વેઠી અશ્વિની-કુમાર, ચરક વગેરે મહર્ષિઓ આયુર્વેદ વિષે સત્ય જ્ઞાન કહી ગયા છે, કે 'અમુક સાત્ત્વિક પદાર્થો ખાવાથી બલ, તેજ, વીર્ય તથા જ્ઞાનની વૃદ્ધિ થઈ બુદ્ધિ સારી થશે અને ડુંગળી વગેરે તામસી પદાર્થો ખાવાથી બુદ્ધિ તમોગુણી થઈ ભ્રષ્ટ થઈ જશે.' તે જ રીતે મુનિઓએ કહ્યું: 'બ્રાહ્મણાદિ વર્ણના લોકોએ અમુક

રીતે વિધિ-નિષેધ પાળી વર્ણાશ્રમને યોગ્ય કર્મ કરવાં.' એ શ્રુતિ-સ્મૃતિને નહિ માની હાલના લેભાગુ લોકો પોતાની મરજીમાં આવે તેમ વર્તે છે અને નવા જ વિચારો ઉપજાવી કાઢી ફાવે તેમ લખે છે અને બકે છે; પછી તેઓ ભ્રષ્ટ થઈ પોતે નરકના અધિકારી બને છે અને બીજાને પણ બનાવે છે; વળી ઔષધીની બાબતમાં પણ બેદરકાર બની ડુંગળી, દારૂ, ગાંજો વગેરે શાસ્ત્રોએ નિષેધેલું સેવી શરીરે પણ રોગી બનતા જાય છે; માટે **વિશ્વાસથી** જ શ્રદ્ધા રાખીને શાસ્ત્રની આજ્ઞા માનો; વિશ્વાસ ન હોય, તો પૂર્વના મુનિઓની માફક સમાધિમાં જઈ, ઈશ્વરાભિન્ન બની ખાતરી કરો; પણ તે રીતે ન બને તો વિશ્વાસ રાખો અને શ્રમ કરી ઋષિમુનિઓ જે લખી ગયા છે, તે શાસ્ત્રોક્ત આજ્ઞા માનો. વર્ણાશ્રમના જે સાધારણ તથા અસાધારણ ધર્મો કહ્યા છે, તેને પ્રેમપૂર્વક શ્રદ્ધાથી સ્વીકારી તે પ્રમાણે વર્તો. કહ્યું છે, કે

**'प्रवृत्तिरपि धीरस्य निवृत्तिरभिजायते ॥**
**निवृत्तिरपि मूढस्य प्रवृत्तिफलभाविनी ॥ १ ॥**
**संध्यांते शिवपूजांते भोजनांते च भारत ॥**
**यद् यद् वदंति भूदेवास्तत् तद् भवति निश्चितम् ॥ २ ॥**

ધીર-જ્ઞાની પુરુષની પ્રવૃત્તિ પણ નિવૃત્તિરૂપ થાય છે; જ્યારે મૂઢ-અજ્ઞાનીની નિવૃત્તિ પણ પ્રવૃત્તિનાં ફળ આપનારી થઈ પડે છે. હે ભરતવંશી રાજા! બ્રાહ્મણો સંધ્યાવંદન કર્યા પછી, શિવપૂજા કર્યા પછી અને ભોજન કર્યા પછી જે જે બોલે છે, તે તે અવશ્ય બને છે.' એટલા માટે ઋષિનાં વચનોને માન આપો.

કોઈ શહેરમાં ઘીતેલનો એક મોટો વેપારી હતો, તેને ત્યાં એક પારસમણિ હતો. તેના ડોસા મરી ગયા. પછી પેલા

પારસમણિની ઘરનાં કોઈને પણ ઓળખ નહિ હોવાથી એ મણિ ઉપર મેલ ચઢવા લાગ્યો. દસબાર વરસે તો તે પાંચશેરી બની તેટલા વજનમાં વપરાવા લાગ્યો. ડોસાએ ચોપડામાં લખેલું, કે 'ઘરમાં ૧ પારસમણિ છે.' પછી કોઈ વેળા એક સંત ઘેર આવી ચઢ્યા; તેને ડોસાના પુત્રોએ કહ્યું: 'મહારાજ! અમારા ડોસાએ ચોપડામાં લખેલું છે, કે ઘરમાં એક પારસ છે; પણ તે ક્યાં છે, તે ખબર નથી.' ગુરુએ પૂછ્યું: 'કોઈ દિવસ તે જોયેલો ખરો?' મોટા પુત્રે કહ્યું: 'હા, આગળ એક ચળકતો કાંકરા જેવો હતો ખરો, પણ તે ક્યાંયે ગયો હશે, ફક્ત એક નાના પથરા ઉપર ચીથરાં લાગી તે પાંચશેરી થઈ છે અને તે તોલવાના કામમાં આવે છે.' ગુરુએ તે મંગાવી જોઈ; પછી તેને અગ્નિમાં મૂકી; એટલે મેલ–ચીથરાં વગેરે બધું ઝળઝળ બળી ગયું અને અંદરથી મણિનો–ઝળઝળ પ્રકાશ થયો; તે જોઈ તે ઘરનાં માણસોને જે હર્ષ થયો હશે, તેનું ચિત્ર કોણ કહેશે? રોમેરોમે બેહદ આનંદ વ્યાપી ગયો. એ મણિને દેખાડનારનો તેઓએ કેટલો ઉપકાર માન્યો હશે? ખરી રીતે જે હતું તે જ ગુરુએ તો બતાવ્યું હતું; પણ જ્યાં સુધી પેલો મેલ અને કચરો હતો, ત્યાં સુધી મણિની ઓળખ નહિ થવાથી આનંદ દબાઈ ગયો હતો; તે બધો અજ્ઞાનરૂપ વિકાર–મળ અને આવરણ–ચીથરાં બાળી નાખી મણિનો પ્રકાશ પ્રકટ બતાવ્યો; પરંતુ મણિની તેઓને ખબર ન હતી. તેથી તેઓ મણિ બતાવનાર ગુરુનો પાડ માને, તો તેમાં ગુરુને કેમ અભિમાન થાય? ન જ થવું જોઈએ, છતાં અભિમાન ધરે, તો એ ગુરુ મૂરખ ગણાય. એવા નિરભિમાની ગુરુને અત્યંત ધન્યવાદ સાથે સવિનય સપ્રેમ ફરીફરી પ્રણામ હો.

એક ગામમાં શામદ અને શૂરવીર નામે બે ભાઈ હતા. તે

પોતાના ગામમાં એક રાજાને ત્યાં નોકરી કરતા હતા. એક દહાડો શૂરવીર કોઈ ધૂનમાં આવી તે નોકરી મૂકી ઘોડા પર સ્વાર થઈ પોતાની ત્રણ તલવાર સાથે લઈ ચાલ્યો. એક બાદશાહને ત્યાં લગ્ન હતાં; તે શહેર તરફ ઝપાટાબંધ ચાલ્યો, ત્યાં ગયો. તેને કોઈ અટકાવી શક્યું નહિ. દરબારગઢ આગળ તેનો જુસ્સો અને તેના દબદબાના તેજમાં અંજાઈ જઈ જમાદારે આ કોઈ શૂરવીર રાજા જેવો મોટો માણસ લાગે છે, એમ જાણી તેના ઘોડાની લગામ ઝાલી લીધી. શૂરવીર ઘોડાની નીચે ઊતરી બોલ્યો: 'ઘોડા દુસરેકું દે દો, તુમ હમેરી સાથ ચલો.' ઘોડો બીજા સિપાઈને સોંપી જમાદાર સાથે ચાલ્યો, તે જોઈ આગળના બીજા ચોકીદારો તથા જમાદારો સલામ કરવા લાગ્યા. કેમ કે જમાદારને પણ સાથે જોયા. પછી તે શૂરવીરે એવા નવ ચોકીદારોને સાથે લીધા અને ખુદ બાદશાહ પાસે પહોંચી જઈ તેમની પાસે જઈ તે બેઠો. હજૂરે પૂછ્યું: 'કોણ છો ભાઈ?' શૂરવીરે કહ્યું: 'શૂરવીર' ફરી બાદશાહે પૂછ્યું: 'ક્યા કરોગે?' શૂરવીર બોલ્યો: 'સબસે આગે હમ લડેંગે.' બાદશાહે કહ્યું: 'અચ્છા, જબ સવાલાખ રૂપિયાકા દરમાયા, ઔર પાકાં સીધાં તુમકો મિલેંગે, રહો.' હવે બીજી તરફ પેલા શામદ ભાઈએ જાણ્યું, કે 'મોટાભાઈ ગયા.' એટલે તે પણ રાજાની રજા લઈ બૈરાં–છોકરાં સાથે પાલખી, રસાલો લઈ નીકળ્યો. તે પોતાની હાથીની ચાલથી ચાલ્યો જ. શૂરવીર તો સિંહની ચાલથી ગયેલો. તે શામદ પણ ત્યાં જ આવ્યો; તેને પણ કોઈ મોટો જાણી કોઈએ અટકાવ્યો નહિ. તે પણ બાદશાહની પાસે જઈ મોટા ભાઈ શૂરવીરને પગે લાગી બેઠો અને કહ્યું: 'ભાઈ! કહ્યા વિના જ આવ્યા, વાહ.' રાજા વિચારમાં પડ્યો, કે 'આને મારી તો પરવા જ નથી.' પછી રાજાએ પૂછ્યું: 'તુમેરા

નામ કયા હૈ?' શામદે કહ્યું: 'શામદ ઐસે હમકું કહતે હૈં, બચ્ચાં બાળાં ભેગાં હૈ.' રાજા બોલ્યો: 'કયા પગાર લેવેગા?' શામદ બોલ્યો: 'આપકી મોજ. જિંદગીમાં એક જ વખત કામ કરીશ, પછી ફરી બીજી વાર કહેશો નહિ.' બાદશાહે કહ્યું: 'અચ્છા, તુમકો ભી સવાલાખ રૂપિયાકા દરમાયા ઔર પાકાં સીધાં મિલેંગે, રહો.' આ ખબર રશિયાના બાદશાહને થઈ અને મૂછ પર હાથ નાખી તે બોલ્યો: 'હું એ રાજાને જીતું.' એક રાત્રીએ અચાનક ચઢી આવી, તે દિલ્હીના બાદશાહને બાંધી પાલખીમાં નાખી ચાલ્યો ગયો. સવારે શૂરવીરને ખબર થઈ તેવો જ જમતો ઊઠી સપાટાભેર ત્રણ તલવાર બાંધી ઘોડે બેસીને ચાલ્યો અને તે શામદને ઘેર ગયો. તેને બૂમ પાડી, તે વખતે શામદ સ્નાનપૂજા કરી થાળ ધરતો હતો; તેણે બૂમ સાંભળી, પણ મૂકીને જાય, તો ઉપાસના પડી રહે અને ન જાય તો શામદપણું લાજે; તેથી વાત સાંભળતાં જ તેણે કટારને પેટમાં ખોસી ઘાલી; ત્યારે શૂરવીર બોલ્યો: 'રાંડને વશ હોય તે વાતમાં સમજતા જ નથી.' એમ કહી તે તો ગયો. તેણે તો રસ્તે સારા-લુચ્ચા જે આવે, તેને ઝાટકે ઉડાવવા જ માંડ્યા; તેટલામાં શામદ પાછળ ધસી આવ્યો; તેણે એ જોઈ શૂરવીરને છાતીમાં બરછી મારી કહ્યું: 'અરે ભાઈ! આ શું કરો છો? રસ્તે સારા અને લુચ્ચાને બધાને જ મારતા જાઓ છો, એ શું? રાજાને છોડાવવો છે, કે આવું શૂરવીરપણું કરવું છે?' પછી શામદે આગળ જઈ પરાક્રમ કરી વીરત્વથી બાદશાહને લઈ જનાર ભોઈઓને પાલખી સહિત ભોંય પર પટકી પાડી પોતાના બાદશાહને છોડાવી લીધો. તે વખતે તે તરફના સૈનિકો પણ શામદ તરફ ફરી ગયા. એ વખતે રાજાને કેટલો હર્ષ થયો હશે, તેનું અનુમાન સુજ્ઞ વાચકવૃંદે જ કરી લેવું. શામદને

અત્યંત ધન્યવાદ આપી પોતાના સ્થાને દરબારમાં જઈ બાદશાહે શામદને રાજ્ય આપવા માંડયું, ત્યારે શામદે કહ્યું: 'બસ શરત શી છે, કે બીજીવાર કાંઈ કામ કહેવું નહિ.' બાદશાહ બોલ્યો: 'અરે, મેં રાજ દેતા હું, ઔર એ ક્યા બોલતા હૈ!' તે વખત શૂરવીર ભાઈ પણ બોલ્યો: 'એમ શા માટે કહે છે?' શામદ બોલ્યો: 'એ વચન જ તમને ઘટતું નથી; છતાં વચન સિદ્ધ કરવું હોય તો'–એમ બોલી ધરતી લીપાવી, ફૂલ નાંખી કપડાં કાઢી તે બેઠો, તો પેટમાં કટાર દીઠી. હવે દેહ તો રહેવાનો જ નથી; કટાર પેટમાં છે, એટલી વાર જિંદગી છે; એમ વિચારી અંતસમયે શામદે પ્રભુનું ધ્યાન કરી 'હરિઃ ૐ હરિઃ ૐ' એમ બોલી પેટમાંથી કટાર ખેંચી કાઢી; તે સાથે જ શરીર પડયું. તે કટાર કાઢતાં પહેલાં બોલ્યો હતો, કે 'હે ભાઈ શૂરવીર! આ લાજ હવે તમે રાખજો.' એ રીતે આચાર્ય તે શૂરવીર છે અને શામદ તે પોતાને મરવા 'ॐ तत्सत् ब्रह्म सोऽहं' એ વચનરૂપ કટાર છે; તેને પેટમાં ખોસી તે આગળ વધે છે; અર્થાત્ દૃઢ અપરોક્ષ જ્ઞાન કરી લઈ અહંભાવને મુડદા જેવો કરી નાખી જગતનો વ્યવહાર કરે છે; પછી એને બીજા ગ્રંથોનું પ્રયોજન રહેતું નથી; બીજાં શાસ્ત્ર–પુરાણાદિ વચનોરૂપ જે કટાર, તલવાર, ભાલા, બંદૂકો વગેરે શસ્ત્રો છે, તે તો બીજાને મારવા અર્થાત્ બીજા ઘણાને તારવા શૂરવીર આચાર્યને કામ લાગે છે. પોતાને એકલાને મરવાને અર્થાત્ અભેદ બ્રહ્માત્મસ્વરૂપે સ્થિતિ કરી મુક્ત થવાને તો એક '**तत्सत् सोऽहं**' એ દૃઢ નિશ્ચયરૂપ નાની કટાર જ બસ છે. તે દ્વારા વૃત્તિઓનો બહારનો વેગ શમી જતાં તે વૃત્તિ અંતરમાં શમે છે.

અજીતનગરીનો એક અજીતસિંહ રાજા હતો. તેનું સદાવ્રત રોજ ચાલુ રહેતું. તેને ત્યાં કલ્પવૃક્ષ અને પારસમણિ હતાં.

તેણે ખેડૂતોને એવો હુકમ કરેલો, કે 'કોઈએ પંખીઓને ખેતરોમાંથી ઉડાડી મૂકવાં નહિ.' તે રાજાના રાજ્યની બાજૂમાં બીજો એક રાજા પણ ઘણો જ્ઞાતા હતો; તેણે ઘણું પુણ્યદાન કર્યું; પરંતુ તેને કોઈએ કહ્યું: 'એ તમારું પુણ્યદાન તો શું છે, પણ અજીતસિંહ જ મહા પુણ્યવાન છે. તેની પાસે ઘણા વિદ્વાનો, કળા–કૌશલ્યવાળા બુદ્ધિમાન વગેરે આવે છે, પણ કોઈને પોતાનો સ્વરૂપાનંદ તે આપતા નથી.' એ સાંભળી તે રાજાએ કહ્યું: 'મારે તેની પાસેથી એ સ્વરૂપાનંદ લેવો છે અને તે નહિ મળે, તો હું દેહનો ત્યાગ કરીશ' એવી પ્રતિજ્ઞા કરી સમય જોઈ બીજે વેશે કેટલાક સાથીઓ સાથે આવી તેણે અજીતસિંહ રાજા સામે ભવાઈ શરૂ કરી. અજીતસિંહે તે જાણ્યું, પણ તે વાત તેણે ગણકારી નહિ. બેત્રણ દિવસ ખૂબ ખેલ કર્યા, પણ રાજા તે તરફ કંઈ ખેંચાયો નહિ; ત્યારે તેણે આવી રાજાને કહ્યું: 'આપ આજ્ઞા કરો તો અમે નાચ કરીએ; તે આપ જુઓ.' રાજા બોલ્યો: 'મારે કાંઈ જરૂર નથી.' ત્યારે તેણે જઈ બળી મરવાની તૈયારી કરી. તે વાત સાંભળી રાણી તથા પ્રધાને રાજાની પ્રાર્થના કરી નાચ કરાવવા હા પડાવી, ત્યારે રાજાએ પૂછ્યું: 'એવું શું છે, જેથી આટલો બધો આગ્રહ કરો છો?' પેલા નાચનાર બોલ્યા: 'સ્વરૂપાનંદ માટે.' રાજા બોલ્યો: 'સ્વરૂપાનંદને તો હું કોઈ પાત્ર વિના દેતો નથી; ખોટા સ્વાંગમાં સ્વરૂપાનંદ હોય જ નહિ; એ સિવાય તમારે જે જોઈએ, તે માગી લો.' તે લોકો બોલ્યા: 'હજૂર! અમે કંઈ ભીખારી નથી, અમે જો લઈશું તો સ્વરૂપાનંદ જ લઈશું, નહિ તો છેવટ દેહનો ત્યાગ કરીશું;' અજીતસિંહ બોલ્યો: 'ઠીક, તમારી મરજી' તે પછી નાટક શરૂ થયું. તે નાટકમાં પ્રથમ ગણપતિ વગેરેના વેશ

આવ્યા; પછી પેલો (રાજા) એવો વેશ લાવ્યો, કે 'જેમ ભગવાન આ વિશ્વરૂપ નાટકમાં નટવા બની લીલા કરી રમી રહ્યા છે, તેમ હું પણ નટવો થઈ મારી લીલા કરી રમું છું.' તે સાંભળી લોકો હસ્યા. પછી તેણે કહ્યું: 'અમે ભવાયા છીએ, તેથી અમારું (મનરૂપ) દાણ માફ છે;' ત્યારે બીજો બોલ્યો: 'ત્યારે કટાર મારી મરોને! જોઈએ વારુ!' તરત કટાર મારી તે પડ્યો. તે જ વખતે રાજા અજીતસિંહ બોલ્યો: 'સવા લાખ (આનંદ) આપો. વળી પોતે બોલ્યો: 'આણે વેશ સાચો કાઢ્યો અને ભજવ્યો તેથી તેને આ આપેલ છે.' પછી તે ટોળીમાંના ભવાયામાંથી એક જણ (ચિત્તરૂપ) ગાય બન્યો; તે પાછળ રહ્યો અને બીજો (અહંકારરૂપ) વાઘ બન્યો; તે આગળ રહ્યો. એવો વેશ તે લાવ્યા. તે વખતે એક નટે વાઘને ભાલો માર્યો; તેવો જ તેણે કૂદકો મારી જેણે ભાલો માર્યો, તેને મારી પાડ્યો અને પછી ગાયને મારી. પછી (બુદ્ધિરૂપ) કાળિકાદેવીનો વેશ આવ્યો. તેમને બીજાએ કહ્યું, કે 'તું જો સાચી દેવી હોય, તો ચારેયને ભસ્મ કરે.' એટલે તુરત તેણે અગ્નિ પ્રકટ કરી ચારેયને બાળી મૂકયા. તે જોઈ રાજા અજીતસિંહ બોલ્યો: 'ખરેખર સ્વરૂપાનંદ તને આપ્યો, હવે વેશ લાવ કે ન લાવ.' ત્યારે તે નટરૂપ રાજા બોલ્યો; 'પ્રભો! તમે કહેતા હતા, કે અમે ખોટો આનંદ નથી લેતા ને!' (એમ કહી બધાને હસાવ્યા) પછી રામનો વેશ આવ્યો; તે વેશધારીએ કહ્યું: 'અમે રામ છીએ;' ત્યારે બીજો બોલ્યો: 'રામનું તો નામ જ પવિત્ર છે; જો આપ પ્રત્યક્ષ રામ જ છો, તો આ ચારેયને સજીવન કરો.' તે સાંભળી તે રામવેશધારીએ કહ્યું: 'જો અમે સાચા મનથી શુદ્ધ ભાવે સ્વરૂપાનંદ માટે જ આ પ્રવૃત્તિ કરી હોય, તો આ ચારે જીવતા થાવ.' તરત તેઓ જીવતાં થયાં. એમ તે સ્વરૂપે

થયો અને તેણે આનંદ પણ લીધો. એવો સ્વરૂપાનંદ પ્રાપ્ત થયા પછી મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકાર જીવતાં થઈ નહિ જેવાં જ રહે છે–તે નહિ જેવાં જ થઈ ભાસે છે. આ દૃષ્ટાંતથી એ સમજવાનું છે, કે ચાર વર્ણ છે, તે ચાર વેશ છે; ચૈતન્ય–આત્મતત્ત્વ જાણવાની ઇચ્છા છે, તે જ સાચો આનંદ લેવાની અભિલાષા છે. વેશ તો ખોટા છે. સ્વરૂપાનંદનાં સુખ જ લેવાનાં છે. જેણે તે સ્વરૂપાનંદ લીધો છે, તે જ સુખિયો છે.

ઉત્તરમાં આસો વદ ચોથને ગણેશ ચોથ કહે છે, તે વ્રત કરવું જોઈએ; પણ તેનો મૂળ અર્થ આ છે કે જાગ્રતાદિ ત્રણ અવસ્થા મૂકી ચોથી તુરીયાવસ્થામાં પહોંચી મનનો સ્વામી ચંદ્ર હોવાથી તે ચંદ્રરૂપ મન સામે જોવું નહિ, પણ અંતરાત્મારૂપ ગણેશમાં જ અભેદભાવે સ્થિતિ કરી રહેવું જોઈએ.

"ઊંટ બરાબર પાળો થાય, નભે નહિ ને હાંફી જાય;
ઊંટનાં તો આઘાં મેલાણ, પાળાના નિસરી જાય પ્રાણ"....

અર્થાત્ પગે ચાલનારો પુરુષ જો ઊંટની બરાબર ચાલવા જાય, તો તેની બરાબર ચાલી શકાય જ નહિ ને તે હાંફી જાય; કેમ કે ઊંટ તો મોટાં પગલાં ભરે અને એક રાતમાં ૭૦ ગાઉ ચાલી જાય, તેથી પગપાળો માણસ તેની બરાબરી કરવા જાય, તો પ્રાણ ખૂએ–મરી જ જાય. તેમ અનુભવી જ્ઞાનીની તોલે અજ્ઞાની વિષયાસક્ત કદી આવી શકે જ નહિ; છતાં અજ્ઞાની તેની બરોબરી કરવા જાય, તો તે દુઃખી થઈ મરે છે. જ્ઞાની સંસારમાં આસક્તની પેઠે વર્તતો ભાસે છે ખરો, પણ એ તો તરત બ્રહ્માકાર વૃત્તિ કરી શાંત થાય છે. તે નિરંતર વ્યવહાર કર્યા કરતો હોય, છતાં બ્રહ્મરૂપ જ રહે છે; પણ અજ્ઞાની એમ કરવા જાય, તો એવું બને જ નહિ.

એક શહેરમાં ત્યાંના રાજાએ સખાવત કરવા માંડી તે

શહેરને ૪૦ દરવાજા હતા; ત્યાં દરેક દરવાજે જાહેરખબરનાં પાટિયાં લટકાવ્યાં, કે 'જે કોઈ ફકીર કે યાચક એકવાર ભીખ લઈ ગયો હોય, તેણે ફરી અહીં આવવું નહિ.' ત્યાં એક ઓલિયા ફકીર આવી ચઢ્યા. તેણે પહેલે દરવાજે પેસતાં જ પાટિયું જોયું; ત્યારે ત્યાં નહિ પેસતાં બીજે દરવાજે તે ગયો; તો ત્યાં પણ તેવું જ જોઈ, બધે દરવાજે ફરી વળ્યો. છેલ્લે દરવાજેથી પણ ભીખ લીધા વગર તે પાછો ફર્યો; તે જોઈ ત્યાંના કામદાર દરવાને વિચાર્યું, કે છેલ્લે દરવાજેથી પણ ભીખ લીધા વગર આ ફકીર પાછો કેમ જાય છે. બાદશાહને તે બાતમી પહોંચાડી; ત્યારે બાદશાહે ફકીરને બોલાવી પૂછયું; ત્યારે ફકીરે કહ્યુંઃ 'કયા પરવા હૈ! કેસા ઢોર જેસા બાદશાહ હૈ! કયા સખાવત ઇસકા નામ!' તે સાંભળી રાજાએ કાલાવાલા કરી તેને ચાલ્યા જતા રોકી પાછા આણ્યા, પછી ફકીર બોલ્યોઃ 'સખાવત ઐસી હૈ, કે દસ વખત આવીને લઈ જાય તોપણ શું, ને એકબે વખત લઈ જાય, તોપણ શું ? સખાવત કરનારે તે જોવાનું જ ન હોય. સાંભળ, સખાવત કેવી હોવી જોઈએ, તે હું બતાવું છું;' એમ કહી ફકીર ફરી બોલ્યોઃ એક શહેરનો બાદશાહ સખાવત કરતો. ત્યાં જે આવે તે લઈ જતું; ત્યાં બીજી એક નગરીનો રાજા પણ ચડી આવ્યો. તેની ખબર થઈ, ત્યારે તે દયાળુ રાજાએ વિચાર્યું, કે 'આ રાજાને તો હું ચાંચડની માફક ચોળી નાખું એવો સમર્થ છું, પણ જો હું લડાઈ કરીશ, તો તેથી હજારો જાનની ખુવારી થશે અને ઘણાનાં બચ્ચાં–છોકરાં રખડી પડશે, તેના કરતાં હું જ ચાલ્યો જાઉં, તો કોઈના જીવને દુઃખ નહિ થાય અને કોઈ મનુષ્યનો જીવ નહિ જાય.' એમ વિચારી મહેલમાં કોઈ ગરીબ સિપાઈનાં પડેલાં કપડાં પહેરી લઈ તે ગરીબડા

જેવો થઈ ચાલી નીકળ્યો. રસ્તે ધામધૂમથી પેલા રાજાનું સૈન્ય આવતું હતું, તે તેને મળ્યું; ત્યારે આગળના એક સ્વારે તેને બોલાવી તેના માથે ઘોડાની ચંદીની પેટી ઉપડાવી, મજૂર બનાવી સાથે લીધો. રસ્તે સવાર પેશાબ કરવા ઊતર્યો, ત્યારે તેણે પેલાને કહ્યું: 'ચલ બે, એ લગામ પકડ,' એમ કહી તેના માથા પર ભાર હતો, છતાં તેના એક હાથે લગામ ઝલાવી; તે જોઈ તેને ખડખડ હસવું આવ્યું અને તે બોલી ઊઠ્યો: 'અહો હો! એક જ રાતનો ફેર!' એમ તેને હસતો જોઈ સ્વારે પૂછ્યું: 'કયું બે, કયા હસતા હૈ?' રાજા કંઈ બોલ્યો નહિ, ત્યારે એક લાફો મારી સ્વારે કહ્યું: 'કયા બોલતા નહિ, કયા હસા?' રાજાએ વિચાર્યું, કે 'મારે તો કંઈ નથી પણ આ બિચારાને કલેશ થાય છે; તેથી એનો કલેશ મટાડવા મારે કહેવું જોઈએ, એમ વિચારી તે બોલ્યો: 'ભાઈ! એક જ રાત્રિનું અંતર છે, કાલે તો તારા જેવા મારી સામે હાથ જોડી, ખંમા અન્નદાતા, કરી પોકારતાં હતા; અને આજે એક જ રાત્રિના અંતરમાં તું આ રીતે કરે છે. હું આ શહેરનો બાદશાહ છું. મેં વિચાર્યું, કે હું લડીશ તો એ રાજા મારા કંઈ હિસાબમાં નથી; પણ તેમ કરતાં તારા જેવા અનેકના જીવ જશે અને તારા જેવાનાં બાલ-બચ્ચાં રખડી મરે, તેથી જ હું ચાલી જાઉં છું, કે જેથી કોઈને દુઃખ થશે નહિ. એવા વિચારથી હું આ વેશે નીકળી પડ્યો છું. હું કાલે રાત્રે કોણ હતો અને એક જ રાતના અંતરે આજે મારે માથે ભાર તો છે, છતાં તું લગામ પકડાવે છે. આ ઘટના જોઈ મને હસવું આવ્યું. આ કહેવાની મારે કંઈ જરૂર ન હતી, પણ જો કહેત નહિ, તો તને દુઃખ થવા સંભવ હતો; તેથી તારો કલેશ મટાડવા મારે આ તને કહેવું પડ્યું છે. મારે તો કાંઈ કલેશ નથી, મારે

તો ક્લેશની નિવૃત્તિ કરી આનંદમાં રહેવું એ જ ઇષ્ટ છે, પણ સામાનો ક્લેશ આપણાથી મટાડી શકાય, તો મટાડી તેને સુખનું ભાન કરાવવું, એવી મારી સમજણ છે; તેથી તારું દુઃખ મટાડવા મેં કહ્યું છે.' તે સાંભળી સ્વાર તો અત્યંત ઝંખવાઈ જઈ પગે લાગ્યો અને હિંમત રાખી (રાજા માનતો નથી તોપણ) સમજાવી તેને પોતાના બાદશાહ પાસે લઈ ગયો. બધી હકીકત જેવી હતી તેવી કહી. તે સાંભળી રશિયાના બાદશાહે તેની સખાવતનાં બહુ જ વખાણ કર્યાં અને હુકમ કર્યો, કે 'તમે જાવ, અને રાજ્ય કરો, હું પાછો જાઉં છું.' ત્યારે તે રાજા બોલ્યોઃ 'મારે પાછું જવું હોત, તો હું નીકળત જ શા માટે? જે મૂક્યું તે તો હવે મૂક્યું જ છે' તે સાંભળીને તો તે રાજાએ બહુ વિનવી–સમજાવી જાતે હાથ ઝાલી, પગે ચાલી બહુ આગ્રહથી તેને ગાદી પર બેસાડ્યો; માટે હે મૂઢ રાજા! એનું નામ તે સખાવત કહેવાય." એમ ફકીરે કહ્યું, તે સાંભળી રાજાએ બધાં પાટિયાં છોડાવી નંખાવ્યાં અને ફકીરનો ઉપકાર માની તેને પ્રસન્ન કરી, પ્રેમથી રાખી, તેની અરદાસ કરી;" પછી ફકીરે જવા ઇચ્છા કરી, ત્યારે પ્રેમ સાથે સત્કાર કરી તેમને વિદાય કર્યા.

વનમાં એક મનુષ્યનું મુડદું પડ્યું હતું, તે જોઈ એક ગીધ તેની પાસે માંસ ખાવાની ઇચ્છાથી આવ્યું. તે પ્રથમ હાથ તરફ જઈ જુએ છે, તો તેને લાગ્યું, કે આ હાથે કંઈ સારાં દાન કરેલાં જણાતાં નથી; તેથી એવા આ હાથનું માંસ મારે અપવિત્ર પાપી બનવા માટે જોઈએ નહિ. પછી કાન તરફ જઈ જુએ છે, તો તે કાનને પ્રભુની કથા–ગુણકીર્તન–શ્રવણ કર્યા વગરના જોયા તેને છોડી તે ગીધ તેનાં નેત્ર તરફ ગયું, તો એ નેત્રોને સંતોનાં તથા હરિ–ગુરુનાં દર્શન કર્યા વગરનાં જોયાં; પછી તેણે તેની છાતી જોઈ, તો તે દયા, ભક્તિ, પ્રેમ વગરની જોઈ; પેટ પાસે જઈ

જોયું તો અન્યાયથી તથા દગા–પ્રપંચથી એ પેટમાં અન્ન ભરાયા કરતું હતું, એમ જાણી લઈ તેના પગ તરફ જોયું, તો તે પગો દેવ–ગુરુ તથા સંતનાં દર્શન કે તીર્થમાં કદી પણ ગયા નથી; એવું બધું જાણી તે ગીધ ઝાડ પર જઈ બેઠું. એટલામાં ત્યાં એક શિયાળ આવ્યું; તે મુડદા પાસે જઈને ઊભું. તેને ગીધે કહ્યું: 'અરે શિયાળ ? એ ખાવા યોગ્ય નથી; બુદ્ધિ ભ્રષ્ટ થશે–તું પાપી થશે, માટે લોભ ન કરીશ.' તાત્પર્ય કે, પશુપક્ષી પણ જ્યારે અપવિત્ર–પાપરૂપ તામસી પદાર્થ ખાવાથી પાછાં હઠે છે, તો મનુષ્યો એવાં દુષ્ટ પાપીઓનું અન્ન (જાણ્યા છતાં) તેને ખાતાં પાછાં ન હઠે, તો તેને મનુષ્ય શી રીતે કહેવાય ? નહિ જ કહી શકાય.

ગદાધર ભટ્ટાચાર્ય અને જગદીશ ભટ્ટાચાર્ય, એ બે મહા-સમર્થ ધુરંધર વિદ્વાનો અને ત્રીજા મહાસમર્થ ઉદયનાચાર્ય એ ત્રણે જણા દ્વૈતનું જ પ્રતિપાદન કરી બધે વિજય મેળવી સર્વ ઠેકાણેથી વિજયપત્ર લેતા શ્રીજગન્નાથજીનાં દર્શને ગયા. તેઓ બંગાળા પાસે નવદ્વીપમાં રહેતા હતા. તે જગન્નાથપુરીમાં આવ્યા, ત્યાં શૃંગેરીમઠના શંકરાચાર્ય નૃસિંહભારતી (અથવા નૃ. આશ્રમ) ઘણા જ સમર્થ હોઈ અદ્વૈતનું જ પ્રતિપાદન કરતા હતા; તેથી એક તરફથી તે ત્રણે દ્વૈતનું પ્રતિપાદન કરનારાઓનો અને બીજી તરફથી અદ્વૈતનું પ્રતિપાદન કરતા તે શ્રીનૃસિંહભારતી શંકરાચાર્યનો સામસામો શાસ્ત્રાર્થ ચાલ્યો. તેમાં ૨૭ દિવસ થયા છતાં કોઈ હાર્યું નહિ, ત્યારે બંને પક્ષ થાકીને જગન્નાથજી પાસે આવ્યા. ત્યાં સ્વામી નૃસિંહનો દંડ આગળ રાખી પેલા દ્વૈતવાદીઓએ પ્રભુને જણાવ્યું, કે 'હે પ્રભો ! જો અમારું દ્વૈત જ સાચો સિદ્ધાંત હોય, તો આ દંડ નાચવા લાગજો.' ઘણીવાર થઈ પણ દંડ નાચ્યો નહિ, ત્યારે શંકરસ્વામી શ્રી-

નૃસિંહે કહ્યું: 'હે ભગવાન! જો અદ્વૈત જ સિદ્ધ–સત્ય હોય, તો દંડ નાચો.' ક્ષણવારમાં દંડ નાચવા મંડ્યો, એટલું જ નહિ પણ તે નાચતોનાચતો જગન્નાથજીની મૂર્તિ પાસે જઈ પ્રભુમાં જઈ મળ્યો. એ રીતે વેદશાસ્ત્રનો અંતિમ સિદ્ધાંત અદ્વૈત જ સત્ય ઠરવાથી દ્વૈતવાદી તે ત્રણે જણ શ્રીનૃસિંહ સ્વામીને પગે લાગ્યા અને પોતાને મળેલાં વિજયપત્ર ફાડી નાખ્યાં. આ પ્રત્યક્ષ દૃષ્ટાંતથી પ્રભુએ જ બતાવ્યું છે, કે અદ્વૈત જ સાચું અને સિદ્ધ છે.

મનોરમા નગરીમાં માધવસિંહ નામે મહાસમર્થ અને મહા ઐશ્વર્યસંપન્ન રાજા રાજ્ય કરતો હતો. તેને બે રાણીઓ મુખ્ય હતી. તેમાં એક રાણી તો સાક્ષાત્ અનસૂયા જેવી પરમ પવિત્ર, વિદુષી અને પતિવ્રતા હતી. તે દિવ્યાંગના હોવાથી સૂર્યપ્રભા નામથી પ્રસિદ્ધ હતી. તેને એક પુત્રી થઈ હતી. તે પણ બહુ જ સુંદર, દિવ્ય અને મહામણિની કાંતિ જેવી કાંતીવાળી હોઈ જાણે સાક્ષાત્ જ્ઞાનેશ્વરી બ્રહ્મવિદ્યા જ હોય તેવી લક્ષ્મીજી તથા પાર્વતીજી જેવી હતી. રાજાએ સભા ભરી વિદ્વાન જ્યોતિષી બ્રાહ્મણોને બોલાવી પુત્રીની જન્મકુંડલી કરાવી પુત્રીનું ભાવી કેવું છે, તે વિષે પૂછ્યું, ત્યારે જન્મપત્રિકા તપાસતાં જ્યોતિષી બ્રાહ્મણોની મંડલીને જણાયું, કે એ કુંવરી બહુ જ સમર્થ, વિદુષી અને વેદ–શાસ્ત્રસંપન્ન થશે; તેથી બધા બ્રાહ્મણો તિરસ્કાર પામી ઝાંખા પડશે. બ્રાહ્મણોમાં ઈર્ષ્યા, દ્વેષ અને સ્વાર્થવૃત્તિ હોવાથી તેને વશ થઈ, વિચાર કરી તેઓએ રાજાને ઊલટું સમજાવ્યું, કે 'આ કુંવરી દશ વર્ષની થતાં તમારું રાજ્ય નાશ પામશે; માટે એને આપના હાથે મારી નાખવાનું, તો અમારાથી કહી શકાય નહિ, પણ પેટીમાં ઘાલી તેને જંગલમાં મૂકી આવો.' રાજાઓ ઘણું કરી સાન અથવા વિવેક

–વિચારવાળી બુદ્ધિથી રહિત હોઈ માત્ર કાનવાળા જ હોય છે, તે કહેવત પ્રમાણે એ રાજાએ પણ તે બ્રાહ્મણોના કહેવા પ્રમાણે એ રાજકન્યાને પેટીમાં સુવાડી વનમાં મૂકી આવવા તજવીજ કરી અને પેટીને વનમાં પહોચાડી પણ દીધી. તેમાં કન્યા રડ્યા કરતી હતી; તેવામાં ત્યાં આગળ થઈ એક મહાત્મા સિદ્ધેશ્વર મુનિ પોતાની પર્ણકુટી તરફ જતા હતા, તેમણે તેના રડવાનો અવાજ સાંભળી તે પેટી ખોલી જોયું, તો તેમાં કન્યા દીઠી. એટલે દયાળુ સંત પોતે પોતાના આશ્રમમાં તેને લાવ્યા અને ગાયનું દૂધ પાઈ, પાળી–પોષી મોટી કરી તેને વેદ, શાસ્ત્ર, ઉપનિષદ, ગીતા તથા બ્રહ્મસૂત્રનું અધ્યયન કરાવી ઉત્તમ બ્રહ્મજ્ઞાનયુક્ત બનાવી. તે ૧૫ વર્ષની થઈ, ત્યારે વનમાં રાક્ષસાદિના ભયથી ઋષિના મનમાં થયું, કે અધિકારી પાત્ર જોઈ તેને આ કન્યાનું દાન કરી દઈએ. તેટલામાં ત્યાં બીજા દેશનો એક રાજપુત્ર એક દિવસ શિકાર ખેલતો આવી ચઢ્યો. તેને બહુ જ તરસ લાગવાથી તે આશ્રમ જોઈ ત્યાં તે આવ્યો અને પાણી માગ્યું. કુંવરીએ તે અતિથિનો સત્કાર કરી* પ્રેમપૂર્વક આસન આપ્યું અને સુંદર મધુર જળ આણી આપ્યું; તે પીને પેલો રાજકુમાર શાંત થયો; પરંતુ તે કુંવરીને જોઈ તે વિચારવા લાગ્યો: 'પટરાણી થવા લાયક આ કુમારી અહીં ક્યાંથી આવી હશે?' એમ વિચારી મોહ પામી તે રાજપુત્રે પૂછવા ધાર્યું, ત્યાં તો એ કન્યા બોલી: 'હું તમારો સંકલ્પ જાણી ગઈ છું, આપ અહીં બિરાજો; મારા પિતા હમણાં જ આવશે;

* 'पतिरेको गुरुः स्त्रीणां वर्णानां ब्राह्मणो गुरुः ॥ गुरुरग्निर्द्विजातीनां सर्वस्याभ्यागतो गुरुः ॥ સ્ત્રીઓનો ગુરુ એક પતિ જ છે; ચાર વર્ણોનો ગુરુ બ્રાહ્મણ છે; દ્વિજાતિ–બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય–એ ત્રણેનો ગુરુ અગ્નિ છે, અને અભ્યાગત સર્વનો ગુરુ છે.' તેથી અતિથિ–અભ્યાગતનો સત્કાર બધાંએ કરવો જોઈએ.

તે આપને મારું દાન કરશે, તો હું તમારી સાથે આવીશ.' થોડીવારે મુનિ આવ્યા, ત્યારે પુત્રીએ રાજપુત્રની હકીકત કહી; એટલે ઋષિએ જોયું, કે આ રાજપુત્ર યોગ્ય પાત્ર છે, તેથી પુત્રી સુખી થશે. એમ વિચારી તે કુંવરને કન્યાદાન કર્યું. પછી તે બન્ને ઘોડા ઉપર બેસી પોતાના સ્થાને આવ્યાં અને સુંદર ભવ્ય મહેલમાં પટરાણી તરીકે તે રાજપુત્રીને રાખી. રાજા રોજ તેની તપાસ લેવા આવતો, પણ તે રાણી બીજી રાણીની પેઠે સુંદર પોશાક અથવા રત્ન, હીરા કે મોતીનાં આભૂષણ પહેરતી નહિ, પણ ધોળાં, સ્વચ્છ, સાદાં વસ્ત્ર જ પહેરતી; તેમ જ ઉત્તમ મિષ્ટાન્ન કે રાજવૈભવમાં તેને પ્રીતિ હતી નહિ. તે જોઈ રાજાએ પૂછ્યું, 'હે મહારાણી! ઉત્તમ વૈભવ, શ્રૃંગારવસ્ત્રાદિ હોવા છતાં તમે તેનો ઉપભોગ કેમ કરતાં નથી? શું આપને કંઈ દુઃખ છે? કોઈ કાંઈ કહે છે? શું કારણ છે?' રાણી બોલી: 'મને કાંઈ દુઃખ નથી; પ્રભો! આપ મને ભોગો માટે કહો છો; પણ તે ભોગોથી શું થાય છે?' રાજા બોલ્યો: 'ભોગોથી સુખ થાય છે.' રાણી બોલી: 'અનેક જન્મોમાં એવા ભોગો ભોગવીભોગવી અથડાતાંકુટાતાં આપણે ચાલ્યાં આવ્યાં છીએ, પણ સુખ તો કાંઈ જણાતું નથી; ક્ષણિક સુખની માત્ર ભ્રાંતિ થાય છે; પરંતુ તે પરિણામે જન્મમરણાદિ મોટાં દુઃખનું કારણ થઈ પડે છે. હીરા, મોતી, રત્નાદિનાં ઘરેણાં આ ભૌતિક–હાડમાંસનાં–અપવિત્ર શરીર પર પહેરવાથી શું સુખ થાય છે, તે હું તો કાંઈ સમજતી નથી. માટીનાં આ શરીરરૂપ હાંલ્લાં ઉપર હાર, માળા કે શ્રૃંગારરૂપ પથરા કે ઈંટાળાની ગોઠવણ કરવી, તેમાં શું સુખ છે? દેહમાં અહંભાવ તથા મમતા કરી લેવાથી જ ભવભ્રમણ છૂટતું નથી. રાજન્, પ્રભો! તમે સત્યસ્વરૂપે કોણ છો, તે જાણો, તો સુખનો મહાસમુદ્ર જ તમને હાથ લાગશે. પછી એવાં

તુચ્છ માયિક સુખ તરફ તમારા અંતઃકરણની વૃત્તિ જરા પણ ફરકવાની નથી. તે આનંદઘન જ્ઞાનરૂપ તમારું સત્યસ્વરૂપ ઓળખી સચ્ચિદાનંદ બ્રહ્મમાં તેની એકતા જાણી, તે તત્ત્વ-સ્વરૂપમાં જ તમારું અહંમમત્વ દૃઢ બનાવો, તો તમે પોતે જ સાચા સુખરૂપ છો; બહાર સુખને શોધવા જવાનું છે જ નહિ; આ દેખાતા પદાર્થો તથા તમારું આ શરીર તો જડ, દુઃખમય અને અસત્ છે. તેમાં સુખ હોય જ કયાંથી? ન જ હોય. સુખ તો જ્ઞાનરૂપ તત્ત્વમાં જ છે અને તેજ તત્ત્વ તમે છો. એમ શ્રુતિ પણ કહે છે: 'तत्त्वमसि। તે તું છે' 'તમે દૃશ્ય માત્રના દ્રષ્ટા અને અસંગ છો; તે જ તમે સત્ ચિન્માત્ર આનંદરૂપ છો.' એ રીતે રાજ રાણીના ઉપદેશામૃતના રંગની પિચકારીઓ ભરાઈભરાઈ રાજાને લાગતાં રાજાના અંતઃપ્રદેશનાં ઊંડાણ સુધી અંદર અને બહાર આખું અંગ જ્ઞાનામૃતના રસરંગથી ભિંજાઈને ખૂબ તરબોળ થઈ ગયું. તેનાં અજ્ઞાનરૂપ પડળ ખસી જઈ તેને દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થઈ; તેથી ભ્રાંતિ દૂર થતાં-જીવ-બ્રહ્મની એકતાના જ્ઞાનનો અપરોક્ષ અનુભવ થતાં પરમ શાંતિ પ્રાપ્ત થઈ. બીજી રાણીને પુત્ર થયો હતો, તેથી તેને રાજ સોંપી બન્ને જણાં ઉત્તમ ગંગા જેવાં તીર્થ ઉપર જઈ એકાંતવાસ સેવી, આત્મચિંતનમાં લાગી ગયાં અને દૃઢ અપરોક્ષ અનુભવ માટે 'ओमहं, सोऽहं, ब्रह्मैवाहम्, शिवोऽहं' એમ સ્વરૂપાનુસંધાન કરવા માંડી સાત્ત્વિક અહંકારપૂર્વક તે જ અહંગ્રહની ઉપાસના કરતાં રહી તે બન્ને અનંત, અપાર, શાંત, મનવાણીથી અગમ્ય, કેવળ, આનંદઘન, ૐ તત્ સત્ બ્રહ્માસ્મિ, એવા બ્રહ્મજ્ઞાનરૂપ મહાસાગરમાં લય-લીન બની દેહોહંભાવના છેક જ ભૂલી ગયાં અને અંતે વિદેહકૈવલ્ય પામ્યાં. तथास्तु। शिवमस्तु। हरिः ॐ तत्सत्॥

'સસ્તુ' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચુ' સાહિત્ય'

# ગ્રંથોનું સૂચિપત્ર

## શાસ્ત્રગ્રંથો–મૂળ તથા અનુવાદ

| પુસ્તકનું નામ | પૃષ્ઠ | કિંમત | પોસ્ટેજ |
|---|---|---|---|
| **શતશ્લોકી** અને **બીજાં ચાર રત્નો**–શંકરાચાર્ય: | ૨૦૦ | ૦–૧૨ | ૦–૨ |
| **સ્તોત્ર–સંગ્રહ**–શંકરાચાર્ય: ભક્તિ ને વેદાંત–સ્તોત્રો | ૨૨૦ | ૦–૧૦ | ૦–૨ |
| **સર્વવેદાંત–સિદ્ધાંત–સારસંગ્રહ**–શંકરાચાર્ય: ... | ૨૨૪ | ૧–૪ | ૦–૩ |
| **વિવેકચૂડામણિ**–શંકરાચાર્ય: ... ... | ૧૬૦ | ૦–૧૨ | ૦–૨ |
| **જીવન્મુક્તિવિવેક**–મુમુક્ષુઓ માટે પ્રાચીન ગ્રંથ ... | ૨૨૦ | ૧–૪ | ૦–૨ |
| **મહાવાક્ય–રત્નાવલિ**– ... ... ... | ૧૮૪ | ૦–૧૨ | ૦–૨ |
| **અષ્ટાવક્રગીતા**– ... ... ... ... | ૭૨ | ૦–૮ | ૦–૧ |
| **ઉપનિષદો–૧૧૨**–નીચે પ્રમાણે ત્રણ ગ્રંથોમાં | | | |
| **એકાદશ ઉપનિષદ**– ... ... ... | ૪૫૨ | ૨–૮ | ૦–૫ |
| **બૃહદારણ્યક ઉપનિષદ** ... ... ... | ૨૪૮ | ૧–૮ | ૦–૩ |
| **સો ઉપનિષદો**–પહેલાં ૨૩ ઉપનિષદો મંત્રો સાથે-પછીનાં ૭૭નું માત્ર ભાષાંતર–સારરૂપે | ૭૪૪ | ૪–૦ | ૦–૭ |
| **વિદુરનીતિ**–સરલાર્થ સાથે ... ... ... | ૧૬૮ | ૦–૧૨ | ૦–૨ |
| **મનુસ્મૃતિ**– ,, ,, ... ... ... | ૬૪૦ | ૩–૦ | ૦–૬ |
| **આર્યધર્મનીતિ** અને **ચાણક્યનીતિસાર**–પસંદ કરી ચૂંટેલા ધર્મનીતિના શ્લોકો ... | ૨૦૮ | ૦–૮ | ૦–૨ |
| **વૈદિક વિનય**–૩૬૦ વેદમંત્રો વિસ્તૃત સમજૂતી સાથે | ૮૪૦ | ૩–૧૨ | ૦–૮ |
| **બળવાન બનો !**–કર્મનો શ્રેષ્ઠ ઉપદેશ ... ... | ૧૧૨ | ૦–૮ | ૦–૨ |
| **એકાદશ સ્કંધ**–શ્રીમદ્ ભાગવતનો ... ... | ૪૭૨ | ૧–૪ | ૦–૫ |
| **વિષ્ણુસહસ્રનામ**– ... ... ... ... | ૧૨૮ | ૦–૪ | ૦–૧ |
| **શિવમહિમ્નઃ સ્તોત્ર**–મૂળ શ્લોક, અન્વય, અર્થ અને ટિપ્પણ સહિત ... ... ... | ૫૬ | ૦–૩ | ૦–૧ |
| **ધમ્મપદ**–સંપાદક : પં૦ બેચરદાસ દોશી: ... | ૧૬૨ | ૧–૦ | ૦–૩ |
| **શાંતિપર્વ-મહાભારતનું**–રાજધર્મ, આપદ્ધર્મ અને મોક્ષધર્મ, ચાર વર્ણ તથા આશ્રમના સામાન્ય ધર્મો વગેરે | ૮૫૬ | ૭–૮ | ૦–૧૪ |

# મહાભારત—દળદાર ૭ ગ્રંથોમાં રૂ. ૪૫)

'જેણે મહાભારત વાંચ્યું નથી, તેનું ભારતવાસી હોવું વ્યર્થ છે....'

૧–આદિ ને સભાપર્વ
૨–વન ને વિરાટપર્વ
૩–ઉદ્યોગ ને ભીષ્મપર્વ
૪–દ્રોણપર્વ
૫–કર્ણ, શલ્ય, સૌપ્તિક ને સ્ત્રીપર્વ
૬–શાંતિપર્વ
૭–અનુશાસન, આશ્વમેધિક, આશ્રમવાસિક, મૌસલ, મહાપ્રાસ્થાનિક અને સ્વર્ગારોહણપર્વ

કદ ૭।।×૧૦ : કુલ પાન ૫૨૦૮
પાકાં પૂઠાં : ૨૭ ચિત્રો સાથે

ટપાલ ખર્ચ રૂ. ૬)

આવા મોટા અક્ષરે

**યોગવાસિષ્ઠ મહારામાયણ**—વૈરાગ્ય, મુમુક્ષુ, ઉત્પત્તિ, સ્થિતિ, ઉપશમ ને નિર્વાણ—આ છ પ્રકરણો—ચાર દળદાર ગ્રંથો ... ... ... ૧૬૦૮ ૧૨–૦ ૨–૧

**લઘુ યોગવાસિષ્ઠ**—'બૃહદ્ યોગવાસિષ્ઠ'ના સારરૂપ ૫૫૪ ૨–૮ ૦–૫

**વિચાર-સાગર**—વેદાંતના દોહનરૂપ તત્ત્વજ્ઞાન ... ૪૩૨ ૨–૮ ૦–૫

**શ્રીમદ્ ભાગવત**—બે ગ્રંથમાં ભાષાંતર, નવી ૧૧મી આ. ૧૨૪૦ ૮–૦ ૧–૬

,, ,, —ભાગ રજો (આ. ૮મી) છૂટક મળશે. ૬૬૭ ૩–૦ ૦–૧૦

**ભગવતી(દેવી)ભાગવત**—સરળ ભાષાંતર, મોટા અક્ષરે ૯૨૮ ૬–૦ ૦–૧૫

**આત્મસાક્ષાત્કારની કસોટી**—સં૦ સ્વામી સ્વયંજ્યોતિતીર્થ : ... ... ... ... ૨૦૮ ૧–૪ ૦–૨

**આત્મરામાયણ**—રામાયણનાં પાત્રોના લાક્ષણિક અર્થો દ્વારા તત્ત્વજ્ઞાન સમજાવતું સરળ પુસ્તક ... ૧૪૦ ૦–૧૨ ૦–૨

**મોક્ષમાળા**—શ્રીમદ્ રાજચંદ્ર ... ... ... ૧૮૦ ૧–૪ ૦–૩

**પ્રભુમય જીવનનું રહસ્ય**— ... ... ... ૧૬૮ ૧–૦ ૦–૨

**સ્વરૂપવિચાર**—ગુરુ-શિષ્યના સંવાદરૂપે તત્ત્વોપદેશ ૧૦૪ ૦–૧૦ ૦–૨

**તુકારામગાથા**—બે ગ્રંથમાં—ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય-પ્રેરક અભંગોનું સરળ ભાષાંતર ... ... ૧૮૪૦ ૬–૦ ૦–૧૫

**શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ**—ભાગ રજો ... ... ૩૧૨ ૧–૧૨ ૦–૪

**સ્વામી રામતીર્થના સદુપદેશો**—
**વ્યાખ્યાનો ઇત્યાદિ—(૧)** ... ... ૫૬૪ ૨–૮ ૦–૬

**સદુપદેશો ઇત્યાદિ**-( ૩ ) ... ... ૫૨૦ ૨-૮ ૦-૫

**સ્વામી વિવેકાનંદના ઉપદેશો:**

**સદુપદેશો**-આવૃત્તિ રજી (૪-૫) ... ૬૦૦ ૨-૪ ૦-૬

**ભક્તિયોગ**-આવૃત્તિ રજી (૮) ... ૩૮૪ ૧-૮ ૦-૪

રાજયોગ અને **જ્ઞાનયોગ**-(૧૦, ૧૧) ... ૫૬૦ ૨-૦ ૦-૫

**પાતંજલ યોગસૂત્ર**-વિવેકાનંદના વિવેચન સાથે ૧૯૨ ૧-૦ ૦-૩

**જ્ઞાનયોગ**-વિવેકાનંદે આપેલાં વ્યાખ્યાનો ૨૩૬ ૦-૧૨ ૦-૨

**રાજયોગ**-પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ ઇત્યાદિ ... ... ... ... ૧૩૬ ૦-૧૨ ૦-૨

**વિવેકાનંદસાર**-વિદ્યાર્થીઓ માટે ખાસ ઉપયોગી ૨૬૪ ૨-૦ ૦-૪

**આખ્યાનમાળા**-(૧) સ્વ૦ અનંતપ્રસાદ: ... ૭૦૮ ૩-૦ ૦-૭

,, ,, (૨) ,, ... ૭૨૦ ૩-૦ ૦-૬

**ઉપદેશસારસંગ્રહ**-શ્રી.તિરુવલ્લુવરનો વેદતુલ્ય બોધ ૩૮૪ ૧-૮ ૦-૪

**સુબોધરત્નાકર**-ધર્મનીતિપ્રેરક ૧૦૫ ટૂંકાં દૃષ્ટાંતો ૩૦૦ ૧-૮ ૦-૪

**વિભુની વાટે ને રામાયણની રત્નપ્રભા**- ... ૧૬૪ ૦-૪ ૦-૨

**પ્રભુમય જીવન**-આવૃત્તિ ૮મી ... ... ૧૯૨ ૦-૧૨ ૦-૨

**માણિક્ય સ્મૃતિ**-લે. માણેકલાલ જમનાદાસ મ્હલારજી:૫૫૨ ૨-૦ ૦-૪

**શ્રીજ્ઞાનસૂર્યોદય**-પૂર્વાર્ધ ભાગ ૩, ,, ૧૪૪ ૧-૦ ૦-૨

**શ્રીજ્ઞાનસૂર્યોદય**-ઉત્તરાર્ધ ભાગ ૩, ,, ૧૧૦ ૦-૧૦ ૦-૨

**શ્રીજ્ઞાનસૂર્યોદય**-ઉત્તરાર્ધ પ્રથમ ભાગ (જ્ઞાનયોગ),, ૨૧૪ ૨-૦ ૦ ૩

**જ્ઞાનસૂર્યોદયાખ્ય**-મહાગ્રંથ પ્રવચન ... ... ૨૭૨ ૧-૮ ૦-૪

## સ્વ૦ પઢિયારકૃત પુસ્તકો

**સ્વર્ગનું વિમાન**-ભક્તિનો મહિમા સમજાવતા ૩૨૫ દા. ૩૭૨ ૨-૦ ૦-૪

**સ્વર્ગની કૂંચી**-સદ્વર્તન રાખતાં શીખવનારો બોધ ૩૭૨ ૨-૦ ૦-૪

**સ્વર્ગનો ખજાનો**-ભક્તિમાર્ગ સમજાવતું ... ૩૧૨ ૨-૦ ૦-૪

**સ્વર્ગનો પ્રકાશ**-જ્ઞાન અને પરમાર્થની વાતો ... ૩૩૬ ૨-૦ ૦-૪

**સ્વર્ગની જિંદગી**-કંગાલ મનોદશા માટે ભોમિયારૂપે ૩૦૦ ૨-૦ ૦-૪

**સ્વર્ગનો આનંદ**-ભક્તિ ને તેના પ્રકારોની સમજ ૩૬૦ ૨-૦ ૦-૪

**સ્વર્ગની સીડી**–મોક્ષમાર્ગ પ્રાપ્ત કરવાનાં ૧૨ પગથિયાં ૩૬૦ ૨–૦ ૦–૪
**સ્વર્ગની સડક**–સ્વર્ગના ટૂંકા ને સરળ રસ્તાનું સૂચન ૪૬૮ ૨–૦ ૦–૫
**સંસારમાં સ્વર્ગ**–સંસારને સ્વર્ગ બનાવતું પુસ્તક ૩૪૮ ૨–૦ ૦–૪
**સાચું સ્વર્ગ**–ભક્તિ ને જ્ઞાન વિષયક સાદી વાતો ... ૪૬૨ ૨–૦ ૦–૫

## રામાયણ

**ગિરધરકૃત રામાયણ**–કર્તાની હસ્તપ્રત ઉપરથી ... ૭૬૨ ૪–૮ ૦–૧૦
**તુલસીકૃત રામાયણ**–(બે ભાગ) ૩૨ ચિત્રો ૧૨૦૦ ૮–૦ ૧–૫
" " –ભાગ ૨જો–આ. ૭મી–છૂટક મળશે. ૬૪૦ ૩–૦ ૦–૧૧
**વાલ્મીકિ રામાયણ**–નવી આવૃત્તિ છપાશે.
" " –ભાગ ૨જો (આ. ૩જી) છૂટક મળશે. ૭૬૪ ૩–૦ ૦–૧૨

## ભગવદ્‌ગીતાઓ

**પુરુષાર્થબોધિની ગીતા**–(બે ગ્રંથોમાં) મૂળ શ્લોકો, પદચ્છેદ, અર્થ અને **પંડિત સાતવલેકરજીની** વિસ્તૃત ટીકા સાથે .. ... ... ૧૦૬૮ ૧૦–૦ ૧–૨
**શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા**–જ્ઞાનેશ્વર મહારાજે રચેલી '**ભાવાર્થદીપિકા**' નામની, દૃષ્ટાંતોથી ભરપૂર, ભાવવાહી ટીકા, સરળ અર્થ સાથે ... ૮૮૮ ૪–૦ ૦–૮
**જ્ઞાનસત્ર ગીતા**–ગીતાના મૂળ શ્લોકો, પદચ્છેદ ને શબ્દાર્થ ૩૬૮ ૧–૪ ૦–૪
" " **ગુજરાતી લિપિમાં** ગીતાના શ્લોકો, પદચ્છેદ તથા શબ્દાર્થ સાથે ૩૬૮ ૧–૪ ૦–૪
**શ્રીમદ્ ભગવદ્‌ગીતા**–મોટા સુવાચ્ય અક્ષરો, સરલાર્થ સહિત ... ૨૪૮ ૦–૧૨ ૦–૩
**શ્રીમદ્ ભગવદ્‌ગીતા**–ઉપર શ્લોક ને નીચે ભાષાંતર-વાળી, ગુટકો કદ ૩ા×૫ા ૩૫૨ ૦–૮ ૦–૨
" " શ્લોકો ગુજરાતી લિપિમાં " ૩૫૨ ૦–૮ ૦–૨
**શ્રીમદ્ ભગવદ્‌ગીતા**–માત્ર ગુજરાતી ભાષાંતર-કદ ૩ા×૫ ૨૮૮ ૦–૪ ૦–૧

નીચેની ગીતાઓમાં અર્થ આપેલા નથી; માત્ર સંસ્કૃત શ્લોકો આપેલા છે.
(માત્ર સંસ્કૃત પાઠ કરનારાઓ માટે ખાસ ઉપયોગી)

| | | | |
|---|---|---|---|
| **भगवद्गीता मूळ मूळ**–મોટા અક્ષર | ૨૧૨ | ૦–૧૦ | ૦–૨ |
| ,, ,, મધ્યમ અક્ષર | ૨૦૦ | ૦–૫ | ૦–૧ |
| **पंचरत्न भगवद्गीता मूळ मूळ**–મધ્યમ અક્ષર | ૩૩૨ | ૦–૮ | ૦–૨ |
| ,, ,, ,, લઘુ અક્ષર | ૨૦૦ | ૦–૫ | ૦–૧ |

## જીવનચરિત્રો

| | | | |
|---|---|---|---|
| **સ્વામી સહજાનંદ**–ચરિત્ર તથા ઉપદેશો ... | ૩૩૬ | ૧–૮ | ૦–૪ |
| **સાઈબાબા**–શિરડીના સુપ્રસિદ્ધ મહાત્માનું ચરિત્ર | ૪૩૬ | ૩–૦ | ૦–૫ |
| **રામકૃષ્ણ પરમહંસ**–પ્રેરણાદાયી અદ્ભુત ચરિત્ર | ૬૦૮ | ૨–૮ | ૦–૫ |
| **સ્વામી વિવેકાનંદ**–જીવનના પ્રસંગો આલેખતું ચરિત્ર | ૭૮૪ | ૩–૦ | ૦–૭ |
| **સ્વામી રામતીર્થ**–વિસ્તૃત ચરિત્ર તથા વેદાંતના ઉપદેશો | ૬૭૨ | ૩–૦ | ૦–૭ |
| **ચૈતન્યમહાપ્રભુ**–ત્રણ ગ્રંથો, વિસ્તૃત ચરિત્ર (સચિત્ર) | ૧૫૯૬ | ૬–૮ | ૦–૧૫ |
| **જ્ઞાનેશ્વર મહારાજ ને મહાત્મા એકનાથ**–બે ચરિત્રો | ૫૦૪ | ૨–૮ | ૦ ૫ |
| **સંત તુકારામ**–મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંતનું ચરિત્ર | ૬૪૮ | ૨–૮ | ૦–૬ |
| **સ્વામીશ્રી બ્રહ્માનંદ ને શિવાનંદનાં ચરિત્રો**... | ૪૨૪ | ૧–૬ | ૦–૪ |
| **શ્રીરામચંદ્ર દત્ત ને નાગ મહાશયનાં ચરિત્રો**... | ૩૩૬ | ૧–૦ | ૦–૩ |
| **મ૦ સરયૂદાસજી, ભૂધરભક્ત ને** જાનકીદાસજીનાં ચરિત્રો ... ... | ૨૫૬ | ૦–૧૦ | ૦–૩ |
| **ભક્તચરિત્ર**–ભક્તમાળમાં નહિ આવેલાં ચરિત્રો ... | ૫૨૮ | ૨–૮ | ૦–૫ |
| **આદર્શ ચરિત્રસંગ્રહ**–ભાગ ૨જો–૭૦ ટૂંકાં ચરિત્રો | ૬૨૪ | ૨–૮ | ૦–૭ |
| **ભારતના વીરપુરુષો**–૪૦ વીર પુરુષોનાં ચરિત્રો | ૩૩૬ | ૧–૪ | ૦–૪ |
| **વીર દુર્ગાદાસ** અથવા **મારુ સરદારો**–મારવાડના રજપૂત યુગના નરકેસરીનું વીરત્વભર્યું વૃત્તાંત | ૩૦૪ | ૧–૦ | ૦–૩ |
| **મુસ્લિમ મહાત્માઓ**–૯૬ મુસ્લિમ સૂફી સંતો | ૭૫૬ | ૨–૪ | ૦–૮ |

## સંત-વાણી

| | | | |
|---|---|---|---|
| **પરિચિત પદસંગ્રહ**–૧૧૨ ભક્તોનાં ૯૯૭ ભજનો | ૪૦૦ | ૧–૧૨ | ૦–૪ |
| **મીરાં અને નરસિંહ**–(સં૦ ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈ દિવેટિયા) પસંદ કરેલાં ૧૯૩ ભજનો ને પદો | ૧૦૪ | ૦–૧૨ | ૦–૨ |

| | | | |
|---|---|---|---|
| **અખાની વાણી**—અઘરા શબ્દોના અર્થ તથા સુધારાવધારા સાથે ... ... ... | ૫૦૪ | ૩–૦ | ૦–૬ |
| **દીવાને સાગર**—જીવનસાફલ્યનો ઉલ્લાસ આપતો ગઝલસંગ્રહ ... ... ... ... | ૪૮૦ | ૪–૮ | ૦–૫ |
| **ભજનસાગર**—જુદાજુદા ભક્તોનાં ૯૩૧ ઉત્તમ ભજનો | ૬૮૮ | ૨–૮ | ૦–૭ |
| **પ્રીતમદાસની વાણી**—ધોળ, છપ્પા, કક્કા, મહિના ઇત્યાદિનો સંગ્રહ ... ... ... | ૫૬૦ | ૨–૮ | ૦–૪ |
| **કર્મગાથા**—કર્મની શ્રેષ્ઠ ભાવના સૂચવતો કાવ્યસંગ્રહ | ૨૪૮ | ૧–૦ | ૦–૩ |
| **तुकाम्हणे**—પસંદ કરેલા અભંગો, મરાઠીમાં ... | ૧૨૦ | ૦–૫ | ૦–૨ |

## સ્ત્રી તથા બાળોપયોગી સાહિત્ય

| | | | |
|---|---|---|---|
| **સ્ત્રીઓના વિવિધ પ્રશ્નો**—સ્ત્રીઓની કેળવણી, લગ્ન, વારસાહક્ક, ગામડાંની સ્ત્રીઓનો પ્રશ્ન, કાર્યક્ષેત્ર, શારીરિક સંપત્તિ, ગૃહઉદ્યોગ તથા સ્ત્રીઓની ફરજ ઇત્યાદિ અનેક વિષયો ... ... | ૨૬૪ | ૧–૮ | ૦–૪ |
| **કલ્યાણમયી**—સ્ત્રી ઉપયોગી વાર્તા પુસ્તક (આ. બીજી) | ૨૨૪ | ૧–૦ | ૦–૩ |
| **શ્રીશારદામણિદેવી**—(ચરિત્ર) લે૦ આનંદ ચૈતન્ય: | ૧૦૪ | ૦–૮ | ૦–૨ |
| **ટૂંકી વાર્તાઓ**—ગ્રં.૧લો—સામાજિક નિર્દોષ ૬૬ વાર્તાઓ | ૫૮૮ | ૨–૮ | ૦–૬ |
| ,, ,, —ગ્રંથ ૨જો—કુટુંબ માટે ઉપયોગી ૫૭ વાર્તાઓ | ૫૭૬ | ૨–૮ | ૦–૬ |
| ,, ,, —ગ્રંથ ૫મો—સ્ત્રી-પુરુષો માટે જરૂરી ૫૬ વાર્તાઓ | ૪૦૮ | ૨–૮ | ૦–૪ |
| ,, ,, —ગ્રંથ ૬ઠ્ઠો—સર્વ માટે ઉપકારક ૮૬ વાર્તાઓ | ૭૨૦ | ૨–૮ | ૦–૬ |
| **ભારતની દેવીઓ**—ગ્રંથ ૧લો-પ્રાચીન યુગની ૧૧૩ સતીઓ | ૭૩૨ | ૩–૦ | ૦–૬ |
| ,, ,, —ગ્રંથ ૨જો—મધ્યયુગનાં ઐતિહાસિક ૨૪૯ ચરિત્રો | ૭૩૨ | ૩–૦ | ૦–૭ |
| ,, ,, —ગ્રંથ ૩જો—મધ્યયુગ ને અર્વાચીન ૧૬૬ ચરિત્રો | ૮૦૪ | ૩–૦ | ૦–૮ |
| **બાલભારત**—(સચિત્ર) સંક્ષિપ્ત મહાભારત ... | ૨૮૮ | ૧–૮ | ૦–૪ |
| **બિરબલ અને બીજા**—લે૦ જ્યોતીન્દ્ર હ૦ દવે :: બાદશાહ અને બિરબલની તથા બીજી રમૂજી વાતોનો સંગ્રહ | ૨૮૦ | ૧–૮ | ૦–૩ |
| **બાળસદ્બોધ**—(સચિત્ર) વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ | ૧૨૮ | ૦–૮ | ૦–૨ |
| **ગુલિસ્તાઁ—સુબોધપુષ્પવાટિકા**—મહાત્મા શેખસાદીકૃત | ૧૩૬ | ૦–૫ | ૦–૨ |

| | | | |
|---|---|---|---|
| **સદ્‌ગુણી બાળકો**–(સચિત્ર)૬૯ ખરા બનાવોનો સંગ્રહ | ૧૩૬ | ૦–૮ | ૦–૨ |
| **સુબોધક નીતિકથા**–સ્વ. બિરબલની ૧૫૨ બોધપ્રદ વાતો | ૨૩૨ | ૦–૮ | ૦–૨ |
| **બાળકોની વાતો**–ભાગ ૧લો : બોધપ્રદ ૨૧ વાતો | ૮૪ | ૦–૬ | ૦–૨ |
| ,, ,, –ભાગ ૨જો : બોધપ્રદ ૬૧ લેખોનો સંગ્રહ | ૨૬૪ | ૦–૮ | ૦–૩ |
| **આદર્શ દૃષ્ટાંતમાળા**–(૧) બોધક ૪૨૪ ટૂંકાં દૃષ્ટાંતો | ૪૩૨ | ૨–૦ | ૦–૪ |
| .. .. –(૨) ,, ૩૯૫ ,, ,, | ૪૯૬ | ૨–૦ | ૦–૫ |
| **ઓખાહરણ**–મહાકવિ શ્રી પ્રેમાનંદ કૃત–મોટા અક્ષરોમાં અઘરા શબ્દોના અર્થ સાથે ... | ૧૦૪ | ૦–૧૨ | ૦–૨ |
| **સુદામા ચરિત્ર**–મહાકવિ શ્રી પ્રેમાનંદ કૃત–વાંચતાં રસ પડે એવું, મોટા અક્ષરોમાં ... ... | ૬૪ | ૦–૩ | ૦–૧ |
| **દુષ્યંત ને શકુંતલા અને બીજી વાતો**– ... | ૮૨ | ૦–૬ | ૦–૧ |

## પ્રકીર્ણ સાહિત્ય

| | | | |
|---|---|---|---|
| **ગ્રામરચના**–રવિશંકર મહારાજ ... ... | ૨૭૦ | ૧ ૪ | ૦–૨ |
| **જીવનસંગ્રામ**–નંદલાલ શાહ ... ... | ૮૦ | ૦–૪ | ૦–૨ |
| **ભારતીય સંસ્કૃતિ**–લે. કનૈયાલાલ મા. મુનશી: ... | ૧૩૨ | ૦–૧૨ | ૦–૨ |
| **સ્વામીશ્રી અખંડાનંદજીના પત્રો**–૮૫ બોધદાયક પત્રો | ૨૪૮ | ૧–૪ | ૦–૨ |
| **સુવર્ણયુગ**–લે૦ કનૈયાલાલ મા૦ મુનશી: ... | ૯૨ | ૦–૮ | ૦–૨ |
| **આત્મનિરીક્ષણ** અને **સંકલ્પ**–લે૦ રમણલાલ વ૦ દેસાઈ: સ્વસુધારણાની પ્રેરણા આપતું પુસ્તક: બીજી આવૃત્તિ | ૧૬૮ | ૧–૦ | ૦–૨ |
| **સાહિત્યપ્રારંભિકા**–લે. હિંમતલાલ ગણેશજી અંજારિયા: | ૧૪૪ | ૧–૦ | ૦–૨ |
| **ગુજરાતની ગઝલો**–દી. બ. કૃષ્ણલાલ ઝવેરી–સંપાદિત જુદીજુદી ૮૯ ઉત્તમ ગઝલોનો સંગ્રહ ... | ૧૮૦ | ૧–૦ | ૦–૨ |
| **કચ્છની લોકવાર્તા**–શ્રી. ડુંગરશી ધરમશી સંપટકૃત રજપૂતયુગની કચ્છ દેશની ઐતિહાસિક ઘટનાઓ | ૩૫૪ | ૨–૦ | ૦–૪ |

વધુ વિગત માટે વિસ્તૃત સૂચિપત્ર મંગાવો.

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર પાસે, પોસ્ટ બૉક્સ નં. ૫૦, **અમદાવાદ** અને
કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળે, **મુંબઈ–૨**

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયના પ્રૌઢવાચનનાં ૧૮ પુસ્તકોની**
**સાહસભરી નવી યોજના**

# સર્વોપયોગી સાહિત્યશ્રેણી

પ્રૌઢશિક્ષણ માટે ઉપયોગી થાય તેવાં અને ઓછું ભણેલાંઓ રસપૂર્વક વાંચી–સમજી શકે, એવાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાની યોજનાનાં પ્રથમનાં ૧૮ પુસ્તકો નીચે પ્રમાણે પ્રસિદ્ધ થઈ ગયાં છે અને તેનું સંપાદન જાણીતા સાહિત્યકાર **શ્રી. મોહનલાલ મહેતા(સોપાન)-એ કર્યું છે.**

તમે આ પુસ્તકો વસાવ્યાં ન હોય, તો આજે જ વસાવી લેવા ભલામણ છે.

| | પાન | કિંમત | પોસ્ટેજ |
|---|---|---|---|
| **૧. પ્રકાશનાં પગલાં :** (સચિત્ર) લે૦ શ્રી. કરસનદાસ માણેક: | | | |
| ★ જગતના ભિન્નભિન્ન ધર્મોની પ્રેરક કથાઓ | ૧૨૮ | ૦–૧૦ | ૦–૨ |
| **૨. રાખની ઢગલી :** (સચિત્ર) લે૦ શ્રી. 'સૌજન્ય': | | | |
| ★ વાર્તાના સ્વરૂપમાં સંસારની સળગતી સમસ્યાઓ | ૧૨૮ | ૦–૧૦ | ૦–૨ |
| **૩. હાસ્ય–તરંગ :** (સચિત્ર) લે૦ શ્રી. જ્યોતીન્દ્ર હ૦ દવે: | | | |
| ★ જીવનમાં દરરોજ બનતા પ્રસંગો ઉપરના કટાક્ષ-લેખો | ૧૫૦ | ૦–૧૦ | ૦–૨ |
| **૪. જીવનની કલા :** લે૦ શ્રી. રવિશંકર મહેતા: | | | |
| ★ જીવનની સફળતા માટેનું વ્યવહારુ માર્ગદર્શન | ૧૪૦ | ૦–૧૦ | ૦–૨ |
| **૫. જગતમાં જાણવા જેવું :** (સચિત્ર) લે. શ્રી. છોટાલાલ કામદાર: | | | |
| ★ જગતની અદ્ભુતતા ને ઉપયોગિતાનો સરલ પરિચય | ૧૨૮ | ૦–૧૦ | ૦–૨ |
| **૬. જીવનપરિવર્તન :** (સચિત્ર) લે૦ શ્રી. 'સોપાન:' | | | |
| ★ એક જીવનપલટાની કરુણ–મંગળ સળંગ વાર્તા | ૧૪૦ | ૦–૧૦ | ૦–૨ |
| **૭. ઇતિહાસને અજવાળે :** (સચિત્ર) લે૦ શ્રી. ઇન્દ્ર વસાવડા: | | | |
| ★ ઇતિહાસની પરાક્રમી વ્યક્તિઓની જીવનરેખા | ૧૩૬ | ૦–૧૦ | ૦–૨ |
| **૮. ગામડું બોલે છે :** (સચિત્ર) લે૦ શ્રી. ચુનીલાલ મડિયા: | | | |
| ★ હિંદના નમૂનારૂપ એક ગામડાનું સાચું જીવન | ૧૪૪ | ૦–૧૦ | ૦–૨ |



૧૮૭૪ / ૧૯૪૨

છેલ્લી અર્ધી સદીમાં મહાગુજરાતે **મહર્ષિ દયાનંદ સરસ્વતી, મહાત્મા ગાંધીજી અને ભિક્ષુ અખંડાનંદ**—એ ત્રણ મહાપુરુષો આપ્યા છે.

એ ત્રણે મહાપુરુષોએ જનતાના હિતનો મહાન સિદ્ધાંત વિચાર્યો, જાહેર કર્યો ને પોતાના જ જીવન દ્વારા અનેક મુશ્કેલીઓનો સામનો કરીને ક્રિયાના પ્રદેશમાં એ સિદ્ધાંતને સફળ કર્યો.

સંત અને કર્મયોગી એવા **ભિક્ષુ અખંડાનંદે** જનસેવાનો ઉચ્ચ પ્રકાર દેખાડ્યો છે.

તેમણે અજ્ઞાનરૂપી અંધાપો દૂર કરવા માટે પુસ્તકો દ્વારા ઉત્તમ વાચનરૂપી રસાયન લાખો ગુજરાતીઓને પૂરું પાડ્યું છે.

તેમણે ઋષિમુનિઓની વાણી અને વિદ્વાન લેખકોના વિચારોનો પ્રચાર કરી, જનતાને નવું જીવન આપ્યું છે. તેમણે સાહિત્યના મહાન ક્ષેત્રમાંથી ત્રણસો જેટલાં ઉત્તમ પુસ્તકો ચૂંટીને, સર્વ રીતે શુદ્ધ કરીને સરળ અને સહેલાઈથી વાંચી શકાય તેવા મોટા અક્ષરોમાં છપાવ્યાં અને તેમની લાખો પ્રતો ગરીબમાં ગરીબ માણસને પોસાય એવી સસ્તી કિંમતે ગુજરાતના ઘરેઘરમાં પહોંચાડી છે.

આ અગ્રગણ્ય સંતપુરુષે 'कथयन्तो मां नित्यम्' એ ગીતાસૂત્ર પ્રમાણે છેક છેવટની ઘડી સુધી ગુજરાતના જીવનમાં અનેક શુભ સંસ્કારો રેડ્યા છે.

તે શ્રેષ્ઠ કાર્ય તેમની પાછળ ચાલુ રહે તેવી વ્યવસ્થા પણ તેમણે કરી છે.

જ્ઞાનનું દાન એ સૌથી ઊંચું દાન છે; અને એ પ્રદેશમાં પહેલી પંક્તિએ બેસનાર દાતા **ભિક્ષુ અખંડાનંદ**નું સ્થાન ગુજરાતના ગૌરવમાં—હિંદના રાષ્ટ્રજીવનમાં અપ્રતિમ રહેશે.


## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

**ભદ્ર પાસે, પોસ્ટ બોક્સ નં. ૫૦, અમદાવાદ અને**

**કાલબાદેવી રોડ, હાથી બિલ્ડિંગ, ત્રીજે માળે, મુંબઈ–૨**